# મેવાડનો પુનરૂદ્ધાર.

કિંવા

## ભાગ્યવિધાયક—ભામાશાહ.



જૈનપત્રની ઓફીસ—ભાવનગર.

'જૈન' પત્રની

સને ૧૯૨૦ ની ભેટ.

# ભાગ્યવિધાયક–ભામાશાહ

કિંવા

# મેવાડનો પુનરૂદ્ધાર.

લેખક,

જગજીવન માવજી કપાસી

ચુડા—કાઠિયાવાડ.

પ્રકાશક,

શેઠ દેવચંદ દામજી

કુંડલાકર.

અધિપતિ–'જૈન'

કીંમત ૨—૦—૦

---


ભાવનગર:—શ્રી "આનંદ પ્રિન્ટીંગ પ્રેસ" માં શાહ ગુલાબચંદ લલ્લુભાઇએ છાપ્યું.

શ્રી

# પ્રસ્તાવના.

જીવન ઘટનાનો આધાર અનુકરણ ઉપર વિશેષ અવલંબે છે. એ ઉપરથી પ્રાચિન જીવન-ઇતિહાસ સમાજમાં વધારે આદરણિય થતા જાય છે. આ પુણ્ય ભૂમિ હિન્દુસ્થાનમાં અનેક મહાન મનુષ્યો થઇ ગયાં છે, એ ઇતિહાસનાં વાંચનથી સારી રીતે સમજી શકાય તેમ છે. એટલે તેમનો ઇતિહાસ મનનનિય થઇ શકે ને તેમાં પણ ઇતિહાસની સામાન્ય અને શુષ્ક વાત કરતાં અવનવી ઘટનાઓથી ભરેલી ઐતિહાસિક નવલકથા જનસમાજનાં હૃદય ઉપર જોઇએ તેવી અસર કરી શકે છે. આ એકજ કારણ ઉપરથી હું ઐતિહાસિક નવલકથાઓ લખવાને પ્રવૃત્ત થયેલો છું, એમ નથી. કિન્તુ કેટલાક જૈન ઇતિહાસથી અપરિચિત લેખકોથી જૈન ઇતિહાસને લગતી નવલકથાઓ લખાણી છે, તેમાં જૈનોને કેટલેક અંશે અન્યાય આપવામાં આવેલો છે. આ કારણથી જૈનઇતિહાસનાં ખરાં સ્વરૂપને દર્શાવવાને અને પૂર્વના ઇતિહાસમાં જૈનીઓએ લીધેલા અગ્ર ભાગને યથાર્થ રૂપમાં આલેખવાને મારો આ પ્રયાસ છે. ગયા વર્ષમાં "ગુજરાતનું ગૌરવ" નામક ઐતિહાસિક નવલકથા મેં લખી અને તેને "જૈન" પત્રના અધિપતિ શ. રા. દેવચંદ દામજી શેઠે એ પત્રની ભેટ તરીકે પ્રસિદ્ધ કરી, તે પછી આ નવલકથા પણ તેજ પત્રની ભેટ દાખલ પ્રગટ થાય છે અને તેનાં વાંચન અને મનનથી જો ક્ષત્રિય ધર્મ, સ્વદેશ પ્રેમ, જીવદયા, શુદ્ધ પ્રેમ,

અને સમાજસેવાદિ ગુણોની આવશ્યકતા મનુષ્યવર્ગનાં હૃદયમાં જોઇતી અસર કરશે, તો મારા શ્રમનું સાર્થક્ય થશે.

પ્રસ્તુત નવલકથા મેવાડના વીરશ્રેષ્ઠ મહારાણા પ્રતાપસિંહ અને મોગલકુલતિલક શહેનશાહ અકબરના સમયને અનુલક્ષીને લખાયલી છે. જો કે આ સમયની બીજી કેટલીક નવલકથાઓ લખાઇ ગઇ છે; તેમ છતાં તેજ દિશામાં પ્રયાસ કરીને મેં આ નવલકથા લખેલી હોવાથી પુનરૂક્તિનો દોષ કદાચ મારા માથે આવશે; પરંતુ આ સમયની બીજી નવલકથાઓમાં જે ઘટનાને વિસારી મૂકવામાં આવી છે, તેને મુખ્યતા આપીનેજ મેં આ સાહસ કર્યું છે અને તેથી મને આશા છે કે ઇતિહાસરસિકોને અને જૈન સમાજને કાંઇક નવુંજ જાણવાનું મળશે. મેવાડના મહારાણા પ્રતાપસિંહના વીરોચિત સદ્‌ગુણોથી તથા મેવાડના પુનરૂદ્ધાર માટે તેમણે સેવેલાં દુઃખો અને પરિશ્રમોથી સર્વ કોઇ પરિચિતજ છે અને તેથી તે વિષે વિશેષ વિવેચન કરવું, એ મને ઉચિત લાગતું નથી; પરંતુ મહારાણા પ્રતાપસિંહને ખરેખરી સહાય અને સલાહ આપવામાં અને મેવાડનો પુનરૂદ્ધાર કરવામાં જે મહાપુરૂષે અનેક કષ્ટો સહેવા ઉપરાંત અખુટ ધનસંપત્તિ આપવાની ઉદારતા કરી હતી, અને જેની કારકીર્દીનાં જૈન સેવાના ચિરસ્મરણ રૂપે અત્યારે પણ કોમલનેર અને આસપાસ સંખ્યાબંધ જૈન મંદિરોને ચૈત્યો અસ્તિત્વ ધરાવી રહ્યાં છે. તેની અતિ પ્રશંસનીય દેશસેવાને વિસ્તારથી નવલકથાની શૈલીએ દર્શાવવાની આવશ્યકતા છે, કે જેથી મનુષ્યોનાં અંતઃકરણોમાં તેની સચોટ છાપ પાડી શકાય અને જૈનો પોતાના દેશસેવાના કાર્યમાં વિશેષ ઉત્સુક થઈ શકે. કેમકે આ મહાપુરૂષ તે મેવાડનો વંશપરંપરાનો મંત્રીશ્વર ભામાશાહ જાતિએ વણિક અને ધર્મે જૈન હતો. મંત્રીશ્વર ભામાશાહે પ્રતાપસિંહની સાથે વને વને ભટકી તથા કષ્ટોને સહીને છેવટે તેને મેવાડના પુનરૂદ્ધાર માટે જે અમૂલ્ય સહાય આપી હતી, તેનું બુદ્ધિગમ્ય ચિત્ર આ

નવલકથામાં આલેખવામાં આવ્યું છે. મોગલ શહેનશાહ અકબરને માટે કેટલાક ઇતિહાસકારોની કડવી ફરિયાદ છે; પરંતુ તે વિષે ન્યાય આપવાનું કાર્ય એક નવલકથાકારનું નથી અને તેથી મેં વાંચકોની બુદ્ધિ ઉપર તે વાતને મૂકી દીધી છે. શહેનશાહ અકબર ગમે તેવો હતો; તો પણ એટલું તો સિદ્ધ છે કે અન્ય મુસલમાન બાદશાહો કરતાં તે અક્ષય કીર્તિને સંપાદન કરી ગયો છે. આનું કારણ બીજું કાંઇજ નહિ; પરંતુ તેની ધર્મજીજ્ઞાસા તે માટે આભારી હતાં. ધર્મજીજ્ઞાસાને લઇ તેણે પ્રત્યેક ધર્મના પંડિતોને પોતાના દરબારમાં એકત્ર કર્યા હતા અને તેમના સતત સદુપદેશથી તેનું ઉત્તર જીવન સુધરી ગયું હતું. શહેનશાહ અકબરને સાત્વિક ઉપદેશ આપનાર તો જૈનાચાર્ય શ્રીહીરવિજયસૂરિજ હતાં. આ અતિ વિદ્વાન અને ચારિત્રસંપન્ન સૂરિશ્વરના ઉપદેશની અસર અકબરના હૃદયમાં એટલી હદે અંકિત થયેલી હતી કે તેણે તેમને પોતાના ગુરૂ તરીકે માનીને તેમને જગદ્ગુરૂની મહાન્ પદવી આપેલી હતી. આ ઉપરાંત જીવહિંસાની મના, કેદીઓ અને પશુપક્ષીની સ્વતંત્રતા, જજીયાદિ પ્રજાને હરકતકર્તા કરોની માફી વગેરે સમાજને ઉપયોગી અનેક ફરમાનો કઢાડીને તેણે પોતાના ગુરૂની ઇચ્છાને માન આપ્યા ઉપરાંત પ્રજાની પ્રીતિને સંપાદન કરી હતી. એક મુસલમાન શહેનશાહ પાસેથી જીવહિંસાની બંધીનાં ફરમાનો મેળવવાં, એ અશક્ય વાત છે; છતાં ઉપર્યુક્ત આચાર્ય મહારાજે તથા તેમના શિષ્ય ઉપાધ્યાય શાંતિચંદ્રજીએ તેને પ્રતિબોધીને એ અશક્ય વાતને શક્ય બનાવી હતી. શહેનશાહ અકબરે જો પ્રજાની પ્રીતિનું પાત્ર બન્યો હોય, તો તે આ સૂરીશ્વરના સહવાસ અને ઉપદેશનું જ ફળ છે. આ પ્રમાણે મેવાડનો પુનરૂદ્ધાર કરવામાં મુખ્ય ભાગ મંત્રીશ્વર ભામાશાહનો હતો અને સમસ્ત હિન્દુસ્થાનમાં જીવદયાનો પ્રચાર કરાવવામાં આચાર્યશ્રી હીરવિજયસૂરિનો હાથ હતો, એ સમજી શકાય તેવી વાત છે અને આ

ઉભય પ્રસંગોને અનુલક્ષીને આ નવલકથા તૈયાર કરવામાં આવી છે, એ કહેવાની હવે કાંઇ જરૂર રહેતી નથી. પૂર્વકાળમાં જૈનીઓએ દેશ, સમાજ અને ધર્મની સેવા કરવામાં કેવો અગ્ર ભાગ ભજવ્યો છે, તે આ ઉપરથી સારી રીતે જણાય છે. દેશ અને સમાજની સેવામાં જે ધર્મ મુખ્ય ભાગ લે છે, તે ઉન્નતિના શિખરે પહોંચે છે, તે ઇતિહાસસિદ્ધ વાત છે. પૂર્વકાળમાં જૈન ધર્મની જાહોજલાલી અને ઉન્નતિ હતી, એનું કારણ પણ એજ છે અને હાલ પણ જો આપણે જૈનો આપણા પવિત્ર ધર્મના જીવદયા અને વિશ્વપ્રેમાદિ ઉત્તમ સિદ્ધાંતોનો પ્રચાર કરવાની સાથે તેની ઉન્નતિને ઇચ્છતાં હોઇએ, તો આપણે દેશ અને સમાજને ઉપયોગી થઇ પડવાની ખાસ અગત્ય છે.

પ્રસ્તુત નવલકથા લખવામાં મેં કૃપારસકોષ–ભાષાંતર, ટોડ રાજસ્થાન, અકબર, પ્રતાપપ્રતિજ્ઞા નાટક, આઇન–ઇ–અકબરી, જહાંગીર, આગ્રા અને દીલ્હી, જૈન ઇતિહાસ, મેવાડની જાહોજલાલી, ભારત રાજ્યમંડલ, હલદીઘાટનું યુદ્ધ, પ્રતાપસિંહ, નુરજહાં, મેવાડની સંધ્યા અને મેવાડકા ઉદ્ધારકર્તા ઇત્યાદિ ઇંગ્રેજી, ગુજરાતી તથા હિંદી પુસ્તકોની સહાય લીધેલી છે અને તેથી તે સર્વ પુસ્તકોના મૂળ લેખક તથા ભાષાંતરકાર મહાશયોનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મારે એક વાત જણાવવી જોઇએ કે પ્રાચિન ઇતિહાસ આપણે શ્રૃંખલાબદ્ધ મેળવી શકતા નથી. તેમ ભિન્ન ભિન્ન ઇતિહાસ લખનાર વચ્ચેના નોંધોમાં પણ એકજ પાત્રના અંગે કેટલાક તફાવત આવી જાય છે. તોપણ મેં આ વાર્તા લખતાં લખતાં તેમાં સંભવિત ઘટનાને વધારે વજન આપેલ છે. તો પણ વાર્તાની સંકલના અને રસ પોષવામાં ક્વચિત કલ્પનામિશ્ર ઘટનાઓને પણ આદર અપાયો હશે. આ ધોરણ વર્તમાન ઐતિહાસીક વાર્તા લખવામાં નિરૂપાયે સ્વીકારવાનું સામાન્ય હોવાથી ક્ષંતવ્ય ગણાશે.

છેવટે એક ખુલાસો કરવાની અગત્ય છે કે આ નવલકથા હિન્દુ અને મુસલમાનો વચ્ચે જે સમયે પ્રબળ વિરૂદ્ધતા ચાલતી હતી, તે સમયની હોવાથી હિન્દુ-મુસલમાન વચ્ચેની વિરૂદ્ધતાનું ચિત્ર આલેખતાં મેં સંપૂર્ણ કાળજી રાખેલી છે; તેમ છતાં ઇતિહાસની સમયસંકલનાને અનુસરીને પાત્રવાદમાં કદાચ અરસપરસ અઘટિત શબ્દોનો પ્રયોગ થઇ ગયો હોય, તો તે સમયને અનુલક્ષીને જ થયેલો હોવાથી ક્ષંતવ્ય છે. હવે પૂર્વ સમયની વિરૂદ્ધતાના દિવસો વહી ગયા છે અને પરમાત્માની કૃપાથી હિન્દુ અને મુસલમાનનું ઐક્ય થવાના પ્રસંગો ઉદ્ભવતા જાય છે, એ પ્રત્યેક દેશપ્રેમીને ખુશી થવા જેવું છે. ઐક્ય એ દેશ, સમાજ કે ધર્મની ઉન્નતિનું મૂળ છે અને તેથી આપણે જો એને દૃઢતાથી વળગી રહેશું, તો ઉદયની આપણી જે ભાવનાઓ છે, તે સત્વર ફલિભૂત થવાનો પ્રસંગ આવશે. આમીન!

સુરત
તા. ૧૫-૬-૧૯૨૦ } જગજીવન માવજી કપાસી.



# ઉપોદ્‌ઘાત.

જૈન ઇતિહાસ એ હિંદના ઇતિહાસનું ભૂષણ છે. જૈનોની દેશસેવા, રાજકીય કુશળતા અને રાષ્ટ્રીય હિતની જાળવણીના ઘણા પ્રસંગો એવા છે કે જે હિંદની જાહોજલાલી અને ગૌરવ માટે ખાસ નોંધવા યોગ્ય થઇ પડે. માનવંત ફારબસ સાહેબે ગુજરાતના ઇતિહાસિના ઉપાદાનો શોધવાનું શરૂ કર્યું ત્યારે તેમને જૈન ભંડારોની સ્હાયથી જે ઐતિહાસિક પુરાવાઓ મળ્યા હતા, તે તેમના કાર્યને સૌથી વધારે મદદગાર થઇ પડ્યા હતા. નામદાર ગાયકવાડ સરકારે પણ પોતાના પ્રાચિન સાહિત્યની શોધખોળ ખાતા-દ્વારા જે મેળવ્યું છે અને પ્રકટ કરાવ્યું છે તેમાં મોટો ફાળો જૈન સાહિત્યનો છે. ભાઇબંધ 'ગુજરાતી' પત્રે પોતાની ભેટના ઐતિહાસીક ગ્રંથોમાં 'પાટણની પ્રભુતા' નો ગ્રંથ બહાર પડ્યો ત્યારે કુદરતી રીતે જ અમને એમ લાગ્યું કે જે કોમમાં 'મુંજાલ' જેવા કુશળ મંત્રી અને 'કુમારપાળ' જેવા પ્રજાપ્રિય રાજવંશીઓ નજીકની સદીઓમાં જ થઇ ગયા છે અને જેમનું સાહિત્ય ગુજરાતના ઇતિહાસમાં અગ્ર સ્થાન ભોગવી રહ્યું છે, તેવા પ્રાચિન વિશાળ અને કુશળ પૂર્વ પુરૂષોના સમર્થ દેશાત્મબોધક ચારિત્રથી હાલની જૈન પ્રજા અજ્ઞાત રહેવાથી જ અત્યારે નિઃસત્ત્વ અને બીરૂ બની ગયેલી જોવાય છે, એટલુંજ નહિ પણ તે પ્રાયઃ આત્મ વિસ્મૃત થઇ ગઇ છે, એમ જૈનેતર પ્રજાને મુકાબલે કહીએ તોપણ ખોટું નથી. સુભાગ્યે આવા ઇતિહાસને બહાર મુકવાનો પ્રસંગ લેવાવા લાગ્યો છે, પરંતુ તેના લેખકો તે સમયની સંપૂર્ણ જૈન પરિસ્થિતિથી અપરિચીત હોઇને કેટલાક પાત્રોને અજાણ્યે પણ અન્યાય આપી દે છે, અગર તો પોતાની દૃષ્ટિમાં ઉપયોગી જણાતા પ્રસંગો લઇ સંતોષ માનતાં કેટલુંક અંધારામાં જ રહી જવા પામે છે. આ સર્વ હકીકતનો વિચાર કરી અમોએ છેલ્લા બે વર્ષથી આવા સમર્થ જૈન નરોના ઇતિ-

હાસને વાર્તારૂપે પ્રકટ કરવા અને તે અમારા ગ્રાહકોને 'ભેટ' આપી બહોળો ફેલાવો કરવાને શરૂ કર્યું છે.

આ વર્ષની ભેટ 'ભામાશાહ' નામના એક ધનાઢ્ય અને દેશ હિતેચ્છુ જૈન નરવરના હૃદયનો પરિચય કરાવે છે. વાર્તાની સંકલના અને ચરિત્રનાયક 'ભામાશાહ'ના પરિચય સંબંધે લેખકે પ્રસ્તાવનામાં ઇસારો કરેલ હોવાથી તે સંબંધી પિષ્ટપેષણ કરવાની અમે અત્રે જરૂર જોતા નથી; પરંતુ એટલું તો કહેવું જોઇશે કે શરીરના દરેક અંગ પોતપોતાના સ્થાને જરૂરનાં અને કિંમતી છે તેમ 'ભામાશાહ'નું જીવન તેના દેશપ્રેમ અને રાજ્યભક્તિ તથા હૃદયની ઉદારતાની દૃષ્ટિયે ઉચ્ચ કોટીએ મુકવા જેવું છે. 'પ્રતાપ' જેવા સમર્થ ટેકવાળા અને દેશ–ધર્મ તથા જાતીય અભિમાન ધરાવનાર પુરૂષથી જ આર્યપ્રદેશનું આર્યત્વ તેમજ ક્ષાત્રતેજ આજે ટકી શક્યું છે તે વાત જેમ નિર્વિવાદ છે, તેમ પ્રતાપી પ્રતાપની નિરાશાની છેલ્લી ઘડીએ 'ભામાશાહ'ની ભક્તિ અને ઉદાર સ્વાર્પણતાવાળું આત્મભોગી ચારિત્ર એ 'પ્રતાપ'ના પુનરોત્સાહ માટે ઓછું મૂલ્યવાન નથી. બીજા શબ્દોમાં કહીએ તો 'ભામાશાહ'નું સ્વાર્પણ એજ પ્રતાપના પ્રોત્સાહન હતું, અને તેજ પ્રોત્સાહનનું બળ એ આર્યત્વનું રક્ષણ હતું. આ ઘટના જૈન પ્રજાને માટે, આર્યભૂમિ અને આર્યત્વના રક્ષણનો ફાળો આપવામાં દૃષ્ટાંતિક અને મગરૂર થવા યોગ્ય છે.

ગયા ઑગસ્ટ માસમાં જ્યારે અમે ઉક્ત પવિત્ર પુરૂષ ભામાશાના જીવનચરિત્ર વિષે વિચાર ચલાવી રહ્યા હતા તેજ વખતે અણધારી રીતે "ભારતની આધુનિક સ્થિતિ" વિષેની એક વક્તૃતાના ભણકાર અમારા કાને આવ્યા. અમને એ ઉપદેશમય વક્તૃતામાં કાં જાણે ભામાશાના જીવનસૂત્રોનો પ્રતિધ્વની જ ન થતો હોય એમ લાગ્યું! ભામાશાના જીવનસંગીત સાથે ઉક્ત વક્તૃતાના સુરો એકમેક થઇ જતા હોય અને આસપાસના જૈન વાતાવરણમાં કંઇક નવીનતા–ચેતનતા આવતી હોય તેમ પ્રતીત થવા લાગ્યું. તપાસ કરતાં જણાયું કે એ

વક્તૃતા આપનાર, સ્વદેશી વૃત્તધારી જૈન મંડલાચાર્ય શ્રી કમળ સૂરિ હતા. એટલુંજ નહીં પણ તેમના વિચારો અને આચારોમાં પણ સ્વદેશપ્રેમ વ્યાપી રહ્યો હતો. આથી સ્વાભાવિક રીતેજ ભામાશાના જીવન-પરિચય સાથે આ સ્વદેશ-સ્વધર્મપ્રેમી જૈન મુનિનો પણ પરિચય આ ગ્રંથમાં કિંચિત્ અંશે કરાવ્યો હોય તો તે મણીકાંચનયોગવત્ થઇ પડે એવી ભાવનાથી અમે ઉક્ત મંડલાચાર્ય કમળસૂરિના જીવન અને ઉપદેશોનો અમારા વાચકવર્ગને પરિચય કરાવવાની આ તક લીધી છે. જોકે જૈન સૃષ્ટિમાં અત્યારે ઘણા વિદ્વાન અને દેશહિતૈષી પુરૂષો છે અને પ્રસંગ આવ્યે તેમના વિચાર-ઔદાર્યને અનુભવવાનું બની શકે એ અમારા લક્ષ બ્હાર નથી; પરંતુ પુનરૂક્તિના દોષને વ્હોરી લઇને પણ એટલું જણાવવું જોઇએ કે આ ગ્રંથમાં જે સ્વદેશપ્રાણ પુરૂષનું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે તેને અનુકૂળ વિશાળતા, હૃદયની નિર્ભયતા અને સ્વદેશસેવાને આચારમાં મુકવાની પ્રાથમિક હિમ્મત કરનાર આ પહેલા જ મુનિ હોવાથી ગુણગ્રાહ્ય બુદ્ધિએ અમે તેમનું નામ આ ગ્રંથ સાથે જોડવાને વધારે આવશ્યક વિચાર્યું છે; અને વાચકને પણ એજ ભલામણ છે કે નિંદા-સ્તુતિના આવરણો વચ્ચે ગોથાં ખાવા કરતાં તેમના વિચારસ્વાતંત્ર્ય અને હૃદયઉર્મિનો અભ્યાસ કરવાથી આપણે નવું ચૈતન્ય પ્રકટાવી શકશું.

મનુષ્યના જીવનમાં અવનવી ઘટનાઓ બન્યાં જ કરે છે. એ બધી ઘટનાઓનું લાંબું લીસ્ટ આપવાથી કોઇને કશો ફાયદો થતો નથી. સેંકડો ચિત્ર-વિચિત્ર બનાવો કરતાં એક અમૂલ્ય વિચાર, એક અસરકારક ઉપદેશ, એક પ્રેરણાત્મક વાણી-યુગોના ઢગલાબંધ કચરાને-સુસ્તતાને સાફ કરી દે છે. મંડલાચાર્ય શ્રી કમલસૂરિનો ખરો પરિચય તેમના ઉપદેશોમાં, માર્ગસૂચનોમાં અને પ્રબળ પ્રેરણાઓમાં રહેલો છે એમ માન્યા વિના ચાલતું નથી. તેઓશ્રીએ આજથી લગભગ છ માસ ઉપર ભારતની આધુનિક સ્થિતિ વિષે જે સ્પષ્ટ ઉદ્‌ગારો

બ્હાર પાડ્યા હતા અને તે દરમીયાન પાશ્ચાત્ય સંસ્કૃતીની સમાલોચના કરી જૈન કોમને જે માર્ગ નિર્દેશ કર્યો હતો તે ઉપરથી જ તેમની ઉત્સાહપૂર્ણ ભાવનાઓ અને દેશદાઝની સહેજ ઝાંખી થઇ શકશે. અમે એ ચિરસ્મરણીય ભાષણનો કેટલોક ભાગ નીચે ઉદ્ધૃત કરવાનું સાહસ કરીએ છીએ. તેઓ વર્ત્તમાન પરિસ્થિતિ વિષે સિંહાવલોકન કરતાં કહે છે કેઃ—

હિંદ કયે માર્ગે જાય છે ?

"આપણા દેશનું નાવ અત્યારે ક્યાં ગોથાં ખાય છે તે જોવાની આપણને ખાસ જરૂર છે. પશ્ચિમની સંસ્કૃતિની અસર થતાં આપણને પણ છુટા થવાનું મન થયું. મરણ પછીના જીવનની તૈયારી કરવા અને જીવનના હક્કો મેળવવાનું મન થયું. આપણા દેશનો કારોબાર આપણા સત્યપ્રિય નાયકોના હાથમાં આવે એમ આપણે ઇચ્છવા લાગ્યા.

સ્વાતંત્ર્ય પ્રિય બ્રિટીશ પ્રજા સમક્ષ આપણે આપણી થોડી ઘણી ઇચ્છાઓ રજુ કરી. જવાબમાં એ પ્રજાએ આપણી થોડી ઘણી ઇચ્છાઓને પણ કાંઇક અંશે સ્વીકારી તેને કાયદા પૂર્વકની જણાવી, ને સને ૧૯૧૭ ના આગસ્ટની ૨૦ મી તારીખે છુટાપણાની લડતમાં આજ સદીઓ થયાં ઝઝુમતા આવેલા બ્રિટન સિંહ તરફથી હિંદને પણ સ્વરાજ્યના માર્ગે લઇ જવાનું કહેવાયું. નામદાર હિન્દી પ્રધાન મી. મોન્ટેગ્યુ અને વાયસરાય ના. ચેમ્સફર્ડે પોતાના પ્રતિનિધિત્વનો પગદંડો કાયમનો રહે અને હિન્દવાસીઓને સંતોષ થાય એવી લાંબી યોજના ઘડી. વિદ્વાન કહેવાતા કેટલાક મોડરેટ આગેવાનો આ યોજનાથી ફિદા ફિદા થઇ ગયા અને કહેવા લાગ્યા કે—" જો બની શકે તો તેમાં થોડા સુધારા વધારા કરો તો મોટી મહેરબાની, અને નહિ તો અમારા માટે—ભારતવાસીઓ માટે આટલું બસ છે." હું આ યોજનાને સંપૂર્ણ સંતોષકારક યોજના માની શકતો નથી. તેમજ 'સ્વરાજ્ય એ જન્મ સિદ્ધ હક્ક છે' એવી માન્યતાવાળા જાણીતા વિદ્વાન એકસ્ટ્રીમીસ્ટ આગેવાનો

અને હિન્દના સમજુ વર્ગમાં ઘણો મોટો ભાગ પણ તેમ માને છે. આ બે જાતિની માન્યતાથી આપણે એકસંપીથી છુટા થયા. અલબત મતભેદ એ કુદરતી છે અને તેનો કયારેય પણ નાશ થવાનો નથી, પણ આ મતભેદે ગંભીર રૂપ પકડયું અને તેમાંથી હઠ ઉપર વાત જતાં ઐકયતાને મોટો ધક્કો પહોંચ્યો છે, એમ હું માનું છું. આ યોજના યુક્તિ પ્રયુક્તિથી ભરપૂર તથા અસંતોષકારી (મારી દૃષ્ટિએ) છતાં, જેમના હાથમાં હાલ દેશના કારોબારનું સુકાન છે એવા સ્વાર્થી અધિકારીઓને પોતાની સત્તા જતી રહેવાનો ભય થયો. હિન્દીઓ કચડાયલા રહે તેમાં જ જેને લાભ છે એવા સ્વાર્થી ગોરા વેપારીઓને ગભરાટ થયો, આથી અધિકારીઓ અને ગોરા વેપારીઓએ સાથે મળી પોતાને અન્યાય મળે છે એવી નકામી બૂમો મારી શોરબકોર મચાવી મૂકયો. તેથી સત્ય હકીકત રજુ કરવા આપણા આગેવાન પ્રતિનિધીઓ સ્વતંત્રતા દેવીના ( લંડન ) દ્વારે જઈ પહોંચ્યા. સ્વાર્થી અધિકારીઓએ પોતાની સત્તા ટકાવી રાખવા નિશ્ચય કર્યો–કાળાં ખીલની બેડીઓ હિન્દને માથે ઠોકી, પંજાબમાં આપખુદી અને જુલમાટનો પંજો બતાવ્યો. તેમજ ઘણી યુક્તિથી પ્રજા–સમાજને દાબી દેવા પ્રયત્ન કર્યો. પણ જ્વાળામુખી દબાય તો પ્રજા–સમાજ દબાય, ત્રીશ કરોડની વસ્તીવાળા દેશની એક પ્રજા એક વખત એકી સાથે જાગ્રત થઇ તો પછી ભલેને સમસ્ત જગત સામે આવી જાય તો પણ તેની જ્વાળા કદી દબાવાની નથી. અગ્નિને દાબશો તો તે ભીતરમાં ધુંધવાયા કરશે અને વધારે ખરાબી કરશે. પ્રજા શાસનની ભાવના એ અગ્નિ છે. રૂશીઅન સત્તાવાળાઓએ સદીઓ સુધી તેને જોર જુલલમથી દાબી રાખ્યો તેના પરિણામમાં અત્યારે રૂશીઆમાં અગ્નિજ્વાળા પ્રગટી નીકળી છે જે પોતાના સપાટામાં સમસ્ત જગતને લેવા મથે છે. આ સર્વ કોઇ જાણે છે.

આપણે કયે માર્ગે જવું એ જોવાની અત્યારે ખાસ જરૂર છે. આપણું નાવ એવા તોફાની સમુદ્રમાં ગયું છે કે ખરો માર્ગ હાથ આવતો નથી. યુરોપના ઘણા વિચારકોને લાગે છે

કે આપણું સીવીલીઝેશન ખોટા પાયા પર છે અને તેનું બંધારણ નવેસરથી થવાની જરૂર છે. આપણને સ્વરાજ્ય લેવું છે તો આપણે કયો માર્ગ ગ્રહણ કરવો; એ જાણવાની ખાસ જરૂર છે. મહાત્મા ગાંધીજી, જેમને ઘણા વર્ષોનો પશ્ચિમની સંસ્કૃતિનો અનુભવ છે, તેઓ જમાનાની પેલી પાર દૃષ્ટિ નાંખી આપણને પોકારી પોકારીને કહે છે કે—' આપણો ઉદ્ધાર સાધુજીવન, સ્વદેશીવૃત્ત અને સત્યાગ્રહમાં જ રહેલો છે.' મહાત્મા ગાંધીજી સામાન્ય નર નથી. જમાનાની પેલી પાર નજર કરી સત્ય જાણનાર મહાન્ નર છે. તેમણે યોગ્ય જ કહ્યું છે કે—' આપણે દેશી મટ્યા તેને લીધે જ વિદેશીઓના પગ તળે આવ્યા.' હું ઘણી જ બારીકીથી વિચાર કર્યા પછી કહું છું કે—મહાત્મા ગાંધીજી જે રસ્તો બતાવે છે તેજ સાચો અને ઉત્તમ છે અને તેથી તેમના પગલે ચાલવા હું અતિ આગ્રહથી આપ સૌ બન્ધુઓને વિનંતી ગુજારૂં છું. આપણને બહારનું સ્વરાજ્ય જોઇએ છીએ પણ જ્યાં સુધી આપણી જરૂરીઆતો પરદેશ પુરી પાડતો હશે ત્યાં સુધી આપણે કેમ આગળ વધી શકીશું ? જ્યાં સુધી આપણે મોજમજા અને આળસને તિલાંજલી આપી આપણી જોઈતી વસ્તુઓ આ દેશમાં જ ઉત્પન્ન નહિ કરીએ અને પરદેશી બનાવટોને હાથ ન લગાડવાના સોગંદ ન લઇએ ત્યાં સુધી પ્રજાશાસન ઉન્નતિ અને સ્વરાજ્યની આશા રાખવી ફોકટ છે.

**જૈન મુનિમહારાજાઓને અપીલ.**

અંધશ્રદ્ધા અને આપખુદ સત્તાના દહાડા હવે ભરાઈ રહેવા આવ્યા છે. દેશ અને સમાજથી અલગ રહેવાનો વખત હવે ચાલ્યો ગયો છે. વખતને માન આપી સમયસુચકતા વાપરી કાર્ય કરવામાં ઘણો જ લાભ સમાયેલો છે. અમો જૈન સાધુઓ વીર ભગવાનના પગલે ચાલવાનો સૌને બોધ કરીએ છીએ, પણ અમો પોતે તેમના પગલે ચાલવા સહજ પણ પ્રયત્ન કરતા નથી, એ શું અમારા માટે ઓછા ખેદની વાત છે? વીર ભગ-

વાન સત્યાગ્રહી હતા. તેઓ જગતના કલ્યાણ અર્થે બહાર પડ્યા હતા. દરેક ધર્મના પયગમ્બરો અને મહાત્માઓ સમાજ, ધર્મ કે દેશની આફ્ત વખતે સામાન્ય જન સમાજની મોખરે ચાલી માર્ગદર્શક બને છે. જે સમાજ હિતેચ્છુ અને શાસનપ્રેમી મુનિ મહારાજના કર્ણ પર્યંત મારો આ સ્વર પહોંચી શકતો હોય, જે પવિત્ર મુનિઓ મારા શાંતિ–સંપ–સ્વદેશીના મંત્રો ભણી સહાનુભૂતિ ધરાવતા હોય તેમને હું પોકારીને કહું છું કે–વર્ષોના વર્ષો સુધી માત્ર એક જ ઉપાશ્રયમાં પડી રહી શ્રાવકોના મફત રોટલા બગાડી પ્રમાદી જીવન ગાળવાને બદલે અને લોકોને રીંગણા બટાટાની બાધા આપવામાં જ માત્ર કર્તવ્ય સમાયલું માનવાને બદલે ગામે ગામ, શહેરે શહેર અને બન્દરે બન્દર ફરી મતભેદ, જાતિભેદ કે વર્ણભેદને તિલાંજલી આપી, સમાજમાં ઐક્યતાનું બી રોપવા, રાષ્ટ્રીય કેળવણીની મજબૂતી કરવા, કન્યાવિક્રય, બાળલગ્ન અને વૃદ્ધવિવાહને જડમૂળથી ઉખેડી નાખવા, આપખુદી આગેવાનો તથા સત્તાધિકારીઓના દોરને તોડી પાડવા, લાખોના હિસાબે 'દેવદ્રવ્ય' ની છાપ મારીને પડી રહેલું દેવમંદીરોનું વધારાનું ધન દેશ અને સમાજની ઉન્નતિ અર્થે વપરાવવા; વધારાના દેવમંદિરોને રાષ્ટ્રીય કેળવણીનું ધામ બનાવવા, ઉપાશ્રયોને પ્રજાના ઉપયોગમાં લાવવા તેમજ દરેકે દરેક સ્ત્રી અને પુરૂષને–બાળક અને બાળકીને શુદ્ધ સ્વદેશી તથા સત્યાગ્રહી બનાવવા તમારી સર્વશક્તિનો અને તેટલા બળથી અને વેગથી ઉપયોગ કરવા તૈયાર થાઓ. વિચાર કરવાની કે રાહ જોવાની જરૂર નથી. સત્યને મજબુત પકડી કોઈની પણ પરવા કર્યા વગર આગળ વધો.

**જૈન આગેવાનોની ફરજ.**

મને બહુજ દીલગીરી સાથે આશ્ચર્ય થાય છે કે દેશની રાજકીય ચળવળમાં ભાગ લેવા જૈન સંસ્થાઓ અને જૈન આગેવાનો શા માટે પાછી પાની કરે છે? અન્ય કોમો જે દિશાએ જાય છે તે દિશાથી શું જૈન કોમની ઉલટી દિશા છે? મને તો તેમ લાગતું નથી.

કહેવું તો એ છે કે જેણે મન મુંડાવ્યું નથી અગર મુંડયું નથી તે માથું મુંડાવ્યે જગત્‌ને શું લાભ કરી શકવાનો હતો? કંઈ જ નહીં.

ભાઈઓ અને બ્હેનો! દયાપૂર્ણ જૈનધર્મમાં અત્યારે જોઈએ છીએ તો એક ધર્મ—અરે એક પિતાના પુત્રોમાં ને સાધુઓમાં પણ મોટી મારા મારી ને કાપાકાપી વધી છે. સંવ-ત્સરીને દિવસે કોઇ સાધુ પોતાના કટા વેરી સાધુને, કોઇ શ્રાવક પોતાના કટા વેરી શ્રાવકને ખમાવતો મેં તો જોયો નથી, અલબત જેની સાથે વેર વિરોધ નહીં હોય એવા સાથે તો બહુજ ભાવથી એક બીજા ખમાવશે. પોતાની આસપાસની સ્થિતિનું ભાન ન રાખવું ને બીજાની આસપાસ વીંટળાઇ રહેવું એ કેમ બને? માટે પોતાની આસપાસ શું બને છે એ જોવું પ્રથમ જરૂરનું છે 'ખામેમિ સવ્વજીવા' એ વિશાળ ભાવના સમજતાં પહેલાં આપણી આસપાસ ચાલતા ઝેરવેર ભૂલાવા જોઈએ; આપણી આસપાસનું વાતાવરણ શુદ્ધ ને પવિત્ર બનાવવું જોઇએ.

શાસ્ત્રમાં આમ કહ્યું છે માટે આમ થવું જોઈએ, એમ વાદવિવાદ કરવાથી આપણે કાંઈ આગળ વધવાના નથી. પોપટ રામ નામનો અભ્યાસ કરે છે પણ રામના અર્થને જાણતો નથી. તેમ ૪૨ આગમ વાંચવા છતાં બેતાલીશ દોષ ટાળીને આહાર કયો સાધુ લે છે? મતલબ શાસ્ત્રની લાંબી વાતો કરવી ને સવારના વ્યાખ્યાનો સાંભળી બીજે કાનેથી કાઢીને ઉપાશ્રય બહાર નીકળ્યા. આથી સાંભળનાર સંભળાવનારને શું ફાયદો? ધન્ય ધન્ય ને વાહ વાહ એ સિવાય સાધુને બીજું શું મળ્યું?

હું મહાત્મા ગાંધીજીને ખાસ આગ્રહ પૂર્વક જણાવવાની રજા લઉં છું કે જે સ્વદેશી હીલચાલ આપે શરૂ કરી છે તેને મારો સંપૂર્ણ ટેકો આપું છું, એટલુંજ નહીં પણ હું મારાથી બનતી સહાય તનમનથી આપવા ધારૂં છું. મને કહેવા દો કે મને કોઇ કોઇ વાર રેંટીયો કાંતવાનું મન થાય છે અને એ ઇચ્છા મારી ભવિષ્યમાં પણ પાર પડે એવી ભાવના ભાવું છું. હું હિંમત ધરીને કહું છું કે હિન્દના સાઠ લાખ વેષધારી

સાધુઓ ( શરીરે અલમસ્ત ) દેશની ગરીબાઇના ભોગે તાગડ-ધિન્ના કરે છે. એઓની ફરજ દેશને ઘણીજ ઉપયોગી થઇ પડે. એ સાધુઓ જો રેંટીઆ કાંતવા બેસી જાય, સુતર વણવા વણકરો બને અને ખેતી કરવા ખેડુત બને તો હું ધારૂં છું કે દેશની ગરીબાઇ ઘોડી ઘણી દૂર થાય.

બીજી વાત એ કહેવાની છે કે દેશમાં–હિન્દમાં દરવર્ષે સાતકરોડ રૂપીઆ ફટાકડા ( દિવાળીના ) પાછળ વપરાય છે. ઉપરાંત દોઢ અબજ રૂા. લગ્ન, શ્રીમંત, જ્ઞાતિવરા વિગેરે અનેક પ્રચલિત રૂઢીબંધન–રિવાજ માટે વપરાય છે. ભાઇઓ ! જો તમે આ ખર્ચ ન કરો–ઓછું કરો તો હું ધારૂં છું કે આપણે દરવર્ષે થોડું ઘણું ( થોડા કરોડ રૂા. ) બચાવી શકીએ ખરા. એ બચત રકમ સ્વદેશી હીલચાલમાં ખર્ચાય તો સમાજને–જ્ઞાતિઓને અને દેશને કેટલો બધો ફાયદો થાય ? આવા મોંઘવારીના કટોકટીના જમાનામાં નાતવરા કરવા એ મૂર્ખાઇ સિવાય બીજું શું હોઇ શકે ? આમ અનેક હાનિકારક રિવાજો નાબુદ કરી એકલક્ષ્ય સાધવા પ્રયત્ન થાય તો દેશની જાહોજલાલીનો પુનરાવતાર પ્રાપ્ત થાય.

હિન્દુસ્તાનમાં આશરે ત્રણ કરોડ ભીખારી ગરીબીપર જીવે છે. અપંગ, આંધળા અશક્ત બાદ કરીએ ને બાકીની સંખ્યાને ખાદી બનાવવામાં રોકયા હોય તો ગરીબાઇના શા ભાર છે કે તે એક ક્ષણ પણ હિન્દમાં રહી શકે? પણ ભાઇઓ! તમારે કામ કરવું નથી. ફક્ત વાતો કરવી છે. તમે રેંટીઆ નહીં કાંતો તો હું કાંતીશ. ને તમને કાંતી બતાવીશ. ખુદ રૂષભદેવ સ્વામીએ લોકોને હળ ખેડતા શીખવાડ્યા હતા, સુતાર, લુવાર વિગેરેને કળાઓ શીખવી હતી, કડીઆઓને ઘર બાંધતા પણ શીખવ્યા હતા. એમ દરેક મનુષ્યને ઉપયોગી દરેક વસ્તુઓ બનાવવા ઘણો પ્રયાસ સેવ્યો હતો. આ શું બતાવી આપે છે ? હું હિંમત ધરીને કહું છું કે હું રેંટીયો કાંતી શકું ને તમને કંતાવવાનો ઉપદેશ આપી શકું. આણંદ નામના બાર વ્રતધારી

શ્રાવકને ૫૦૦ હળની ને ચાર ગોકળ (૧૦૦૦૦ ગાયનું ધણ) રાખવાની છુટ આપી હતી. આ પણ એમજ બતાવી આપે છે કે પ્રજાના હિતની ખાતર ( નહીં કે પ્રજા રીબાઇને મરી જાય ને સાધુને શ્રાપ આપતી જાય ) શુદ્ધ સ્વદેશી ઉદ્યોગની ખાસ જરૂર છે. માટે સર્વ ભાઇઓને એટલું જ કહું છું કે તમે તમારા હૃદયમાં "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी" એ સુદ્રાલેખ કોતરી રાખી તમારી ભૂમિનું કલ્યાણ કરો અને તેને સ્વર્ગથી પણ અધિક ચાહો, મરો તો ફરી પણ અહિ જ જન્મો, એવી ભાવના ભાવો.

છેવટમાં મારે કહેવાનું એટલુંજ છે કે કોઇ વાત મનપર ન લીધી હોય ત્યાં સુધી કાંઇ થતું નથી. સાધુએ પોતાના મન-પર ખાસ દાબ રાખવો જોઇએ, જો સાધુ મનને જીતશે તોજ તે સાધુ છે, નહીં તો ગમે તેટલી ક્રિયા કરે કે પોશાક પહેરે તો તેને સાધુ તો શું પણ મનુષ્ય નામને પણ લાયક ન ગણી શકાય. મન જીત્યા વગરની તમામ ક્રિયા નિષ્ફળ છે. જશવિ-જયજી મહારાજે કહ્યું છે કે:—

મુંડ મુંડાવત સબહી ગાડરીઆ, હીરણ રોજ બન ધામ;
જટાધાર વટ ભસ્મ લગાવત, રાસભ હે તુજ ધામ.
જબ લગ આવે નહિ મન ઠામ.
એ તે પર નહીં જોગકી રચના, જો નહીં બન વિશ્રામ;
ચિત્ત અંતરપર છલનેકું ચિંતવન, કહાં જપત મુખ રામ.
જબ લગ આવે નહિ મન ઠામ.

આપણા મહાવીરસ્વામી સત્યાગ્રહી હતા અને હું પણ આજે મહાત્મા ગાંધીના ઉપદેશથી સત્યાગ્રહી થયો છું. આત્મા-માં આત્મબળ પરમાત્મા થઇ શકે તેટલું છે. હું આજથી પ્રતિ-જ્ઞા કરૂં છું કે "જે દિવસે એક માણસને સ્વદેશી વ્રતધારી ન બનાવું તે દિવસે મારે ઘી લેવું નહીં." અને તમે પણ પ્રતિજ્ઞા કરો કે જ્યારે તમારાં કપડાં ફાટી જાય ત્યારે તમારાં કપડાં અને

તમારાં ઘરમાંના સર્વ કુટુંબના કપડાં સ્વદેશી ખરીદવાનું શિક્ષણ આપીશું."

સત્યાગ્રહના સંબંધમાં તેમના વિચાર માત્ર શબ્દ રૂપે જ જેવાયા નથી. પરંતુ મુંબઈ–ભાયખાલાના દેરાસરજી નજીકની દેરાસરજીની પડતર જમીન ઉપર જ્યારે મુંબઈ સરકારની સંમતિથી સીટી ઈમ્પ્રુવ ટ્રસ્ટે સરકારી મજુરો માટે મકાનો બાંધવાને ઠરાવ્યું. ત્યારે તેવા મકાનોથી દેરાસરની મીલ્કત અને આશાતનાના રક્ષણનો સ્વાલ ઉપાડીને તે માટે નામદાર મુંબઈ સરકાર પાસે દાદ માંગી હતી. અને જરૂર પડે તો ત્યાં અણુસણ કરવાનું જાહેર કર્યું હતું. જો કે નામદાર લૉર્ડ જ્યોર્જની મુંબઈ સરકારે જૈન પ્રજાની લાગણીને માન આપી તે જમીનનો કબજો લેવાનું મોકુફ રાખેલ છે પરંતુ આ પ્રસંગથી તેમની સત્યાગ્રહની ભાવના જેવાય છે.

તેઓએ પોતાના ભાષણમાં પદવીને વ્યામોહરૂપે કહેવા છતાં તેમને મંડલાચાર્યની ઉપાધિ શા માટે છે? આ પ્રશ્ન અમને પણ એક વેળા ઉદ્દભવ્યો હતો. એ ઉપરથી તપાસ કરતાં જણાયું કે તેમને જ્યારે પદવી આપવામાં આવી ત્યારે જ તેમણે પોતાના હૃદયનો ખુલ્લો એકરાર કરતાં હજારો શ્રોતાઓ પાસે નિર્નિકપણે કહી દીધું હતું કેઃ—

"આજે આપ મને આપણા ખરતર ગચ્છના આચાર્યશ્રીની આજ્ઞાથી મંડલાચાર્યની પદવી આપવા જણાવો છો અને તે માટે જૈન પ્રજાનો મોટો સમુદાય હોંશથી એકત્ર થયેલ છે તે માટે હું મારા પ્રત્યેની લાગણી જોઈ ખુશી થાઉં છું. પરંતુ મારે જણાવવું જોઈએ કે હું મંડલાચાર્ય થવાને લાયક નથી. મંડલાચાર્યમાં જે શ્રુતજ્ઞાન અને સમ્યક્ ગુણ હોવા જોઈએ તે મારામાં નથી. પૂર્વે મંડલાચાર્ય શ્રી બાલચંદ્રસૂરિજી એક દિવસમાં ૫૦૦ શ્લોક યાદ કરી શકતા હતા, તેની મારામાં ગંધ પણ નથી. એટલું જ નહીં પણ એક સાધુને લાયક આચાર

પણ હું સેવી શકતો નથી. ખરું કહું તો આ પીળા કપડા ફક્ત પેટ ભરવાને પહેરાયાં હોય તેવું છે. કેમકે જૈન પ્રજા અત્યારે આ કપડા માટેજ મરી પડે છે. અને અમારા પાત્રાંઓ સૂર્યોદય થતાં પહેલાં જ ચા–મિષ્ટાન્નથી ભરી દે છે, ત્યારે યતિ વેષે કે બીજી રીતે સૂકો રોટલો પણ મેળવવામાં મુશ્કેલી છે.

આપણા પવિત્ર આગમોમાં મુનિના આચાર માટે જે આજ્ઞાઓ છે તે આધારે પદવીઓ થવા જરૂર છે, પણ કમનસિબે અત્યારે પદવીઓ સહેલી થઇ પડી છે. પન્યાસ–ગણી–ઉપાધ્યાય–આચાર્ય વગેરે પદવીઓ જ્ઞાનની શ્રેષ્ટતા ઉપર હોવી જોઇએ, ત્યારે અત્યારે ક્રિયા–જોગમાં જ પતી જાય છે. પૂર્વે આગમની મથુરામાં–માથુરી વાંચના સ્કંદાચાર્યે કરી હતી અને વલભી વાંચના ક્ષમાશ્રમણાચાર્યે કરી હતી તેનો હેતુ એકાંત પઠન–પાઠનનો હતો, જ્યારે સાદી ભાષામાં વાંચનાનો અર્થ શિષ્યોને સૂત્ર ભણાવવાં તે છે. પણ અત્યારે વાંચનાના કાર્યમાં સાધુ–સાધવી અને શ્રાવક–શ્રાવિકાઓ હમેશાં એકત્ર થવાને બને અને તેવો સમાગમ વર્ષો સુધી ચાલ્યા કરે તે ઠીક નહિ. મંડલાચાર્ય થવાથી મારે ઓછામાં ઓછા ચાર સાધુ સાથે વિચરવું જોઇએ. પણ અત્યારે હું એકલો છું. ખરતરગચ્છના શ્રાવકો પણ અત્રે આવતા નથી. આવી રીતે પિતળ ઉપર સોનાનો ઢોલ ચઢાવી સોનામાં ખપવા મને ઇચ્છા નથી અને આ સ્થિતિમાં હું મંડલાચાર્યની પદવી સ્વીકારી શકતો નથી.”

તેમના કેટલાક ભાષણોથી તેમનો વધારે પરિચય આપવાની જરૂર રહેતી નથી. પરંતુ એટલું જણાવવું જોઇએ કે તેઓ પ્રસિદ્ધ પુરૂષ મોહનલાલજી મહારાજના શિષ્ય થાય છે. કે જેઓશ્રીએ મુંબઇમાં જૈન સાધુ તરીકે સૌ પ્રથમ પધારવાની પહેલ કરી અન્ય સાધુઓને માટે માર્ગ કરી આપ્યો હતો. તે સ્વનામધન્ય ગુરવરના સ્મરણાર્થે અત્યારે મુંબઇમાં શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાઇબ્રેરી તથા એક પાઠશાળા ચાલે છે.

મંડલાચાર્ય કમલસૂરિશ્વરના બાહ્ય પરિચય રૂપે એટલું કહેવું બસ થઇ પડશે કે તેમણે માત્ર આઠ વર્ષની બાળવયે યતિધર્મની દીક્ષા સ્વીકારી હતી અને ઉમર લાયક થતાં શ્રીમદ્ મોહનલાલજી મહારાજ પાસે સંવેગ દીક્ષાનો અંગીકાર કર્યો હતો. આજે તેઓ માતૃભૂમિમાં ઉત્પન્ન થતાં જાડાં-શુદ્ધ સ્વદેશી વસ્ત્રો ધારણ કરી સ્વદેશીધર્મનું જીવંત શિક્ષણ આપી રહ્યા છે. તદુપરાંત પોતાના ગ્રંથો વિગેરે મહાત્મા ગાંધીજીને સુપ્રત કરવાની તત્પરતા દર્શાવી ગ્રંથમોહનો જૈન મુનિઓ ઉપરનો આક્ષેપ પણ દૂર કરી રહ્યા છે. ટુંકામાં સ્વદેશપ્રેમ, આત્મકલ્યાણ અને અહિંસાના મૂર્ત્તિમંત ઉત્સાહ સ્વરૂપે જૈન શાસનની શોભા તેઓ આજે વિસ્તારી રહ્યા છે.

સાધુ-પુરૂષના વિચારોનો પરિચય એજ તેમના જીવનનો યથાર્થ પરિચય છે એમ ઉપર કહી ચુક્યા છીએ. જો કે તેમના સમસ્ત વિચારો અમે આ સ્થળે પ્રકટ કરી શક્યા નથી તો પણ વિચારશીલ અને ગુણગ્રાહી સજ્જનોને માટે એટલું બસ થઇ પડશે એમ અમો માનીએ છીએ. જૈન સૃષ્ટિમાં આવા દેશહિતૈષી પુરૂષના વિચારોની યોગ્ય કદર થાય અને સમાજ પુનઃ પોતાની ઉજ્જ્વળ સ્થિતિ પ્રાપ્ત કરે એ સ્વર્ગીય દ્રશ્ય નિરખવાની આશા સાથે વિરમીએ છીએ. પ્રકાશક.



# અનુક્રમણિકા.


| પ્રકરણ. | વિ. | પૃ. |
|---|---|---|
| ૧ | ભ્રાતૃસ્નેહ. ... | ૧ |
| ૨ | પ્રેમ–પરિણામ.... | ૧૦ |
| ૩ | ઇતિહાસ. ... | ૧૬ |
| ૪ | કર્ત્તવ્યની દિશા. | ૨૧ |
| ૫ | આકસ્મિક ઘટના. | ૨૮ |
| ૬ | શાહજાદીની ઇચ્છા. | ૩૪ |
| ૭ | છુટકારો. ... | ૪૨ |
| ૮ | પ્રેમ કે કર્ત્તવ્ય.... | ૪૬ |
| ૯ | નૌરોજનો હેતુ.... | ૫૩ |
| ૧૦ | કાવ્યકોવિદ પૃથ્વીરાજ. ... ... | ૫૮ |
| ૧૧ | મેવાડની માનિની. | ૬૮ |
| ૧૨ | ભેદ ખુલ્લો થયો. | ૭૫ |
| ૧૩ | ભાગ્યોદય. ... | ૮૪ |
| ૧૪ | વ્રતનો પ્રભાવ. ... | ૯૩ |
| ૧૫ | જંગલમાં મંગળ. | ૧૦૨ |
| ૧૬ | ક્ષાત્રવટ ... ... | ૧૦૯ |
| ૧૭ | કર્મસિંહની માંદગી. | ૧૧૮ |
| ૧૮ | આચાર્ય શ્રી હીરવિજયસૂરિ. ... | ૧૨૬ |
| ૧૯ | વિજય શાથી મળે છે? ... ... | ૧૩૩ |
| ૨૦ | ચંપાદેવી. ... | ૧૩૯ |
| ૨૧ | કષ્ટનો અવધિ. ... | ૧૪૮ |
| ૨૨ | ધાર્મિક ઐક્ય. ... | ૧૫૭ |
| ૨૩ | સૂરીશ્વર અને સમ્રાટ. | ૧૬૫ |
| ૨૪ | સ્નેહ સ્વીકાર. ... | ૧૭૨ |
| ૨૫ | ભામાશાહની સ્વદેશભક્તિ.... ... | ૧૮૬ |
| ૨૬ | શાહજાદો સલીમ. | ૧૯૫ |
| ૨૭ | ધર્મનું સ્વરૂપ. ... | ૨૦૫ |
| ૨૮ | સ્થિત્યંતર. ... | ૨૧૩ |
| ૨૯ | પ્રેમી–યુગલ. ... | ૨૧૯ |
| ૩૦ | આનંદોત્સવ. ... | ૨૨૯ |




# ભાગ્યવિધાયક ભામાશાહ

કિંવા

# મેવાડનો પુનરૂદ્ધાર.

## પ્રકરણ ૧ લું.

### ભ્રાતૃસ્નેહ.

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रु विग्रहे ।
राजद्वारे स्मशानेच यः तिष्ठति सः बान्धवः ॥

વિક્રમ સંવત ૧૬૩૨ના પવિત્ર શ્રાવણ માસનો શુક્લસપ્તમીનો દિવસ, (જુલાઇ ઇ. સ. ૧૫૭૬) મેવાડના ઇતિહાસમાં સોનેરી અક્ષરોથી કોતરાએલો અને યાદ રાખવા યોગ્ય ગણાય છે. આ દિવસને પવિત્ર ગણો કે અપવિત્ર ગણો અથવા તો તેને શુભ કહો કે અશુભ કહો: પરંતુ તે દિવસે મેવાડના સુપુત્રોએ સ્વદેશ. અને સ્વતંત્રતાના રક્ષણ માટે હલ્દીઘાટના ચાળીસ કોસના ચોરસ પ્રદેશમાં પોતાનું ઉમદા લોહી રેડયું હતું. મેવાડના વીરકેશરી રાણા પ્રતાપસિંહે, તેના શુરવીર સરદારોએ અને તેના નિમકહલાલ સૈનિકોએ સમરક્ષેત્રમાં, તે દિવસે જે અસીમ સાહસ અને

બાતુલ શૌર્ય દર્શાવ્યું હતું, તે ખરેખર અસાધારણ હતું. એક બાજુ અસંખ્ય અને વિશાળ મોગલ સૈન્ય હતું અને તેની સામી બાજુએ માત્ર બાવીસ હજાર રાજપૂતો હતા; પરંતુ એ બાવીસ હજાર રાજપૂતોએ જનની જન્મભૂમિને માટે પોતાના પ્રિય પ્રાણની સહેજ પણ દરકાર કર્યા વિના, જે અસાધારણ વીરત્વ બતાવ્યું હતું, તેનું યથાર્થ વર્ણન કરવાને અત્યારની લેખિની અસમર્થ છે. હલ્દીઘાટના પ્રદેશમાં એક બાજુ પ્રતાપી પ્રતાપસિંહ અને બીજી બાજુએ રણકુશલ મોગલ સેનાપતિ માનસિંહ હતા. ઉભય રજપૂત હતા, બળવાન હતા અને બુદ્ધિસંપન્ન હતા; પરંતુ સ્વદેશની સ્વતંત્રતા માટે લડનાર પ્રતાપસિંહ ક્યાં અને થોડા લોભને ખાતર મોગલ શહેનશાહ અકબરનો ગુલામ થનાર માનસિંહ ક્યાં? એકે સ્વદેશના રક્ષણ માટે પ્રાણાન્ત કષ્ટો સહન કરી મેવાડનો પુનરુદ્ધાર કર્યો અને બીજાએ પોતાના દેશને પરતંત્ર કરવા માટેજ યુદ્ધ કર્યું. શું વિરોધી પ્રકૃત્તિના આ બે પુરૂષોની તુલના હોઇ શકે ખરી કે?

અમે જે સમયની ઘટનાનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ અત્રે હાથમાં લીધો છે, તે સમય પ્રસિદ્ધ હલ્દીઘાટનાં યુદ્ધનો દિવસજ હતો. મેવાડનો રાણો પ્રતાપસિંહ પોતાના બહાદુર બાવીસ હજાર રાજપૂત વીરો સાથે મોગલોની અગણિત સેના સામે બહાદુરીથી લડી રહ્યો હતો. અને મોગલ સેનાપતિ માનસિંહ પોતાના દેશની પાયમાલી પોતાનાજ હસ્તે કરી રહ્યો હતો. એક તરફથી હર હર મહાદેવ અને બીજી તરફથી અલ્લાહો અકબરના ભીષણ અને ગગનભેદી અવાજો કાનને ફોડી નાંખતા હતા. શુરા અને મરણિયા થયેલા રાજપૂતો ભૂખ્યા સિંહની જેમ મુસલમાનો ઉપર તુટી પડ્યા હતા. મોગલ સૈનિકો પણ બહાદુરીથી લડી રહ્યા હતા. તરવારો, ભાલાઓ અને તીરો સામ સામે ઉછળી રહ્યાં હતાં અને તેથી સૈનિકોના માથાં ધડથી જૂદા થતાં વાર લાગતી નહોતી. હલ્દીઘાટનો પ્રદેશ લોહીથી તરબોળ થઇ ગયો હતો. આ સમયે રાણો પ્રતાપસિંહ રાજા માનસિંહને પોતાના બાહુબળનો અનુભવ કરાવવાને તલપાપડ થઇ રહ્યો હતો અને તેથી તે તેને ખોળી કહાડવાને પોતાના સૈન્યની મોખરે આવીને ઘુમતો હતો; પરંતુ માનસિંહ મોગલ સૈન્યની છેક પછવાડે હોવાથી પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનું પ્રતાપથી બની શક્યું નહિ. ક્રોધાંધ થઇને તથા વિકાળ સ્વરૂપને ધારણ કરીને એક ગાંડા મનુષ્યની જેમ પોતાની તલવારને ચલાવતો તે ઘુમવા લાગ્યો. પ્રતાપના અમાનુષી

શૌર્યને જોઈ મોગલ સરદારો અને સૈનિકો કેવળ મંત્રમુગ્ધ થઈ ગયા હતા. જન્મની જન્મભૂમિના ઉદ્ધારને માટે પોતાના પ્રાણની પણ પરવા રાખ્યા વિના એક સરખા આવેશથી લડનાર પ્રતાપસિંહના અપૂર્વ બળને જોઈ, શત્રુઓ આશ્ચર્યમુગ્ધ થાય તો તેમાં શું નવાઇ ? ત્રણસો વર્ષ ઉપરાંત અગાઉની ઉપર્યુક્ત ઘટનાનું ચિત્ર આલેખતાં અત્યારે પણ અમારા મુખમાંથી ધન્યવાદના શબ્દો નીકળી પડે છે અને આંખોમાંથી સ્નેહાશ્રુની ધારાઓ અચાનક છૂટે છે, તો પછી તે ઘટનાને સાક્ષાત પોતાની આંખોથી જોનારા શું શત્રુઓ કે શું મિત્રો આશ્ચર્યને પામે, એ સ્વાભાવિક છે.

મેવાડના મહારાણા પ્રતાપસિંહ સૈન્યની મોખરે રહીને લડતા હોવાથી તેમના શરીર ઉપર અનેક જખમો થયા હતા. પ્રતાપસિંહના અસામાન્ય બાહુબળને જોઈને મોગલ સરદારો તથા સર્વ સૈનિકો તેનોજ પ્રથમ નાશ કરવાનો વિચાર કરી તેની આસપાસ ઘેરો ઘાલીને લડતા હતા અને પ્રતાપસિંહને જીવતાજ પકડી લેવાના અથવા તો તેમનો નાશ કરવાના પ્રયાસમાં પડ્યા હતા. આ સમયે પ્રતાપી વીર પ્રતાપસિંહની સ્થિતિ બહુ કફોડી થઈ પડી હતી. અસંખ્ય મોગલ સૈન્ય સામે પોતાનું મુઠ્ઠીભર સૈન્ય પરાજય પામતું જતું હતું અને પોતાને વિજય પ્રાપ્ત થવો બહુ મુશ્કેલ છે, એમ જાણતાં છતાં પ્રતાપે સમરક્ષેત્રમાંથી એક ડગલું પણ પાછા હઠવાનું ઉચિત માન્યું નહિ. તે તો એક સરખા આવેશથી અને ઉત્સાહથી મોગલો સામે લડી રહ્યા હતા. મહારાણા પ્રતાપસિંહની વિકટ સ્થિતિ જોઇ સમસ્ત રાજપુતો તેમના રક્ષણને માટે પ્રબળ પ્રયાસ કરી રહ્યા હતા, ત્યારે મોગલ સૈન્ય તેમનો વિનાશ કરવાને માટે આતુર થઈ રહ્યું હતું. થોડો વધારે વખત જો આ પ્રમાણે ચાલ્યા કરે તો રાજપૂતોની સર્વ આશા નષ્ટ થવાનો અને મેવાડનો સૂર્ય અસ્ત પામવાનો અવસર આવી પહોંચે તેમ હતું. પ્રતાપસિંહની પાસે અને તેની છાયાની પેઠે ઉભા રહીને યુદ્ધ કરનારા સરદારો આ વસ્તુસ્થિતિ સમજી ગયા અને ગમે તેમ કરી ગમે તે ઉપાયે પોતાના મહારાણાને બચાવવાના નિશ્ચય ઉપર તુરત આવી ગયા. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના, એ ત્રણ સરદારો પ્રતાપસિંહની નજીકમાં આવી પહોંચ્યા. એક સરદારે કહ્યું. "મહારાણા !"

રણભૂમિને જઈ હિંમત ભીના પ્રતાપસિંહે [illegible]

ન હોય તેમ પૂર્વની પેઠેજ લડવાનું શરૂ રાખ્યું, એટલે તે સરદાર જરા જોરથી બોલી ઉઠ્યો. “ મહારાણા ! ”

પ્રતાપસિંહે આ વખતે તે સરદાર પ્રતિ જોઇને મંદ સ્મિતથી પૂછ્યું. “ કેમ ઝાલાપતિ ! શું ખબર છે ? ”

તે સરદાર કે જેનું નામ ઝાલારાજ માનસિંહ હતું, તેણે વિનયથી કહ્યું. “ મહારાણા ! મેવાડપતિ ! સાવધ થાઓ. આપણા સૈન્યમાં મોટી ખુવારી થઇ ગઇ છે અને શત્રુ સૈન્ય જોર ઉપર આવી ગયું છે; માટે આ વખતે આપણને વિજય મળે તેમ જણાતું નથી. આપ હવે સાહસ કરવાનું મૂકી દો; કેમકે ન કરે નારાયણને કદાચ અવળો બનાવ બની જાય, તો મેવાડના પુનરૂદ્ધારની સર્વ આશાનો નાશ થશે. આપ જો આ યુદ્ધમાંથી બચશો, તો ભવિષ્યમાં યોગ્ય અવસરે શત્રુઓને આપણે હાથ બતાવી શકશું અને પરમાત્માની કૃપા હશે, તો મેવાડની સ્વતંત્રતા પુનઃ મેળવવા ભાગ્યશાલી થશું. ”

પ્રતાપસિંહના મુખ્ય પ્રધાન ભામાશાહે કહ્યું. “ મહારાણા ! ઝાલારાજ કહે છે, તે અક્ષરસઃ સત્ય છે. આપ જો સાહસ કરીને પ્રાણનું જોખમ અત્યારેજ વ્હોરી લેશો, તો ભવિષ્યમાં પ્રિય દેશ મેવાડની શું સ્થિતિ થશે, તેનો આપ જરા વિચાર કરી જુઓ. ”

પ્રતાપસિંહે આશ્ચર્ય પામતાં કહ્યું. “ ઝાલારાજ ! ભામાશાહ ! તમે બન્ને કેમ આમ નિરૂત્સાહ થઇ ગયાં છો ? પ્રાણાંત કષ્ટો સહન કરવા છતાં શું આપણને વિજય મળી શકશે નહિ ? ભગવાનની આપણા ઉપર અવકૃપા હશે અને આપણો પરાજય નિશ્ચિત્ત થઇ ગયો હશે, તો પછી આ ક્ષણભંગુર દેહને માટે આટલી બધી ચિંતા શી ? **हतो वा प्राप्यसि स्वर्गं जित्वा वा मोक्ष्यसे महिम्** એ સુત્રને તમે કેમ ભૂલી ગયા છો ? ”

“ મેવાડપતિ ! અમે ક્ષત્રિયોના એ ઉમદા સુત્રને સહેજ પણ ભૂલી ગયા નથી; પરંતુ જયની જરા પણ આશા રહેલી નથી અને વિશેષમાં કુમાર અમરસિંહ પણ ઘાયલ થયેલ છે; તેમ છતાં નિરર્થક પ્રાણ ગુમાવવા, એ શું યોગ્ય છે ? અમારો સર્વનો વિચાર એવો છે કે, જો આ યુદ્ધમાંથી આપને બચાવી શકીએ, તો કાળાંતરે પણ મેવાડને પુનઃ સ્વતંત્ર કરી શકશું; માટે મહારાણા ! કૃપા કરીને અમારી વિનતિનો

સ્વીકાર કરો અને રણભૂમિનો સત્વર ત્યાગ કરો. " ઝાલાપતિ માનસિંહે વિનતિના રૂપમાં કહ્યું.

" મહારાણા ! આપને આપનાં પ્રાણની કાંઈ કિમ્મત ન હોય તો ભલે: પરંતુ મેવાડનાં ઉજ્જ્વલ ભવિષ્યનો વિચાર કરી તથા અમારા ઉપર દયા લાવી ઝાલારાજની વિનતિનો સ્વીકાર કરો." મંત્રી ભામાશાહે પણ વિનતિ કરી.

પ્રતાપસિંહે ઘડીભર વિચાર કરીને ઉત્તેજીત સ્વરથી કહ્યું. " મારા પ્રિય સરદારો ! તમારી વિનતિ વ્યાજબી હશે, એમ હું માનું છું અને તેનો જો હું સ્વીકાર નહિ કરૂં, તો તમને દુ:ખ થશે, એમ પણ હું જાણું છું: તેમ છતાં હું તમારી વિનતિનો સ્વીકાર કરી શકતો નથી. તમે મને યુદ્ધક્ષેત્રને ત્યાગી જવાનું સૂચવો છો, તેથી શું બાપારાવળના વંશજોને શિરે કલંક નહિ ચોંટે કે ? શું પ્રતાપસિંહ પોતાનાં સરદારો અને સૈનિકોને યુદ્ધમાં મૃત્યુના મુખમાં છોડી, દેશ પ્રત્યે બેવફા થઈને રણક્ષેત્રમાંથી ચાલ્યો જશે કે ?"

મહારાણાને આગ્રહથી સમજાવવાનો આ સમય નથી, એમ વિચારી ઝાલારાજ માનસિંહે પ્રતાપસિંહના સેવક પાસેથી રાજછત્ર લઈ લીધું અને તેને પોતાના એક અનુચરને આપી તેને પોતાના શિરે ધરી રાખવાની આજ્ઞા કરી દીધી. એ રીતે કૃત્રિમ મેવાડપતિ બનીને માનસિંહ પોતાના શુરા સૈનિકો સાથે યવન સેનામાં ઘુસી ગયો અને વીરતાપૂર્વક યુદ્ધ કરવા લાગ્યો. મંત્રી ભામાશાહે મહારાણાને એક વખત ફરીથી સમરક્ષેત્ર ત્યાગી જવાની વિનતિ આગ્રહથી કરી. પ્રતાપસિંહ આ સર્વ ઘટના જોઈને આશ્ચર્ય પામ્યો. તેણે વિચાર કર્યો કે જ્યારે જયની એક પણ આશા રહી નથી, ત્યારે નાહક પ્રાણ ગુમાવવા અને મેવાડને સદાયને માટે પરતંત્રતાની બેડીમાં જકડી નાંખવું, એ ઉચિત નથી. ભગવાન એકલિંગજીની કૃપા હશે તો ભવિષ્યમાં મેવાડને સ્વતંત્ર કરી શકીશ; માટે હાલ તો ઝાલારાજની વિનતિનો સ્વીકાર કરવો, એજ યોગ્ય છે. આંખોમાં અશ્રુઓ સમેત, ઇચ્છા નહિ હોવા છતાં, પ્રતાપસિંહે સમરભૂમિનો ત્યાગ કરવા પોતાના પ્રિય ઘોડા ચેતકને બીજી દિશામાં ફેરવી એડી મારી. ચેતક, સ્વામીની ઇચ્છા ચેતી જઈને સમરક્ષેત્રનો ત્યાગ કરી દોડવા લાગ્યો.

પ્રતાપસિંહના ચાલ્યા જવા પછી વીરવર ઝાલારાજ માનસિંહે રણભૂમિમાં શત્રુઓ સાથે લડતાં કેવી રીતે પ્રાણનું બલિદાન આપ્યું તેમજ બાવીસહજાર રાજપૂતોમાંથી કેટલા હજાર રાજપૂતોનો યુદ્ધમાં ઘાણ નીકળી ગયો, એ ઇતિહાસના વાંચકો સારી રીતે જાણતા હોવાથી અમે તે વિષે વિસ્તૃત વિવેચન કરવાનું સાહસ કરતા નથી, પરંતુ અત્રે માત્ર એટલુંજ કહીને આ શોકમય પણ ગૌરવપૂર્ણ ઘટના ઉપર પડદો નાંખવા માગીએ છીએ કે હલદીઘાટના પ્રસ્તુત યુદ્ધમાં ચૌદ હજાર રાજપૂત વીરોના પ્રાણનું બલિદાન અપાયું હતું અને મોગલ સૈન્યના સેનાપતિ રાજા માનસિંહના ગળામાં વિજયમાળા આરોપાણી હતી.

પ્રતાપસિંહે ઝાલારાજની વિનતિનો સ્વીકાર કરી સમરક્ષેત્રનો ત્યાગ કરવા પોતાના અશ્વ ચેતકને એડી મારી, એટલે તે નિમકહલાલ અશ્વરાજ કોમલમેર તરફ જોરથી દોડવા લાગ્યો. પ્રતાપસિંહના શરીરે જેમ અનેક જખમો થયા હતા, તેમ તેના સ્વામીભક્ત ચેતકને પણ અનેક જખમો થયા હોવાથી તે બરાબર દોડી શકતો નહોતો: પરંતુ પોતાના સ્વામીની ઇચ્છાને જાણી તેનો બચાવ કરવાની ખાતર, તે પોતાના સમસ્ત બળને એકત્ર કરીને દોડ્યો જતો હતો. પ્રતાપસિંહના નાશી જવાની ખબર કોઇ પણ મોગલ સરદારો કે સૈનિકોને પડી નહોતી: પરંતુ એક મોગલ સરદાર કે જે યુદ્ધ થતું હતું ત્યાંથી જરા દૂર ઉભો હતો, તેણે રણક્ષેત્રમાંથી કોઇને નાશી જતાં જોઇને પોતાના બે ઘોડેસ્વારોને તેની તપાસ કરવાને તેની પાછળ દોડાવ્યાં. પ્રતાપસિંહે થોડે દૂર ગયા પછી અશ્વને ધીમે ધીમે ચલાવવા માંડ્યો: પરંતુ એટલામાં ઘોડાની ખરીઓના અવાજ સાંભળતાં તેણે પાછળ જોયું, તો બે મોગલ સ્વારો પોતાના તરફ આવતા હતા. એ જોઇને પ્રતાપે ચેતકને પાછો જોરથી દોડાવવા માંડ્યો. અશ્વરાજ ચેતક પવનવેગે ચાલ્યો જતો હતો એટલામાં માર્ગમાં એક નદી આડી આવી. પ્રતાપસિંહે અશ્વની લગામ જરા ખેંચી; પરંતુ સ્વામીભક્ત અશ્વ તેના કબજે રહી શક્યો નહિ અને તેણે એકજ કુદકે નદીને પેલે પાર પોતાના સ્વામીને મૂકી દીધા. પાછળ ચાલ્યા આવતા બન્ને મોગલસ્વારો નદી પાસે આવીને અટકી ગયા. તેમણે પોતાના અશ્વોને નદીને પેલે પાર જવા ઘણી એડીઓ મારી; પરંતુ તેઓ નદી પાર કરવાને અશક્ત હોઇ તેમની મહેનત વૃથા ગઇ. નદીને પાર કર્યા પછી પ્રતાપસિંહ અશ્વને ધીમે ધીમે ચલાવતો આગળ

વધતો હતો, ત્યારે માતૃભાષામાં પોતાને કોઇ બોલાવતું હોય, એમ તેને જણાયું. તેણે તુરતજ પાછળ ફરીને જોયું તો એક ઘોડેસ્વાર જોરથી પોતાના તરફ ઘોડો દોડાવતો આવતો હતો. પ્રતાપસિંહે વિચાર કર્યો કે પ્રથમ બે મોગલ જેવા જણાતા ઘોડેસ્વારો આવતા હતા તેને બદલે હમણાં આ એકજ ઘોડેસ્વારને જોઉં છું અને વળી તે મને માતૃભાષામાં બોલાવે છે, તેનું શું કારણ ? તે આવનાર ઘોડેસ્વાર કોણ હશે ? શું તે શત્રુ હશે કે મિત્ર હશે ? ભલે ગમે તે હોય, મને તેની શું દરકાર છે ? એમ વિચાર કરી તેણે પોતાની કમરે લટકતી તલવાર ઉપર હાથ નાંખ્યો કે તુરતજ પેલો ઘોડેસ્વાર તેની સન્મુખ આવી પહોંચ્યો. પ્રતાપસિંહે એ ઘોડેસ્વારને જોઇ આશ્ચર્યમાં ડુબી ગયો અને તેના મુખ ઉપર ક્રોધની છાયા સ્પષ્ટ જણાવા લાગી. તે આવનાર ઘોડેસ્વાર પ્રતાપસિંહનો ભાઇ શક્તિસિંહ હતો. આ બંને ભાઇઓને બાલ્યાવસ્થાથી આહેરિયા નામક મહોત્સવ ઉજવતાં દુશ્મનાવટ બંધાણી હતી. પ્રતાપસિંહે પોતાના ભાઇ શક્તિસિંહને મેવાડનો ત્યાગ કરી જવાની તે સમયે આજ્ઞા કરેલી હોવાથી તે મોગલ શહેનશાહ અકબરને શરણે ગયો હતો. બાદશાહે તેને પોતાના સૈન્યમાં સારો હોદ્દો આપ્યો હતો. બાદશાહ અકબરની કુટીલ રાજનીતિથી અનેક કુલાંગાર રાજપુતો તેના પક્ષમાં ભળી ગયા હતા અને દેશના શત્રુ બની બેઠા હતા. શક્તિસિંહ પોતાના બંધુ ઉપરનું વેર વાળવાની ખાતર આ યુદ્ધમાં ભાગ લેવાને આવ્યો હતો; પરંતુ તેણે જ્યારે પોતાના જ્યેષ્ટ બંધુને ઘાયલ થઇને લડાઇના મેદાનમાંથી નાશી જતો જોયો, ત્યારે તેનું હૃદય ભ્રાતૃસ્નેહથી કોમળ બની ગયું અને પોતાના જ્યેષ્ટ ભ્રાતાની દેશદાઝ અને તેની સ્વદેશભક્તિ જોઇને તેની આંખોમાંથી અશ્રુઓની ધારા વહેવા લાગી. પોતાના બંધુને આવા દુઃખના સમયમાં અવશ્ય સહાય કરવી જોઇએ, એમ વિચારી શક્તિસિંહ તુરતજ ઘોડેસ્વાર થઇ પ્રતાપસિંહ જે દિશા તરફ ગયો હતો, તે તરફ રવાના થયો. થોડે દૂર જતા મોગલ ઘોડેસ્વારોને પોતાના બંધુ પાછળ દોડ્યા જતા જોઇને તે તુરત તેમની પાસે પોતાનો ઘોડો દોડાવી ગયો અને તેમની સાથે યુદ્ધ કરીને તેમને બન્નેને પરલોક પહોંચાડી દીધા.

શક્તિસિંહ જો કે પોતાનો કનિષ્ટ બંધુ હતો, પણ તે મેવાડનો શત્રુ બનીને મોગલોનાં શરણે ગયો હતો અને તેના પક્ષમાં રહીને ખુદ જન્મભૂમિને પરતંત્ર કરવાને માટેજ આ યુદ્ધમાં આવ્યો હતો; તેથી

પ્રતાપસિંહ તેને જોઇને ક્રુદ્ધ થયો. તેણે પોતાની તલવારને મ્યાનમાંથી અર્ધી બહાર ખેંચતાં કહ્યું. "કાણુ શક્તિસિંહ ? આવી રીતે મને એકલો નાશી જતો જોઇને શું તું મારા પ્રાણ લેવાને આવ્યો છે કે ? ભલે, ચલાવ તારી તલવારને."

શક્તિસિંહે ગદગદ કંઠે કહ્યું. " મોટા ભાઇ ! હું આપના પ્રાણ લેવાને નથી આવ્યો: પરંતુ મેં કરેલ પાપનું પ્રાયશ્ચિત લેવાને આવ્યો છું."

એમ કહીને તે ઘોડા ઉપરથી નીચે ઉતરી ગયો અને પ્રતાપસિંહને વિનયથી નમસ્કાર કરીને સામે ઉભો રહ્યો. પ્રતાપસિંહ, શક્તિસિંહનું આ વર્તન જોઇને વિચાર કરવા લાગ્યો કે શું આમાં મોગલોનું કાંઇ કપટ તો નહિ હોય ને ? પ્રતાપસિંહે કાંઈ ઉત્તર આપ્યો નહિ, એટલે શક્તિસિંહે કહ્યું. " મેવાડપતિ ! શું વિચાર કરો છો ? આપના કુળકલંક ભાઇને અને મેવાડના શત્રુને તલવારથી આપ પ્રાયશ્ચિત આપતાં કેમ અચકાઓ છો ? "

પ્રતાપસિંહે વિચાર નિદ્રામાંથી જાગૃત થઇને કહ્યું. " દેશદ્રોહી શક્તિસિંહ ! અહીં તું મારા પ્રાણ લેવાને આવ્યો નથી, તો પછી અહીં આવવાની તારી શી મતલબ છે, તે હું સમજી શકયો નથી. તારે જો પૂર્વનું વેર વાળવું હોય, તો તલવારને મ્યાનમાંથી બહાર કહાડ, શું જોઈ રહ્યો છે ? "

" વડિલ ભ્રાતા ! મારી અંહી આવવાની મતલબ મેં કરેલ પાપનું પ્રાયશ્ચિત લેવાનીજ છે. બંધુનો, સ્વજાતિનો, સ્વદેશનો અને સ્વધર્મનો ત્યાગ કરી મોગલોના શરણે જઇને મેં જે પાપ કર્મ કર્યું છે—જે દ્રોહ કર્યો છે—જે વિશ્વાસઘાત કર્યો છે, તેનું આપના હસ્તથી પ્રાયશ્ચિત લેવાને માટેજ હું આપની સન્મુખ આવીને ઉભો છું; માટે આપની પુનિત તલવારને આપના કનિષ્ઠ બંધુ ઉપર ચલાવી તેને સ્વર્ગનો અધિકારી બનાવો, ભાઇ ! શા માટે ઢીલ કરો છો ? " શક્તિસિંહે આંખોમાં અશ્રુઓ લાવીને કહ્યું.

શક્તિસિંહના ઉપર્યુક્ત વચનો સાંભળી પ્રતાપસિંહ તેના આગમનનું કારણ સમજી ગયો. તેના શોકગ્રસ્ત મ્હોડા ઉપર હર્ષની છાયા છવાઇ ગઇ. તેણે આનંદ પામતાં પામતાં કહ્યું. " ભાઈ શક્તિસિંહ ! શું મારી ધારણા ખરી છે ? શું તને તેં કરેલ પાપનો પશ્ચાતાપ થાય છે ? "

"હા, વડિલ બન્ધુ ! આપના અને જન્મભૂમિ મેવાડના કરેલ વિશ્વાસઘાત અને દ્રોહનો મને હવે સંપૂર્ણ પશ્ચાતાપ થાય છે. સ્વદેશના રક્ષણ માટે અને જાતિભાઈઓની સ્વતંત્રતા જાળવવા માટે આપે તથા રજપૂત વીરોએ સમરક્ષેત્રમાં જે વીરતા બતાવી આપ્યું છે, તે જોઇને વેરથી ઉન્મત બનેલું મન શાંત થઇ ગયું છે—મારો મિથ્યા ગર્વ ગળી ગયો છે અને તેથી આપની ક્ષમા યાચવા અને તેનું પ્રાયશ્ચિત મેળવવા હું આપની પાછળ દોડી આવ્યો છું. આપને જો મારો વિશ્વાસ ન આવતો હોય તો મારે કહેવું જોઇએ કે આપની પછવાડે લાગેલા બન્ને મોગલ સ્વારોનો મેં નાશ કરી નાંખ્યો છે અને તે શા માટે ? આપનો પ્રાણ બચાવવા માટેજ. શું હજુ પણ આપને મારો વિશ્વાસ આવતો નથી ?" શક્તિસિંહે લંબાણ ખુલાસો કરતાં પૂછ્યું.

પોતાના બંધુના ઉપરના ખરા જીગરના શબ્દો સાંભળી પ્રતાપસિંહને સંતોષ થયો. તેણે હર્ષાતિરેકથી ઉત્તર આપ્યો. "વ્હાલા ભાઇ ! જો કે આજના યુદ્ધમાં મેવાડીઓનો પરાજય થયો છે અને તેથી મારૂં મન અતિશય ખિન્ન થઇ ગયું હતું, પરંતુ તારા હૃદયમાં સ્વદેશપ્રેમ જાગૃત થયેલો જોઇ, મને અતીવ આનંદ થાય છે અને હવે મને લાગે છે કે આપણે બન્ને ભાઇઓ હાથમાં હાથ મીલાવી, મેવાડની મહત્તા સાચવવા માટે અને તેના પુનરુદ્ધાર માટે અવિશ્રાંત પરિશ્રમ કરી ભગવાન્ એકલિંગજીની કૃપાથી વિજયને વરવા ભાગ્યશાલી થશું."

તુરતજ શક્તિસિંહ અને પ્રતાપસિંહ ઘોડાઓ ઉપરથી નીચે ઉતરી ગયા અને અન્યોઅન્યને સપ્રેમ ભેટી પડયા. કેટલીક વારે પ્રતાપસિંહે પોતાના લઘુ ભાઇને પોતાના આલિંગનમાંથી છુટો કર્યો. પ્રતાપસિંહને હજુ દૂર જવાનું હોવાથી તેણે પોતાના ઘોડા તરફ નજર ફેરવી તો તે નિમકહલાલ અશ્વ ભૂમિ ઉપર પડેલો તેના જોવામાં આવ્યો. બન્ને બંધુઓએ તેની પાસે જઇને જોયું, તો યુધ્ધમાં અનેક જખમો થયેલા હોવાથી અને આખો દિવસ મુસાફરી કરવાથી તેના પ્રાણ પરલોકસિધાવી ગયા હતા. આ હૃદય વિદારક ઘટના જોઇને પ્રતાપસિંહના હૃદયમાં અત્યંત તીવ્ર શોક વ્યાપ્ત થયો અને તેનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહન કરવા લાગ્યો. વડિલ બંધુને રૂદન કરતાં જોઇને શક્તિસિંહે આશ્વાસન આપવાં કહ્યું. "મેવાડેશ્વર ! આપના જેવા વીર પુરૂષને દુઃખથી નિરાશ થવાનું કાંઇ કારણ નથી. આપ મારો ઘોડો લ્યો અને

અત્રેથી નિર્વિઘ્ને યોગ્ય સ્થળે પહોંચી જાઓ. હું આપને તુરતજ આવીને મળીશ."

એમ કહીને શક્તિસિંહે પોતાનો ઘોડો પ્રતાપસિંહને આપ્યો. પ્રતાપસિંહે પોતાના ભાઇના ઘોડા ઉપર સ્વાર થઇને ધીમે ધીમે આગળ વધવાનું શરૂ કર્યું, એટલે શક્તિસિંહ પણ તેને વિનયથી નમન કરી મોગલ છાવણી તરફ રવાના થયો.

થોડો સમય મોગલ છાવણીમાં રહ્યા પછી શક્તિસિંહ પોતાના ભાઇને જઈ મળ્યો. પ્રતાપસિંહ પોતાના બંધુના આગમનથી અત્યંત ખુશી થયો. તેઓ બન્ને એકસંપથી રહી ભવિષ્યમાં મેવાડનો શી રીતે ઉદ્ધાર કરવો, એ વિષે હમેશાં વિચાર કરતા હતા અને એ રીતે દુઃખમાં દિવસો ગાળતા હતા.

---

# પ્રકરણ ૨ જું.

---

## પ્રેમ–પરિણામ.

હિન્દુસ્થાનના સમસ્ત ઐશ્વર્યયુક્ત આગ્રા શહેરનાં ગગન–ચુંબિત આવાસોનાં શિખરો, સંધ્યા સમયના ઝાંખા પ્રકાશમાં શોભી રહ્યાં હતાં. મોગલ શહેનશાહ અકબરે આગ્રાને પોતાની રાજધાનીનું શહેર બનાવેલું હોવાથી હિન્દુસ્થાનના સમસ્ત ઐશ્વર્યે તે શહેરમાં આવીને નિવાસ કર્યો હતો. અમે જે સમયની આ નવલકથા લખીએ છીએ, તે સમયે સકળ હિન્દુસ્થાનમાં આગ્રા એ એક અલૌકિક શહેર હતું. શહેનશાહ અકબર, જો કે પોતાના જીવનનો ઘણો સમય ફત્તેહપુર સીક્રીમાં ગાળતો હતો; તો પણ આગ્રા એ રાજધાનીનું શહેર હોવાથી તેને કેટલોક સમય ત્યાં પણ રહેવું પડતું હતું; અને તેથી તેણે આગ્રાની શોભા વધારવા ખાસ લક્ષ્ય આપ્યું હતું. શાહ અકબરના સમયમાં મોગલ રાજ્ય પૂર્ણ વિકાસને પામેલું હતું. આગ્રાના દુર્ગમાં ગગનમંડલ સાથે વાતચિત કરી રહેલા અસંખ્ય મહેલો, બંગલાઓ અને આવાસો હતા. તેમાં વિવિધ સ્થળે આવેલાં બજાર, દુકાનો, મિનારા, આરસ પત્થરનાં આવાસો, મસ્જીદો, હિન્દુ દેવાલયો અને ખુદ બાદશાહ અને તેના પરિવારને વસવાનાં મહાલયોની એટલી બધી વિપુલતા હતી કે જેનું વર્ણન કરવાને માટે એક સ્વતંત્ર પુસ્તકજ

લખવું પડે તેમ હતું. આગ્રાના કિલ્લાની પાસેજ થઇને કાલિન્દી યમુના નદી મહત્ત્વ અને ગૌરવ દર્શાવતી વહેતી હતી. કિલ્લાની ચારે દિશાએ મોટા મોટા દરવાજાઓ આવેલા હતા અને એ પ્રત્યેક દરવાજા ઉપર બાદશાહી નોબતો સવાર સાંજ વાગતી હતી.

સંધ્યાના સોનેરી આછા પ્રકાશમાં આગ્રાનાં અત્યુચ્ચ મહાલયોનાં શિખરો સુવર્ણ સરખાં દીપતાં હતાં. જાણે સમસ્ત આગ્રા નગર સુવર્ણથી જડેલું હોય, એમ જોનારને શંકા થતી હતી. સંધ્યા સમયના એ અદ્‌ભૂત દૃશ્યને અનેક કવિઓએ—અનેક લેખકોએ જૂદી જૂદી શૈલીએ અત્યાર આગમચ વારંવાર આલેખી બતાવેલ છે; પરંતુ આશ્ચર્યની વાર્તા એ છે કે જ્યારે જ્યારે તેને નિહાળવાનો અને તેનું યથાર્થ વર્ણન કરવાનો પ્રસંગ આવે છે, ત્યારે ત્યારે નવીનતાનુંજ ભાન થાય છે. નવીનતા એ પ્રકૃતિનો સામાન્ય નિયમજ છે અને તેથી પ્રકૃતિના એ અમાનુષી સૌંદર્યને માનુષી લેખિની તાદૃશ્ય ભાવે આલેખી ન શકે, એ સ્વાભાવિક છે. પશ્ચિમમાં સૂર્યાસ્ત સમયે સોનેરી રંગની જે છટા દેખાય છે, તેમાં પણ નવીનતા અને વિચિત્રતા જોવામાં આવે છે. જગતના સર્વ જીવોને સ્વકર્તવ્યમાં પ્રોત્સાહન અર્પનાર ભાસ્કર જ્યારે અસ્તાચળ ઉપર પ્રયાણ કરે છે, ત્યારે પશ્ચિમાકાશમાં જે ચિત્રવિચિત્ર દૃશ્યો નજરે પડે છે, તેનું વર્ણન કરવું અશક્ય છે. થોડાજ સમયમાં સૂર્યનો અસ્ત થઇ ગયો. આગ્રા નગરના જાહેર માર્ગો ઉપરની લોકોની ભીડ ધીમે ધીમે ઓછી થતી જતી હતી. આ વખતે એક સુશોભિત મહેલની બારીમાંથી યૌવનાવસ્થાએ પહોંચેલી એક બાળા સૃષ્ટી—સૌંદર્યનું નિરીક્ષણ કરી રહી હતી. તે બાળાનું સૌંદર્ય વર્ણનાતિત હતું. તેનું સુગોળ સુંદર મુખ અને તેની સુડોળ સરળ નાસિકા એવાં તો મનોહર હતાં કે જેમનું યથાર્થ ચિત્ર આલેખવાને લેખક જ્યારે અશક્ત છે, ત્યારે તેનાં અન્ય અવર્ણનીય અવયવોનું ચિત્ર આલેખવાનો મિથ્યા પ્રયાસ શા માટે કરવો જોઇએ? ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે તે બાળા પરમ સુંદરી હતી.

સૂર્યનો અસ્ત થઇ ગયેલો હોવાથી અંધકારનું જોર ધીમે ધીમે વધતું જતું હતું; તેથી તે બાળા જ્યાં ઉભી હતી, ત્યાં એક દાસી આવીને દીપક પ્રગટાવી ગઈ. દીપકના પ્રકાશથી આખો ઓરડો પ્રકાશમાન થઇ ગયો હતો; પરંતુ તેનું તે બાળાને કશું પણ ભાન નહોતું. તે તો જેમની તેમ મૌનપણે ઉભી હતી. તેનું સુંદર મુખ ચિંતાયુક્ત વિચારોથી કરમાઇ ગયું

હતું અને તેની બન્ને ચક્ષુઓમાંથી ક્ષણે ક્ષણે અશ્રુઓ સરી પડતાં હતાં. અમારા વાંચક મહાશયોનાં હૃદયોમાં એવો પ્રશ્ન ઉપસ્થિત થશે કે આવા ગગનચુંબિત મહાલયમાં વસનારી આ અપૂર્વ રૂપ–લાવણ્યસંપન્ન બાળાને શું દુઃખ હશે ? અમને પોતાને પણ એજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે; પરંતુ સંસાર સાગરની નવનવી ઘટનાઓનો જ્યારે અમે વિચાર કરીએ છીએ, ત્યારે અમારા એ પ્રશ્નનું આપોઆપ નિરાકરણ થઇ જાય છે. તે સુંદરી બાળા આવી સ્થિતિમાં કેટલો સમય પસાર કરત, એ અમે કહી શકતા નથી; પરંતુ તે સમયે એક યુવક આવી તેને બોલાવી કે તુરતજ તે સાવધ થઈ ગઇ અને તે આવનાર યુવક સામે જોવા લાગી.

તે આવનાર યુવકની અવસ્થા વીસેક વર્ષની હતી. તેનો તેજસ્વી અને મૃદુતાભર્યો ચહેરો દીપકના પ્રકાશથી અતિ આકર્ષક લાગતો હતો. તે યુવકનાં વસ્ત્રો સાદાં હતાં; પરંતુ તેના શરીરનો બાંધો એવો તો મજબુત અને સુંદર હતો કે તેને જોનારાં પુરૂષો અને સ્ત્રીઓ આશ્ચર્ય પામતાં હતાં અને તેના તરફ સ્નેહભાવ દર્શાવવાને લલચાતાં હતાં.

તે યુવક પોતાની સામે ઉભેલી બાળાને ઉદાસ અને નિસ્તેજ જોઇને ખીન્ન થતાં બોલ્યો. " ચંપા ! હમેશાં હું જ્યારે જ્યારે તમારી પાસે આવું છું, ત્યારે ત્યારે તમારૂં સુંદર મુખ હસતું જોઉં છું, પણ અત્યારે તમને આ શું થયું છે ? તમે કેમ ઉદાસ જણાઓ છો ? "

તે બાળા કે જેનું નામ ચંપા હતું, તે નિરૂત્તર રહી. તે અનિમિષ નેત્રે યુવક સામે જોઇ રહી હતી.

ચંપાને નિરૂત્તર રહેલી જોઇને તે યુવકે ફરીથી પૂછ્યું. " ચંપા ! તમને મારા ઉપર કાંઈ રોસ ચડી છે, કે તમારી તબિયત અસ્વસ્થ છે ? જે સત્ય વાત હોય તે મને તુરત કહો: કેમકે તમને ચિંતાતુર જોઇને મારૂં અંતઃકરણ દુઃખાય છે. "

યુવકના આર્જવતાયુકત શબ્દો સાંભળી ચંપાનું મુખ વિશેષ ઉદાસ થયું. તેણે ધીમો પણ ઉંડો નિશ્વાસ નાંખ્યો અને તેનાં બન્ને વિશાળ લોચનમાંથી મુક્તાફળો ઉભરાવા લાગ્યાં.

યુવકે મંદસ્વરે કહ્યું. " ચંપા ! તમે કેમ રડો છો ? આગ્રાના એક શ્રીમંત ગૃહસ્થની તમે અતિ વ્હાલી કન્યા હોવા છતાં તમને શું દુઃખ છે, તે હું સમજી શકતો નથી. તમારા દુઃખનું કારણ શું તમારા આ બાલ્યસ્નેહીથી પણ ગુપ્ત છે ? તેને શું કહી શકાય તેમ નથી ? "

ચંપા હજુ પણ નિરુત્તર જ રહી. તેનાં નયનોમાંથી અશ્રુઓની અવિરલ ધારાઓ વહેતી હતી.

મુકુંદ, ચંપાને આવી રીતે રડતી જોઇને તેની પાસે ગયો અને તેના કોમળ કરને ગ્રહણ કરી બોલ્યો. "ચંપા! તમારી ઉદાસિનતાનું– તમારાં દુઃખનું કારણ મને ન કહો તો તમને મારા સમ છે."

ચંપાએ આંખોને સાફ કરતાં કરતાં મૃદુ સ્વરે કહ્યું. "વિજય!" વિજયે કહ્યું. "કેમ?"

"શું તમને પિતાશ્રીએ કાંઈ કહ્યું નથી?" ચંપાએ પૂછ્યું.

"નહિ, મને તમારા પિતાશ્રીએ કાંઈ કહ્યું નથી. આજ મધ્યાહ્ન પછી તે મને મળ્યાંજ નથી." વિજયે ઉત્તર આપ્યો.

"ત્યારે તમે મધ્યાહ્ન પછી મહેલમાં નહોતા, વિજય?" ચંપાએ ફરીથી પૂછ્યું.

"ના." વિજયે ઉત્તર આપ્યો.

"અત્યારે પિતાશ્રી ક્યાં છે, તેની તમને ખબર છે?" ચંપાએ પ્રશ્ન કર્યો.

"તે હું જાણતો નથી, ચંપા! કેમકે હું બહારથી હજુ ચાલ્યોજ આવું છું." વિજયે જવાબ આપ્યો.

ચંપા ક્ષણવાર વિચારમાં પડી ગઇ. ઘડીભર વિચાર કર્યા પછી તેણે કહ્યું. "ત્યારે હવે મારી ચિંતાનું કારણ તમને મારે મ્હોંડેથી જ કહેવું પડશે. વિજય! પિતાશ્રીએ તમને મળવાની–અરે તમારી સાથે વાતચિત્ત કરવાની પણ મને હવેથી મના કરી છે, તેની તમને ખબર નથી?"

"ના, તે સંબંધી મને કશી પણ ખબર નથી; પરંતુ તમારા પિતાશ્રીની એ આજ્ઞા વિષે તમે શું વિચાર કર્યો?" વિજયે ખિન્નતાથી પૂછ્યું.

"એજ કે મારે પિતાશ્રીની આજ્ઞા પ્રમાણે વર્તવું." ચંપાએ ઉત્તર આપ્યો.

"જો એમ છે, તો પછી અત્યારસુધી તમે મારા પ્રત્યે જે પ્રેમ

રાખતાં હતાં, તે કૃત્રિમ હતો—મિથ્યા હતો, એમજ ને ?" વિજયે સહેજ ભ્રકુટી ચડાવીને પૂછ્યું. તેણે અભિમાનથી તુરતજ ચંપાના કોમળ કરને છોડી દીધો.

વિજયના એ પ્રશ્નથી ચંપાને દુઃખ થયું. તેની આંખોમાંથી ફરીને આંસુ નીકળવા લાગ્યાં. તેણે નમ્ર સ્વરે કહ્યું. "વિજય ! તમારા પ્રત્યે મારો પ્રેમ કેવો શુદ્ધ અને નિર્મળ છે, તે મારું મન જ જાણે છે. મારા હૃદયમાં રહેલા એ પ્રેમને હું શી રીતે તમને દર્શાવું ? તમારા અંતઃકરણને જ પૂછી જુઓ કે હું તમને કેટલા બધા પ્રેમથી ચાહું છું."

"મારા અંતઃકરણને પૂછવાની કશી આવશ્યકતા નથી, ચંપા ! તમે જો તમારા પિતાશ્રીની આજ્ઞા પ્રમાણે વર્ત્તવાનો નિશ્ચય કર્યો હોય, તો ભલે, મને તેની દરકાર નથી. હું આ ક્ષણેજ તમારા આવાસનો ત્યાગ કરીને ચાલ્યો જાઉં છું. એક શ્રીમંત ગૃહસ્થની પુત્રી ઉપર પ્રેમ કરવામાં મેં ગંભીર ભૂલ કરી છે અને તેથી તેનું પરિણામ મારે ભોગવવું જ જોઇએ." વિજયે અભિમાનથી કહ્યું.

ચંપા પાષાણની મૂર્તિ સદૃશ સ્થિર થઇ ગઇ. તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું. "વિજય ! તમે મને અન્યાય કરો છો. પિતાશ્રીની આજ્ઞા પ્રમાણે મારે વર્ત્તવું જોઇએ; પરંતુ એથી તમારે એમ સમજી લેવાનું નથી કે હું તમને ચાહીશ નહિ. તમને અર્પણ કરેલું મારું હૃદય કાળાંતરે પણ કોઇનું થશે નહિ, એ ચોક્કસ માનજો. પિતાશ્રીની આજ્ઞાનો તિરસ્કાર કરવાનું મારામાં અત્યારે તો સાહસ નથી; પરંતુ હું તેમને વિનવીશ—કાલાવાલા કરીશ અને આપણું ઉભયનું લગ્ન થાય, એવો પ્રયાસ પણ કરીશ; માટે વિજય ! ભલા થઇને તમે થોડો સમય અહીંજ રહો. પરમાત્મા મહાવીરની કૃપાથી સર્વ સારું જ થશે."

વિજયે કહ્યું. "ચંપા ! તમે મોટા શ્રીમંતની પુત્રી છો અને હું ગરીબ તેમજ નિરાધાર છું. તમારા પિતાશ્રી કદિ પણ આપણું ઉભયનું એક બીજા સાથે લગ્ન કરે એ સંભવિત નથી; તેથી એવી અપમાનકારક અવસ્થામાં હું અહીં રહેવાને ઇચ્છતો નથી. તમારા હૃદયમાં જો મારા માટે ખરો પ્રેમ હોય, તો આપણું શ્રેય થાય, એવો પ્રયાસ તમે કરજો. હું અત્યારેજ આ આવાસનો અને તમારો ત્યાગ કરીને ચાલ્યો જાઉં છું. જો પરમાત્માની કૃપાથી આપણું લગ્ન થવાનું જ હશે, તો પછી કોઇ-

પણ ઉપાયે આપણો સમાગમ થશેજ. અહીંથી ગયા પછી મારી ઉન્નતિ કરવાનો હું અવિશ્રાંત પરિશ્રમ કરીશ અને જો તેમ કરી શકયો, તો આજથી લગભગ બાર માસ પછી અત્રે તમને મળવા આવીશ. તે સમયે જો તમારા પિતાશ્રીના વિચારો ફેરવાયા હશે તો ઠીક, નહિં તો પછી કોઇ એક નિર્જન સ્થળે ચાલ્યો જઇશ અને ત્યાંજ આ દુઃખી જીવનને પૂર્ણ કરીશ."

ચંપાએ વ્યાકુળતાથી કહ્યું. "તમને મારા ઉપર ક્રોધ થયો જણાય છે, વિજય! પરંતુ તમેજ વિચાર કરો કે આવી વિકટ સ્થિતિમાં મારે શું કરવું? તેમ છતાં તમે જો કહેતા હો, તો હું તમારી સાથે આવવાને તૈયાર છું. તમારી આજ્ઞાને માન આપવા હું તૈયાર છું."

"નહિ, નહિ, ચંપા! એમ કરવાની આવશ્યકતા નથી. મારી સાથે આવવાનું કાંઇ પણ કારણ નથી. હું તમને કહી ગયો તેમ અત્યારે તો હું જાઉં છું; પરંતુ આજથી બરાબર એક વર્ષ પછી તમને મળીશ. દરમ્યાન તમે તમારા પિતાશ્રીના વિચારોને આપણને અનુકૂળ કરવાનો પ્રયત્ન કરજો." વિજયે કહ્યું.

ચંપાના સુંદર ગુલાબી મુખ ઉપર આ સમયે ચિંતાની છાયા છવાઇ ગઇ. તેના કોમળ હૃદયને વિજયના શબ્દોથી સખ્ત આઘાત થયો.

ચંપાને નિરુત્તર જોઇ વિજયે કહ્યું. "ઠીક ત્યારે ચંપા! હવે હું જાઉં છું."

ચંપા અનિમિષ નયનોએ વિજયના સુંદર મુખ તરફ જોઇ રહી. વિજય ત્યાંથી તુરતજ ચાલ્યો ગયો. ઓરડાની બહાર તે નીકળ્યો, એટલે એક નોકરે તેના હાથમાં બંધ કરેલું એક પરબીડીયું આપ્યું. વિજયે તે લઇ લીધું અને તેને પોતાના વસ્ત્રોમાં છુપાવી મહાલયનો ત્યાગ કરી ગયો, તે ક્યાં ગયો. એ તો અમે અત્યારે કહી શકતા નથી; પરંતુ આગ્રાના રાજમાર્ગે થઇને તે કયાંઇક અદૃશ્ય થઇ ગયો, એટલું જ માત્ર અમે અત્યારે જાણીએ છીએ.

વિજયના ચાલ્યા જવા પછી ચંપા ગહન વિચારમાં પડી ગઇ. અત્યારના બનાવથી તેનું હૃદય ખિન્ન થઇ ગયું હતું અને તેનું સમસ્ત શરીર પ્રસ્વેદથી રેબઝેબ થઇ ગયું હતું. વિજયનાં આજનાં વર્તનથી તેના હૃદયને સખ્ત આઘાત થયો હતો. તે ખાટી પાસેથી ધીમે ધીમે ઓરડાના

મધ્યભાગ સુધી આવી ના પડી: પરંતુ તેનું મસ્તક ચક્કર ચક્કર ફરવા લાગ્યું, તેની આંખોએ અંધારાં આવી ગયાં અને તે મૂર્છા ખાઈને જમીન ઉપર ઢળી પડી.

---

# પ્રકરણ ૩ જું.

## ઇતિહાસ.

"Historical novels gives us brilliant pictures of history wich from their vividness make a far deeper impression than the duller pages of historical text books."

—M. MACMILLAN.

પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાનો સમય, તેમાં ભાગ લેતાં પાત્રો અને તેમાં બનતી ઘટનાઓનો ભેદ સમજવાને માટે અમે અત્રે ઇતિહાસનો થોડો ઘણો પરિચય કરાવીએ, તો તે અસ્થાને ગણાશે નહિ. અમે જાણીએ છીએ કે ઇતિહાસની નિરસ ઘટનાઓને વાંચવાનો શ્રમ વાંચકો લેતા નથી; પરંતુ નવલકથાના પ્રવાહમાં કાંઇ પણ ગોટાળો અથવા ગેરસમજ ન થાય, એ ખાતર આવશ્યકીય ઇતિહાસનું વૃત્તાંત આલેખવાની જરૂર છે અને તેથીજ અમે પ્રસ્તુત નવલકથાને લગતાં કેટલાક ઐતિહાસિક બનાવોનું વર્ણન કરવાને ઉચિત વિચાર્યું છે.

આ નવલકથાનું જે નામ રાખવામાં આવ્યું છે તે અને તેનું પ્રથમ પ્રકરણ જે દૃષ્ટિએ લખાયું છે, તે જોઇને વાંચકો એટલી તો કલ્પના કરી શકશે કે આ નવલકથા મેવાડ અને મોગલ ઇતિહાસને અનુલક્ષીને લખાયેલી છે. વીરભૂમિ મેવાડના સૂર્ય સદૃશ મહારાણા પ્રતાપસિંહ અને ઐશ્વર્યસંપન્ન મોગલ સલ્તનતના રાજ્યકાર્ય કુશળ શહેનશાહ અકબરનો ઉજ્વળ ઇતિહાસ ઘણાં વાંચકોએ વાંચેલો હશે, એટલે તે સંબંધી અમે અત્રે વિસ્તૃત વિવેચન કરી તેમને કંટાળો આપવા ઇચ્છતા નથી. અમે તો અત્રે પ્રસ્તુત નવલકથાનો સમય અને ઇતિહાસનું આવશ્યકીય વિવેચન કરી સંતોષને પકડશું.

જે સમયે હિન્દુ મુસલમાનની કેટલેક અંશે ઐક્યતા સાધનાર મ-
હત્વાકાંક્ષી શહેનશાહ અકબર દિલ્હીના રાજ્યસિંહાસને હતો, તે સમયે વી-
રોચિત સદ્‌ગુણોથી ઉભરાઈ જતી ભૂમિ મેવાડમાં રાણાનો રાજ્ય
અમલ હતો. રાણા ઉદયસિંહ બેંતાળીશ વર્ષની ઉમરે મરણ
પામ્યો, તે પછી તેનો સર્વથી મોટો પુત્ર અને ઝાલોરના સોનીગરા રા-
જાની બ્હેનનો કુંવર પ્રતાપસિંહ મેવાડની ગાદીએ બેઠો. જે વખતે પ્ર-
તાપસિંહ ગાદીએ આવ્યો, તે વખતે મેવાડની મૂળ રાજધાની ચિતોડ
અકબરે જીતી લીધી હતી, ધન ધાન્ય સર્વ નાશ પામ્યું હતું, સગાં સં-
બંધીઓમાંથી ઘણા તો મૃત્યુ પામ્યા હતા અને જે થોડા ઘણા બચ્યા
હતા, તેમાંના કેટલાક તો મોગલોના પક્ષમાં ભળી ગયા હતા. પ્રતાપસિંહ-
નો કનિષ્ઠ બંધુ શક્તિસિંહ અને સગરજી તથા તેનો પુત્ર કે જેણે મુસલ-
માન ધર્મ અંગીકાર કરી પોતાનું નામ મહોબ્બતખાં રાખ્યું હતું તે
ત્રણે અકબરને જઈને મળ્યા હતા અને તેઓએ જ તેને ચિતોડ જીત-
વામાં સહાય કરી હતી. શક્તિસિંહ તો હલ્દીઘાટના યુદ્ધ પછી પોતાના
જ્યેષ્ઠ બંધુના પક્ષમાં જઈને રહ્યો હતો, પરંતુ સગરજી અને મહોબ્બ-
તખાં તો છેવટ સુધી મોગલોને વફાદાર રહીને મેવાડનો ધ્વંસ કરવામાં
આગળ પડ્યા હતા. બાદશાહ અલ્લાઉદ્દિન તથા બહાદુરશાહે ચિતોડ
ઉપર પ્રથમ ચઢાઈઓ કરી હતી; પરંતુ તેમણે ચિતોડનો નાશ કર્યો ન-
હોતો. શહેનશાહ અકબરે તો ચિતોડને જીતી લઈ, તેનાં મહાલયો, દેવા-
લયો અને મંદિરો સર્વનો નાશ કરી, તેને સ્મશાનવત્ બનાવી દીધું હતું.
ચિતોડ જીતવામાં દેશદ્રોહી સગરજીએ બાદશાહ અકબરને સારી સહાય
કરેલી હોવાથી તેણે તેને ચિતોડની રાજ્યગાદી આપવાની ઉદારતા દ-
ર્શાવી હતી.

ઇ૦ સ૦ ૧૫૭૨ માં ગોગુન્ડાના કિલ્લામાં ઉદયસિંહજીએ જ્યારે
દેહનો ત્યાગ કર્યો અને પ્રતાપસિંહ મેવાડનો મહારાણો થયો, ત્યારે મે-
વાડની આ સ્થિતિ હતી. પ્રતાપસિંહમાં એક ખરા ક્ષત્રિયના સર્વ ગુણોનો
વાસ હતો. તેણે પોતાના પૂર્વજોના વીરત્વયુક્ત ચરિત્રોનું શ્રવણ અને
મનન કરેલું હતું. બાપારાવળનાં વંશનું તેનામાં અભિમાન
હતું, અને તેથી તેણે મેવાડની રાજધાની ચિતોડને પુનઃ મેળ-
વવાનો વિચાર કર્યો. ચિતોડને પુનઃ જીતી તથા મોગલોનો પરાજય
કરી, મેવાડની મહત્તા વધારવાનો પ્રતાપસિંહે નિશ્ચય કરેલો હો-
વાથી તેણે તે સંબંધી ઉપાયો યોજવાનો પ્રયાસ કરવા માં-

ઓ. પ્રતાપસિંહના હૃદયમાં એક એવા શુભ વિચારે જન્મ લીધો હતો કે તેથી તેનું ચિત્ત સર્દૈવ મેવાડની સ્વતંત્રતા સાચવવા અને તેની મહત્તા વધારવાના પ્રયાસોમાં મશગુલ રહેતું હતું. વિશેષમાં તેણે એવો પણ સંકલ્પ કર્યો હતો કે ગમે તે ભોગે અને ગમે તે ઉપાયે મેવાડના ઉદ્ધાર કરવો અને બાપારાવળના સૂર્યવંશની કીર્તિનો સમસ્ત ભારતવર્ષમાં વિજયધ્વજ ફરકાવવો. પ્રતાપસિંહના ઘણાખરા સંબંધીઓ તો જો કે મોગલોના પક્ષમાં ભળી ગયા હતા: તો પણ કેટલાક મુખ્ય સ્વદેશભક્ત સરદારો પ્રતાપસિંહને વળગી રહ્યા હતા. મેવાડનો વંશ પરંપરાનો મંત્રી ભામાશાહ, ચંદાવત કૃષ્ણ, સલુંબરા સરદાર, દેલવરનો રાજા, ઝાલાપતિ માનસિંહ અને વીર જયમલનો પુત્ર રણવીરસિંહ, એ સર્વ મહારાણા પ્રતાપના ખાસ અંગત અને આત્મીય સરદારો હતા અને તેઓ પોતાના મહારાણા અને પોતાની જન્મભૂમિને માટે પ્રાણ અર્પવાને પણ તૈયાર હતા. પ્રતાપે પોતાની રાજધાની કોમલમેરમાં સ્થાપી પોતાના પ્રબળ પ્રતિસ્પર્ધિ બાદશાહ અકબર સાથે યુદ્ધ કરવાની તૈયારી કરવા માંડી. આ વખતે રાજસ્થાનના મોટા મોટા રાજ્યો મોગલોની તાબેદારી સ્વીકારી, તેમના સરદારો બની બેઠા હતા અને મારવાડ, અંબર આદિ દેશના રાજાઓ તો પોતાની પુત્રીઓને મોગલ બાદશાહને આપી પણ ચુક્યા હતા. મારવાડનો રાજા ઉદયસિંહ, બીકાનેરનો રાજા રાયસિંહ, અંબરનો રાજા માનસિંહ તથા બુંદિનો રાજા, એ સર્વે રાજસ્થાનના મોટા મોટા રાજાઓ મોગલ શાહનશાહ અકબરની રાજનીતિથી ગૌરવશૂન્ય બનીને તેના પક્ષમાં ભળ્યા હતા. સમસ્ત રાજસ્થાનમાં માત્ર મેવાડનો મહારાણો પ્રતાપ સ્વતંત્રતા ભોગવતો હતો અને તેણે ગમે તે ભોગે પોતાની સ્વતંત્રતા સાચવી રાખવાનો નિશ્ચય કર્યો હતો. વીરશિરોમણી પ્રતાપસિંહે, પોતાની બ્હેન કે દીકરી મોગલ બાદશાહને આપવાની વાત તો બાજુએ રહી: પરંતુ તેને નમવાની અને તેની તાબેદારી કરવાની પણ ના પાડી હતી. પ્રતાપે ધીમે ધીમે સૈન્ય એકત્ર કરવાની શરૂઆત કરી, વખત મળ્યે મોગલો સામે બાથ ભીડવાને તૈયારી કરવા માંડી હતી. વળી તેણે એવી સખ્ત પ્રતિજ્ઞા પણ કરી કે જ્યાં સુધી ચિતોડને જીતી લેવામાં ન આવે, ત્યાં સુધી સઘળા મોજશોખનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળવું, ઘાસની શય્યામાં શયન કરવું, દાઢીના વાળ વધારવા અને પાંદડામાં ભોજન કરવું. તેણે પોતાના તમામ આત્મીય મનુષ્યોને પણ આ પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવાની ફરજ પાડી હતી.

પ્રાતઃસ્મરણીય વીરવર પ્રતાપસિંહે જે અતિ કઠોર પ્રતિજ્ઞા લીધી હતી: તેથી સમસ્ત મેવાડ શૂન્ય બની ગયું હતું. પાંચ વર્ષ આ પ્રમાણે ચાલ્યું: પરંતુ એથી મોગલોને જીતી શકાય તેમ નહોતું. અનુભવી મંત્રી ભામાશાહ અને અન્ય સરદારોની સહાયથી પ્રતાપસિંહે પોતાના રાજ્યમાં સુધારો કર્યો, સૈન્યના મુખ્ય મુખ્ય સરદારોને જાગીરો આપવા માંડી, રાજધાની કોમલમેરને મજબુત બનાવ્યું તથા બીજા પહાડી કિલા જે તેના કબજામાં હતા, તેને પણ મજબુત બનાવ્યા. આ સમયે દિલ્હી અને યુરોપ વચ્ચે વ્યાપાર ચાલતો હતો, તેનો માર્ગ મેવાડમાં થઇને સુરત અને બીજા બંદરો મારફત હતો; તે પ્રતાપે લુંટ ચલાવ્યાથી બંધ પડ્યો: આવી રીતે પ્રતાપસિંહ પોતાની દૃઢ પ્રતિજ્ઞા મુજબ મેવાડનું રાજ્ય ચલાવતો હતો. તે સમયમાં મોગલ સેનાપતિ અકબરનો રાજા માનસિંહ જ્યારે દક્ષિણમાં જીત મેળવીને દિલ્હી પાછો ફરતો હતો, ત્યારે પ્રતાપસિંહે તેને પોતાની મુલાકાત લેવાને માટે બોલાવ્યો. માનસિંહ, રાણા પ્રતાપનું આમંત્રણ સ્વીકારી તેની રાજધાની કોમલમેરમાં આવ્યો. ઉદયસાગર સરોવરના તટે તેના માટે તંબુ નંખાવી તેને પ્રતાપસિંહે ઉતારો આપ્યો અને તેના માટે જમવાની તૈયારી કરાવી. પ્રતાપસિંહ પોતાના કુમાર અમરસિંહને માનસિંહનું સ્વાગત કરવાનું કહી ત્યાંથી ચાલ્યો ગયો. માનસિંહ જમવા બેઠો; પરંતુ રાણાને નહિ જોતાં તેણે અમરસિંહને રાણાની ગેરહાજરીનું કારણ પૂછ્યું. અમરસિંહે તેનો આડો અવળો ઉત્તર આપ્યો; પરંતુ એથી માનસિંહના મનનું સમાધાન થયું નહિ. તે રાણાની ગેરહાજરીનું કારણ સમજી ગયો અને જમ્યા વિના પાટલા ઉપરથી ઉઠી ઉભો થઇ ગયો. થોડા સમય પછી પ્રતાપસિંહ આવી પહોંચ્યો. બન્ને પ્રતિસ્પર્ધિઓ વચ્ચે કેટલોક સમય ગરમાગરમ તકરાર ચાલી. છેવટે માનસિંહ ક્રોધે ભરાઇ, પોતાને થયેલ અપમાનનો બદલો લેવાનું કહી એકદમ ચાલ્યો ગયો. પ્રતાપસિંહે તેની સહેજ પણ દરકાર કરી નહિ. માનસિંહે આગ્રા જઇને અકબરને પોતાના અપમાનની વાત કરી, જે સાંભળીને તે ગુસ્સે થયો. તેણે તુરતજ માનસિંહને પ્રચંડ સૈન્ય લઇને પ્રતાપને કબજે કરવાને મોકલ્યો. પ્રતાપસિંહ પાસે આ વખતે બાવીસ હજાર રાજપુત સૈનિકો હતા અને તેને લઇને તે મોગલ સૈન્ય સામે થવાને હલ્દીઘાટના મેદાનમાં તૈયાર થઇને ઉભો. આ સ્થળે મોગલ અને રાજપુત સૈન્ય વચ્ચે મહાન્ યુદ્ધ થયું.

પ્રતાપસિંહે તથા તેના સરદારો અને સૈનિકોએ આ યુદ્ધમાં જેવું અપ્રતીમ શૌર્ય દર્શાવ્યું હતું, તે વાંચકો જાણતાં હોવાથી અમે વિશેષ વર્ણન કરતા નથી. આ યુદ્ધમાં પ્રતાપસિંહના ઘણા સરદારો અને આત્મીય મનુષ્યો તથા ચૌદ હજાર સૈનિકોનો ઘાણ નીકળી ગયો હતો. પ્રતાપસિંહ પોતાના મંત્રી અને સરદારોની સલાહથી રણભૂમિનો ત્યાગ કરી ગયા પછી આ યુદ્ધનો અંત આવ્યો.

ઇતિહાસનાં પૃષ્ઠો ઉપર હલ્દીઘાટનાં યુદ્ધની જે હકીકત લખાયેલી છે, તે વાંચતાં આપણને આશ્ચર્ય થાય છે અને પ્રતાપી પ્રતાપસિંહના શૌર્યને માટે આપણા મુખમાંથી ધન્યવાદના શબ્દો નીકળી પડે છે. હલ્દીઘાટના યુદ્ધ પછી મેવાડની જે દુર્દશા થઈ ગઇ હતી તથા પ્રતાપસિંહને જે દુઃખો અનુભવવાં પડ્યાં હતાં, તે સંબંધી આપણે આગળ ઉપર જોઇ લેશું. હવે શાહેનશાહ અકબરનો સમય અને તેને લગતા ઇતિહાસનું થોડું ઘણું નિરીક્ષણ કરીએ.

શાહેનશાહ અકબરનો જન્મ ઇ૦ સ૦ ૧૫૪૨ ના માહે ઑક્ટોબર તા૦ ૧૫ મીએ હુમાયુની બેગમ હમિદા બાનુના પેટે અમરકોટમાં થયો હતો. ઇ૦ સ૦ ૧૫૫૬ ના જાન્યુઆરી માસમાં હુમાયુનું મૃત્યુ થયું, ત્યારે અકબર પંજાબમાં હતો. અકબર તેના પિતાના મૃત્યુની ખબર અમૃતસરની પાસે કલાનુર સ્થાનમાં સાંભળતાં દીલ્હી આવ્યો અને કેટલાક દિવસ શોક પાળ્યા પછી તે રાજસિંહાસને બેઠો. અકબર રાજગાદી ઉપર આવ્યો, ત્યારે તેની અવસ્થા નાની હતી; તેથી રાજ્યનો બધો કારભાર પ્રધાનમંત્રી ખાનખાના બહેરામખાં ચલાવતો હતો. બહેરામખાં ક્રૂર અને ઘાતકી સ્વભાવનો હોવાથી અકબરને તેની સાથે બન્યું નહિ. બહેરામખાંએ રાજમદને વશ થઇ તર્દીબેગ નામક સરદારના બન્ને હાથ કાપી નાંખ્યા હતા અને સુરવંશના પઠાણ બાદશાહ આદિલશાહના અત્યંત શુરવીર વણિક સેનાપતિ હેમુ (વિક્રમાદિત્ય)નું મસ્તક, પાણીપતના યુદ્ધમાં તે કેદ પકડાયા પછી, અકબરની નામરજી છતાં કાપી નાખ્યું હતું. તેના આવાં ઘાતકી કાર્યોથી રાજા અને પ્રજા તેના ઉપર અપ્રસન્ન થઇ ગયાં અને તેથી તેણે પંજાબમાં જઇને અકબર સામે બળવો જગાડ્યો; પરંતુ અકબરે તેની આગલી રાજ્યસેવાની કદર કરી તેને કાંઇ પણ દંડ નહિ આપતાં મક્કે ચાલ્યા જવાની રજા આપી. બહેરામખાં મક્કે જવાને તૈયાર થયો; પરંતુ માર્ગમાં મુબારકખાં નામક પઠાણે તેનું ખુન કર્યું.

બહેરામખાંના મૃત્યુ પછી અકબર સ્વતંત્ર થયો હતો. માત્ર અઢાર વર્ષની તરુણ અવસ્થામાં અકબરના હાથમાં મોગલ સલ્તનતની લગામ આવી હતી; પરંતુ સ્વાભાવિક બુદ્ધિબળ અને કેળવણીમાં તે અસાધારણ હતો અને તેથી જ તે પોતાનું નામ હિન્દુ-મુસલમાનમાં અમર કરી ગયો છે. શહેનશાહ અકબર જેમ બુદ્ધિબળમાં ચઢીઆતો હતો, તેમ યુદ્ધકાર્યમાં કુશળ હતો. તે સ્વભાવે મીઠો અને અંગે ગૌરવર્ણો હતો. વિશેષમાં તેનામાં હિંમત એટલી બધી હતી કે રાજસ્થાનના મોટાં મોટાં રાજ્યોને બળથી અને કળથી તાબે કરી તેમની પુત્રીઓને પોતાના જનાનામાં લાવવાને અને એ રીતે સમસ્ત હિન્દુસ્થાનમાં પોતાનો અધિકાર જમાવવાને તે શક્તિવાન થયો હતો. અકબરે રાજ્યગાદીનો સ્વતંત્ર અધિકાર પોતાના હાથમાં લીધો કે તુરત જ તેણે સર્વત્ર સુવ્યવસ્થા કરી દીધી, લશ્કરી અમલદારોને વશ કરી લીધા અને બાદશાહીના જે જે પ્રાંતો બીજા કબજે કરી બેઠા હતા, તે જીતી લીધા. અકબરે પ્રથમ પોતાના પિતાનું વેર વાળવા મારવાડના રાઠોડ નૃપતિને તાબે કરવા મારવાડ ઉપર હુમલો કરી સુવિખ્યાત મેડતાનો કિલ્લો જીતી લીધો. અકબરની પ્રચંડ સેના અને તેના બાહુબળને જોઇ અંબરરાજ બિહારીમલ્લ અને તેનો પુત્ર ભગવાનદાસ તેના તાબે થઈ ગયા. ભગવાનદાસે પોતાની બ્હેનનો વિવાહ અકબર સાથે કરી રાજપૂત કુળને કલંકિત કર્યું હતું.* અકબરે ધીમે ધીમે સઘળાં રજપૂત રાજ્યોને પોતાને તાબે કરી લીધાં હતાં. મારવાડના રાજા માલદેવે છેવટે હાર પામી પોતાની કન્યા અકબરને આપી હતી અને તેના પેટે શાહજાદા સલિમનો જન્મ થયો હતો. અકબર રાજસ્થાનમાં ઘણાં ખરાં રાજ્યોને પોતાના કબજે કરવા શક્તિવાન થયો હતો; પરંતુ મેવાડના મહારાણા વીરવર પ્રતાપસિંહને તે વશ કરી શક્યો નહોતો. તેણે ગમે તે ઉપાયે પ્રતાપસિંહને નમાવવાનો નિશ્ચય કર્યો હતો અને તેથી તેણે ઇ. સ. ૧૫૬૮ માં મેવાડની રાજધાની ચિતોડ ઉપર હુમલો કરી તે જીતી લીધી હતી; પરંતુ પ્રતાપસિંહને તે કબજે કરી શક્યો નહોતો. ઇ. સ. ૧૫૭૬ માં ફરીને મેવાડ ઉપર ચઢાઇ લઇને તેણે સેનાપતિ માન-

* ભગવાનદાસનો પુત્ર માનસિંહ અકબરનો મુખ્ય સેનાપતિ થઇ પડ્યો હતો. તેણે પોતાની બ્હેનને શાહજાદા સલીમ સાથે ઇ. સ. ૧૫૮૮ માં પરણાવી હતી.

સિંહને મોકલ્યો હતો. આ વખતે હલ્દીઘાટના મેદાનમાં મોગલ અને રાજપુત સૈનિકો વચ્ચે મહા ભયંકર યુદ્ધ થયું હતું અને તેનું શું પરિણામ આવ્યું તે આપણે વાંચી ગયા છીએ એટલે તે સંબંધી નવેસરથી વિવેચન કરવાની અગત્ય નથી. ટુંકામાં એટલું કહેવું બસ થશે કે એ યુદ્ધમાં રાજપુતોનો પરાજય અને મોગલોનો વિજય થયો હતો; પરંતુ તેઓ તેમને નમાવી શક્યા નહોતા.

બાદશાહ અકબરને, ઘણા ઇતિહાસકારો, ઉદાર અને હિન્દુ—મુસલમાન પ્રતિ સમાન દૃષ્ટિ રાખવાવાળો હતો, એમ કહે છે અને કેટલાકો તેને કપટકળામાં નિપૂણ અને વિષયી ગણે છે. વસ્તુતઃ અકબર કેવો હતો, એ વિષે વિવેચનમાં ઉતરવાનું નવલકથાકાર તરીકે અમે પસંદ કરતા નથી; તેમ છતાં શહેનશાહ અકબરના ગુણ દોષ સાધારણ રીતે આ નવલકથામાં આલેખાયલા જોવામાં આવશે અને તેથી વાંચકો તેના વિષે ઇચ્છાનુકૂળ કલ્પના પણ કરી શકશે. અકબર ગમે તેવો કપટી અને વિષયી હોય; તો પણ તેણે જે રીતે મોગલ બાદશાહી ચલાવી છે, તે રીતથી તે પોતાનું નામ અમર કરી ગયો છે અને વિશેષમાં એક ઉદાર રાજકર્ત્તા તરીકેની ગણનામાં પોતાનું નામ મૂકતો ગયો છે. તેણે પ્રજાની પ્રીતિ મેળવવાની ખાતર કે પોતાની રાજગાદીની જડ ઉંડી ઉતારવાની ખાતર હિન્દુ અને મુસલમાન પ્રજાને સમાન ન્યાય આપવાનો પ્રયાસ કર્યો હતો, તેમજ જૈનાચાર્ય શ્રીમાન્ હીરવિજયસુરિના પરિચય અને ઉપદેશથી જીવહિંસાનો અટકાવ તથા જાત્રાળુ અને જજીઆવેરાની માફીના ઠરાવો બહાર પાડ્યા હતા. દિલ્હીના સિંહાસને ગીજનવી, ઘોરી, ગુલામ, પઠાણ, તુર્ક અને ખીલજી વંશના જે જે બાદશાહો થઇ ગયા હતા તથા મોગલવંશના બીજા જે બાદશાહો થયા, તે કરતાં અકબરશાહ ઘણોજ ઉદાર અને નીતિપ્રિય બાદશાહ હતો, એમ તો નિરવિવાદ કહેવું પડે છે.

અકબર બાદશાહ મહત્વાકાંક્ષી હતો અને તેથી તેણે સમસ્ત હિન્દુસ્થાનને જીતી લેવાનો પ્રયાસ કર્યો હતો, એ જાણીતી વાત છે. વળી તેણે રાજપુતોના દિલ જીતી લેવાની ખાતર તેમની સાથે કન્યા લેવાદેવાનો વ્યવહાર શરૂ કર્યો હતો અને સમસ્ત હિન્દુજાતિનો પ્રેમ મેળવવાની ખાતર તે સર્વ ધર્મના આચાર્યોની સભા ભરતો અને તેમની ધાર્મિક વાતો સાંભળતો હતો. આમ કરવાનો રાજકિય દૃષ્ટિએ તેનો ગમે તે હેતુ હોય; પરંતુ તેના એ ઉદાર મતવાદથી હિન્દુઓ તેના પક્ષપાતી બન્યા હતા અને તેને દિલોજાનથી સહાય કરવાને તત્પર રહેતા હતા. શહેનશાહ

અકબરના આવા ઉદાર મતવાદથી માત્ર મેવાડનો રેફીલો રાણો પ્રતાપ-સિંહ ભોળવાયો નહોતો અને તેણે અકબરના જીવતોડ પ્રયત્ન સામે થઈને પણ પોતાની કીર્તિને અખંડ જાળવી રાખી હતી.

---

# પ્રકરણ ૪ થું.

---

## કર્તવ્યની દિશા.

વર્ષાઋતુની પૂર્ણાહુતિ થઇ ગઈ હતી. વર્ષાદ પુષ્કળ પડેલો હોવાથી આરાવલી પર્વતનો પ્રદેશ લીલો છમ બની ગયો હતો. પર્વતોના માર્ગો, નદીઓ, નાળાંઓ, ખીણો વિગેરે જળથી ઉભરાઇ ગયાં હતાં. ચોતરફ પ્રકૃતિનું સુંદર દૃશ્ય નજરે પડતું હતું. કોમલમેરથી થોડે દૂર આવેલું એક વિશાળ સરોવર જળતરંગોથી હસી રહ્યું હતું. સરોવરની ચોતરફ મોટાં મોટાં વૃક્ષોનાં ઝુંડ ને ઝુંડ આવી રહેલાં હતાં, તેમાં આમ્ર વૃક્ષો ઉપર બેસીને કાળી કોયલો પંચમ સ્વરથી આલાપ કરી રહી હતી. અન્ય પક્ષીઓ સરોવરના સુશીતલ સ્વચ્છ જળમાં સ્નાન કરી રહ્યાં હતાં. સરોવરની ચારે દિશામાં દિવાલની પેઠે પર્વતમાળા આવેલી હતી અને તેની સુંદર નયનમનોહર ખીણોમાં પશુઓ આનંદથી લીલું સુકોમળ ઘાસ ચરી રહ્યાં હતાં. કાર્તિક માસ ચાલતો હતો, પ્રભાતનો સમય હતો, સૂર્યનારાયણના ઉદય થયાને થોડોજ સમય થયેલો હોવાથી તેનાં રક્ત કિરણોનો સોનેરી પ્રકાશ સરોવરના જળ ઉપર પડતો હતો અને તેથી જળતરંગોની રમણીયતામાં ઓર વૃદ્ધિ થતી હતી.

આ સમયે અને આ સ્થળે એક ભવ્ય મુખાકૃતિવાળો વૃદ્ધ પુરૂષ સરોવરના તટે ઉભો ઉભો વિચાર શુન્યતાથી પ્રકૃતિનું સુંદર દૃશ્ય જોઈ રહ્યો હતો. તે શરીરે ઉંચો અને ઘંઉવર્ણો હતો. તેનાં ચક્ષુ અને ભ્રમરનો રંગ કૃષ્ણવર્ણો હતો. તેની બન્ને ભ્રમરો અન્યોઅન્યની સાથે જોડાઇ ગઈ હતી. તે જો કે વૃદ્ધાવસ્થાએ પહોંચેલો જણાતો હતો અને તેના માથાના વાળ સફેદ થઇ જવાની તૈયારીમાં હતા: તેમ છતાં તેના શરીરનો બાંધો મજબુત હતો. તેની શારીરિક શક્તિ અતુલ હતી. તેના બન્ને બાહુ લાંબા હતા. તેનું મુખમંડલ તેજથી ભરપુર હતું અને તેની

કરણી આંખોમાં વિલક્ષણ પ્રકારનો ચમત્કાર હતો. આ ગૌરવશાળી પુરૂષ તે અન્ય કોઈ નહિ, પણ મેવાડના મહારાણા પ્રતાપસિંહનો વફાદાર પ-રાનો મુખ્ય મંત્રી ભામાશાહ હતો.

હિન્દુસ્થાનની આ પવિત્ર ભૂમિ ઉપર પ્રાચીન સમયમાં ઘણા મહાન્ પુરૂષો થઈ ગયા છે, એ ઇતિહાસના વાંચનથી આપણે સારી રીતે જાણી શકીએ છીએ. આ પુણ્યમયી ભારતભૂમિ ઉપર જે જે મહાન્ અને પ્રતાપી પુરૂષો ઉત્પન્ન થઈ ગયા છે, તેમનાં યથાર્થ ચરિત્રો તો આપણે સંપૂર્ણ ઐતિહાસિક જ્ઞાનના અભાવથી જાણી શકતાં નથી: પરંતુ તેમનાં થોડા ઘણાં ઉપલબ્ધ થતાં ચરિત્ર વર્ણનાત્મક ઇતિહાસથી આપણે તેમના ઉત્તમ ગુણો અને પરોપકારી સ્વભાવની કલ્પના કરી શકીએ છીએ. અમે જે સમયની પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા લખીએ છીએ, તે સમયે અને તેની પૂર્વે રાજસ્થાનમાં ઘણાં શ્રીમંત અને ગૌરવશાળી જૈનધર્મી કુટુંબોનો નિવાસ હતો, જૈન ધર્મ અને જૈન સમાજની તે વખતે અપૂર્વ જાહોજલાલી હતી. મારવાડ, મેવાડ અને ગુજરાત એ ત્રણે દેશો જૈનોના નિવાસસ્થાન તરીકે જાણીતા થયેલા છે, અને જૈનોના મુખ્ય તીર્થસ્થળો—આબુ, પાલીતાણા અને ગીરનાર પણ એ દેશોમાંજ આવેલાં છે. રાજસ્થાનમાં અને ગુજરાતમાં તે વખતે મુલકી, વસુલાતી અને રાજ્યકરણી ખાતામાં જૈન શ્રાવકોનેજ મોટા હોદ્દા આપવામાં આવતા હતા, પ્રસંગોપાત તેઓ યુદ્ધમાં પણ ભાગ લેતા હતા. વિમળ, મુંજાલ, ઉદયન, વસ્તુપાળ તથા તેજપાળ જેવા ચુસ્ત જૈન ધર્મીઓએ યુદ્ધ કાર્યમાં જે અપ્રતીમ શૌર્ય દર્શાવ્યું છે, તેનું વર્ણન વાંચીને આપણને આશ્ચર્ય થયા સિવાય રહેતું નથી. મેવાડના રાણાના પૂર્વ પુરૂષોની રાજ્યધાની વલ્લભીપુરનો જ્યારે દૈવ કોપથી નાશ થયો, ત્યારે ઘણાં જૈન કુટુંબો મેવાડમાં આવ્યાં હતાં, મેવાડના રાણાઓએ તેમને સારો આશ્રય આપ્યો હતો, અને તેથી તેઓ તેમના ખરેખરા સ્વામીભક્ત થઈને રહ્યાં હતાં. રાજસ્થાનના રાજાઓ જૈન ધર્મ પ્રત્યે માનની દૃષ્ટિથી જોતા હતા. ચિત્તોડમાં પાર્શ્વનાથને અર્પણ કરેલ સ્થંભ શીત્તેર ફુટ ઉંચો છે અને તે ઘણીજ મહેનતથી કોતરેલો છે. હિન્દુસ્થાનના શિલાલેખોમાં આ શિલાલેખ ઘણો પ્રતિષ્ઠિત છે. માત્ર મેવાડમાંજ નહિ પણ આખા પશ્ચિમ હિન્દુસ્થાનમાં પવિત્ર કારીગરીના ઉમદા ખંડેરો જૈન ધર્મનાં છે. ઘણાં પ્રાચીન શહેરોમાં જૈન ધર્મના ઉત્તમ શિલાલેખો હજુ પણ જોવામાં આવે છે અને

તેથી પૂર્વ સમયમાં તેનો અભ્યુદય કેવો અને કેટલો હતો, તેની આપણે ખાતરી કરી શકીએ છીએ. વળી મેવાડના રાણાઓએ જૈન મંદિરોના હક સંબંધમાં જે જે હુકમો બહાર પાડેલાં છે, તે જોતાં જૈનોની તે સમયે અપૂર્વ ઉન્નત સ્થિતિ હશે, એમ આપણને જણાય છે.*

મેવાડના મહારાણા પ્રતાપસિંહના મુખ્ય મંત્રી ભામાશાહનું નામ મેવાડના ઉદ્ધારકર્તા તરીકે જાણીતું થયેલું છે અને હજુ પણ ઘેર ઘેર તેના ગુણાનુવાદ ગવાય છે. તે જાતિએ કાવડીઆ ઓશવાળ હતો. તેના પૂર્વપુરૂષો ઘણા સમયથી મેવાડના મુખ્ય મંત્રીનું પદ ભોગવતા આવ્યા હતા. ભામાશાહ મહાન્ શુરવીર, ઉદાર અને મુત્સદી હતો અને તેણે મેવાડના રક્ષણને માટે જે અમૂલ્ય સહાય કરી હતી; તે જોતાં તેની સ્વામીભક્તિનો આપણને ખ્યાલ આવે છે. આવા એક ઉત્તમ પુરૂષનું યથાર્થ ચરિત્ર આપણે જાણી શકતાં નથી; એ દીલગીરીનો વિષય છે.

હલ્દીઘાટના યુદ્ધમાં પરાજય પામ્યા પછી રાણો પ્રતાપ પોતાનાં આત્મીય મનુષ્યો સાથે કોમલમેરના કિલ્લામાં રહેતો હતો. હલ્દીઘાટનું યુદ્ધ વર્ષાઋતુની શરૂઆતમાં થયેલું હોવાથી અને ત્યારપછી પુંસ્કળ વર્ષાદ પડવાથી મોગલો ત્યાં ટકી શક્યા નહોતા. તેઓ છાવણી ઉઠાવીને ત્યાંથી ચાલ્યા ગયા હતા અને તેથી પ્રતાપસિંહને કાંઇક વિશ્રાંતિ મળી હતી; પરંતુ ભવિષ્યમાં તેઓ વર્ષાઋતુ બંધ પડતાં ફરીથી ચઢી આવશે, એમ તેને ખાતરી હોવાથી તેણે શત્રુઓ સામે થવાની તૈયારી કરી રાખી હતી. હલ્દીઘાટના યુદ્ધમાં પરાજીત થવાથી પ્રતાપસિંહ તથા તેના સર્વ સરદારો ચિંતાતુર બની ગયા હતા; પરંતુ વૃદ્ધ મંત્રી ભામાશાહ તેમને સર્વને આશ્વાસન આપીને શાંત કરતો હતો. પોતાના દેશની અને પોતાના સ્વામીની દુર્દશા જોઇને તેનું હૃદય જોકે પીગળી ગયું હતું; તોપણ તેનામાં ધીરજ અને સહનશીળતા હતી અને તેથી તે સર્વને વારંવાર આશ્વાસન તથા ભવિષ્યમાં શી રીતે બચાવ કરવો, એ વિષે સૂચના આપતો હતો. આજે પ્રાતઃકાળમાં વ્હેલો ઉઠીને મનને શાંત કરવાના હેતુથી સરોવરના તટ ઉપર આવીને તે તેનું કુદરતી સૌંદર્ય જોતો હતો. અકબર જેવા પ્રબળ શત્રુને શી રીતે જીતવો તથા પોતાના દેશના અને સ્વામીના ગૌરવને શી રીતે સાચવી રાખવું, એ વિચાર તેના હૃદયમાં ઘોળાતો

* વિશેષ જાણવા માટે જુઓ ટોડ રાજસ્થાન ભાગ ૧ લો.

હતો. ભામાશાહ વિચારનિદ્રામાંથી જાગૃત થઇને કિલ્લા તરફ વળવાની તૈયારી કરતો હતો એટલામાં શ્વેત વસ્ત્રધારી એક મુનિ નીચી દ્રષ્ટિએ કિલ્લા તરફ ચાલ્યા જતા તેના જોવામાં આવ્યા. તે તુરતજ મુનિ પાસે જઇ પહોંચ્યો અને તેમને ભક્તિભાવથી વંદન કર્યું. મુનિએ સહેજ સ્મિતથી તેનો ઉત્તર આપ્યો. ભામાશાહે મુનિના તેજ-વી મુખ સામે જોઇને વિનયથી પૂછ્યું. "મહારાજ આપ આવા કટોકટીના સમયે ક્યાં પધારો છો ?"

શાંતમૂર્તિ મુનિએ સ્વાભાવિકપણે ઉત્તર આપ્યું. "મંત્રીશ્વર ! મારા જેવા સંસારત્યાગી સાધુઓએ, સમય ગમે તેવો હોય, તોપણ ઉપદેશને વાસ્તે ફરવું જોઇએ અને તેથી હું અત્યારે કોમલમેર તરફ જાઉં છું."

"આપનું કથન સત્ય છે, મહારાજ ! પણ જે સમયે શત્રુઓ દેશમાં ત્રાસ વર્તાવી રહ્યા છે, તે સમયે પ્રત્યેક મનુષ્યે પોતાના જાનમાલનું રક્ષણ કરવું જોઇએ." ભામાશાએ કહ્યું.

"મંત્રીશ્વર ! જાન માલની દરકારનો ત્યાગ કરીને જેણે સંયમવૃત્ત ગ્રહણ કરેલું છે, તેણે શા માટે તેના રક્ષણની ચિંતા કરવી જોઇએ ? મુનિએ પૂછ્યું.

"મહારાજ ! આપને તે બાબતની ચિંતા ન હોય, એ સ્વાભાવિક છે: પરંતુ મારા જેવા સંસારી મનુષ્યને તો ચિંતા કર્યા સિવાય બીજો ઉપાય નથી." ભામાશાએ ઉત્તર આપ્યો.

ભામાશાહના ઉત્તરથી મુનિની પ્રશાંત મુખમુદ્રા ઉપર ગંભીરતાની છાયા છવાઇ ગઇ અને તેમની પ્રેમમયી ચક્ષુઓમાંથી વિલક્ષણ પ્રકારના તેજનો પ્રવાહ નીકળવા લાગ્યો. તેમણે ભામાશાહ પ્રતિ પોતાની તીક્ષ્ણ દષ્ટિ સ્થાપીને કહ્યું. "ભામાશાહ ! મેવાડના મહારાણાના મંત્રી અને પવિત્ર જૈન ધર્મના અનુયાયી પુરૂષના મુખમાંથી નિરાશાજનક વચનો નીકળતાં સાંભળી મને ગ્લાનિ થાય છે. શું આવી રીતે નિરાશા અને ચિંતામાં રહીને તમે તમારા દેશનો, તમારા ધર્મનો અને તમારા આશ્રયે પડેલા મનુષ્યોનો ઉદ્ધાર કરવા માગો છો ? ચિંતા અને નિરાશા તો ઉન્નતિમાં મહાન્ વિઘ્ન સમાન છે, એ શું તમે નથી જાણતા ?"

"જાણું છું, કૃપાસાગર ! કે ચિંતા અને નિરાશા ઉન્નતિ સાધવામાં વિઘ્નો છે; પરંતુ જાણ્યા પ્રમાણે આચારમાં મૂકી શકવા જેટલી મારામાં શક્તિ નથી." ભામાશાએ કહ્યું.

મુનિએ શાંતિથી કહ્યું. "એ તમારી નિર્બળતા છે અને જ્યાંસુધી તેનો ત્યાગ નહિ કરો, ત્યાંસુધી તમે વિજય મેળવી શકશો નહિ. એકાદ વખતના પરાજયથી તમે આવી રીતે નિરુત્સાહી બની બેસશો, તો પછી ભવિષ્યમાં આવનારી અનેક વિપત્તિઓ સામે તમે શી રીતે ટકી શકશો? જાણ્યા પ્રમાણે આચારમાં મૂકવાની તમારામાં જ્યારે શક્તિ નથી, ત્યારે તમે તમારૂં, તમારા દેશનું, તમારા ધર્મનું, તમારા સમાજનું અને છેવટે તમારા આત્માનું શી રીતે કલ્યાણ કરી શકશો?"

"દેશના, ધર્મના અને સમાજના કલ્યાણને માટે તો કોઇ આપ જેવા મહાન્ પુરૂષની આવશ્યક્તા છે. મારા જેવા પામર મનુષ્યથી શું થઇ શકે એમ છે?" ભામાશાએ પૂછ્યું.

"મંત્રીશ્વર! તમે પામર નથી, પણ એક વીર પુરૂષ છો. સંસારમાં પ્રત્યેક મનુષ્ય પામરતામાં સડવાને માટે આવેલ નથી; પરંતુ વીરતાથી પોતાનું અને પોતાના બંધુઓનું પરમ કલ્યાણ કરવાને માટે આવેલ છે. જ્યાંસુધી અજ્ઞાનને લઇ તે પોતાની ખરી શક્તિને સમજતું નથી, ત્યાંસુધી જ તે પોતાને પામર ગણે છે; પરંતુ એક વખત જો તેના સમજવામાં આવે કે પોતે પામર નથી, પણ વીર છે; અજ્ઞાન નથી, પણ જ્ઞાનવાન છે; નિર્બળ નથી, પણ સબળ છે અને નિસત્વ નથી, પણ સત્વયુક્ત છે; તોપછી તેનાં દુઃખ માત્રનો નાશ થાય છે અને તે પરમ સુખને વરવા ભાગ્યશાળી થાય છે. ભામાશાહ! આ તમારા પંચભૂત શરીરમાં જે આત્મા વિલસી રહ્યો છે, તેની એટલી તો અગાધ શક્તિ છે કે જો તે ધારે તો ત્રણ ભુવનનો સ્વામી પણ બની શકે છે; માટે નિરાશા અને ચિંતાનો ત્યાગ કરી તમારા કર્ત્તવ્યને દૃઢતાથી વળગી રહો. પરમાત્માની કૃપાથી તમને અવશ્ય વિજય મળશે જ." મુનિ એટલા શબ્દો કહી રહ્યા કે તુરતજ ત્યાં એક ઘોડેસ્વાર આવી પહોંચ્યો. તેણે ઘોડા ઉપરથી નીચે ઉતરી મુનિને વંદન કરતાં કહ્યું. "મહારાજ! આપનું કહેવું યથાર્થ છે. આપનો દરેક શબ્દ મેં સાંભળ્યો છે અને તેથી મારામાં નવજીવનનો સંચાર થયો છે. હવેથી અમે સર્વ ગ્લાનિ, સર્વ ચિંતા અને સર્વ નિરાશાનો ત્યાગ કરી પરમ ઉત્સાહથી કર્ત્તવ્યમાં દૃઢતાથી જોડાઇ રહીશું અને આપની અને પરમ પ્રભુની કૃપાથી વિજયને વરીશું."

મુનિએ તેનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, પણ તેમણે સહેજ સ્મિત હાસ્ય કર્યું.

ભામાશાએ કહ્યું "મહારાજ ! આપના ઉપદેશથી મારામાં પણ નવજીવનનો ઉદ્ભવ થયો છે અને તેથી એક સરખા આગ્રહથી કર્ત્તવ્યમાં જોડાઇ રહેવાની હું આપ પૂજ્ય સન્મુખ પ્રતિજ્ઞા લઉં છું."

"મહારાણા !" મુનિએ ઘોડેસ્વાર થઇને આવેલ પુરૂષ પ્રત્યે જોઇને કહ્યું. "તમારી તથા તમારા મંત્રીશ્વરની દ્દઢતા જોઇને મને હવે આનંદ થાય છે. જો કે સંસારનો મેં ત્યાગ કર્યો છે એટલે તેમાં બનતા બનાવો પ્રતિ મારે મારા આત્માના કલ્યાણને માટે ઉપેક્ષા ધરવી જોઇએ: તો પણ સંસારત્યાગી સાધુ છતાં હું એક મનુષ્ય જ છું અને તેથીજ મેં તમને તમારા કર્ત્તવ્યની ખરી દિશા દર્શાવી છે. જે ભૂમિમાં મારો જન્મ થયો છે, જે ભૂમિના અન્ન-પાણીથી મારો આ સ્થૂળ દેહ પોષાયો છે અને જે ભૂમિની સુશીતલ છાયામાં વસીને મેં મારૂં આટલું જીવન વ્યતીત કર્યું છે, તેના કલ્યાણને માટે મારાથી બનતો પ્રયાસ કરવો, એ મારી ફરજ છે. મેં તમને જે ઉપદેશ આપ્યો છે, તેનો અર્થ એવો નથી કે તમારે મારફાડ કરવી, તમારે તમારા શત્રુઓને નાહક હેરાન કરવા અને તમારે તેમના જાનમાલ લુંટી લેવાં. મેં તો તમને તમારા કર્ત્તવ્યમાં જોડાવાનો એટલે કે તમારા દેશનું, તમારા ધર્મનું અને તમારા બંધુઓનું રક્ષણ કરવાનોજ ઉપદેશ આપેલો છે અને તમે જો તમારા કર્ત્તવ્યને વિચારી વર્તન કરશો, તો તમે સ્વપરનું કલ્યાણ કરવા ભાગ્યશાળી થઇ શકશો. પરમાત્મા મહાવીર સર્વનું કલ્યાણ કરો."

એ પ્રમાણે કહી તે મુનિ ત્યાંથી તુરતજ રવાના થઇ ગયા. મહારાણો પ્રતાપસિંહ તથા મંત્રી ભામાશાહ તેમના ઉપદેશથી આશ્ચર્યમાં એટલા તો લીન થઇ ગયા હતા કે, મુનિ ક્યારે ચાલ્યા ગયા, તેની તેમને ખબર પડી નહિ.

---

# પ્રકરણ ૫ મું.

---

## આકસ્મિક ઘટના.

ચંપાના મહાલયનો ત્યાગ કરી વિજય આગ્રાના રાજમાર્ગે થઇને ક્યાંઇક ચાલ્યો ગયો, એ આપણે બીજા પ્રકરણમાં વાંચી ગયા છીએ. વિજય, જ્યારે મહાલયમાંથી બહાર નીકળ્યો, ત્યારે રાત્રિના આઠ વાગી

ગયા હતા. આકાશમાં લાખો તારાઓ ઉગ્યા હતા; પરંતુ ચંદ્રના રૂપેરી પ્રકાશ આગળ તેઓ બિલકુલ ઝાંખા જણાતા હતા. આગ્રાના રાજમાર્ગો અને અમીર–ઉમરાવોનાં ઉચ્ચ મકાનો અસંખ્ય ઉજ્જ્વલ દીપકોથી પ્રકાશી રહ્યાં હતાં. કોઇ કોઇ મકાનોમાંથી સિતાર–સારંગીના સુર સાથે કિન્નરકંઠી રમણીઓનાં કર્ણપ્રિય ગાયનો સંભળાતાં હતાં. વિશાળ રાજમાર્ગ ઉપર વિવિધ પ્રકારનાં વાહનોમાં બેસીને અમીર ઉમરાવો આવજા કરી રહ્યા હતા. બળદગાડીઓ, પાલખીઓ, ડોળીઓ, સુખપાલો, રથો વગેરેની આવજાથી ધમાલ મચી રહી હતી. માર્ગની બન્ને બાજુએ અનેક પ્રકારની ચીજોની દુકાનો આવેલી હતી. દુકાનદારોએ ક્રયવિક્રયની વસ્તુઓને પોતાની દુકાનોમાં એવી તો સરસ રીતે ગોઠવેલી હતી કે ગ્રાહકોનાં દિલ તે લેવાને તુરત લલચાતાં હતાં. રસ્તા ઉપર પાનની દુકાનોનો તો પાર નહોતો અને તેમાં બેસીને રૂપસુંદરી યુવતિઓ પાન વેચતી હોવાથી કામીજનોનો ત્યાં અચ્છી રીતે જમાવ થયેલો હતો. ટુંકામાં કહીએ તો આગ્રા નગરની અત્યારની શોભા અલૌકિક હતી અને પ્રેક્ષકોને ઇંદ્રપુરીનું ભાન કરાવતી હતી.

વિજય, આ સઘળા પ્રકારને ઉદાસિન ભાવે જોતો જોતો આગળ ને આગળ ચાલ્યો જતો હતો, તે ક્યાં જતો હતો, તે પોતે પણ જાણતો નહોતો એટલે આપણે તો ક્યાંથી જાણી શકાયે! છેવટે તે યમુના નદીના તટ પ્રદેશ ઉપર આવી પહોંચ્યો. સુશીતલ હવાનો ઉપભોગ લેવા આવેલાં આગ્રાના વિલાસી નગરજનો આ વખતે પોતાનાં વાહનોમાં બેસીને પાછા ફરતાં હતાં. પૂર્ણિમાની રાત્રિ હોવાથી રજનીનાથ સંપૂર્ણ કળાથી ખીલી રહ્યો હતો. યમુનાનું કૃષ્ણવર્ણી જલ ચંદ્રના ધવલ પ્રકાશથી સફેદ દૂધ જેવું જણાતું હતું. ઠંડો અને સુવાસિત પવન ધીમે ધીમે વાતો હતો, તેના આસ્વાદના સેવનથી વિજયનું ઉદ્વેગવાળું દિલ કાંઇક શાંત થયું. તે મેઘ–રહિત આકાશ અને મંદમંદ વહેતી પ્રમત્ત યમુના તરફ જોઇને નિશાસો નાંખતો બોલ્યો:–" પ્રભુ! પરમાત્મા! મેં એવું તે શું પાપ કર્યું હશે, કે જેથી આમ અચાનક પ્રેમભરી ચંપાનો ત્યાગ કરવાની મને ફરજ પડી. આ પ્રશ્ન મારા મનમાં એક સરખી રીતે ઘોળાયા કરે છે; પરંતુ તેનો ઉત્તર મન પાસેથી મળતો નથી, એનું શું કારણ? મેં એવું શું અપટિત કાર્ય કર્યું છે કે જેથી પિતા તરફ ધ્યાનસિંહે ચંપાને મારી સાથે વાત કરવાની પણ મના કરેલી છે! કોણ જાણે આમ કરવાનો તેમનો

હેતુ શું હશે, તેની ખબર પડતી નથી: પરંતુ ચંપાનો તિરસ્કાર કરવામાં મેં શું સાહસ કર્યું નથી? તેના તે સમયની દુઃખી અને કાતર મુખમુદ્રા હજુ પણ મારી આંખો સામે તર્યા કરે છે અને મને આર્દ્રતાથી વિનવતી હોયની, એમ જણાય છે. ખરેખર વિજય! ગરીબ બિચારી ચંપાનો તિરસ્કાર કરવામાં તેં મહાન્ ભૂલ કરી છે! તેણે તો મને ત્યાં રહેવાને વિનતિ કરી હતી: પરંતુ હુંજ સાહસ કરી તેને ત્યજીને ચાલ્યો આવ્યો છું. ઠીક, ચાલ્યો તો આવ્યો: પરંતુ હવે ત્યાં જઈ શકાય ખરું? એક વર્ષ પહેલાં તો નહિં જ. બરાબર એક વર્ષે તેને મળીશ અને પછી? પછી ભવિષ્યમાં જે નિર્માણ થયું હશે, તે સહન કરીશ. હા, ઠીક યાદ આવ્યું. મહાલયનો ત્યાગ કરતી વખતે દાસીએ એક પરબીડીઉં મને આપ્યું હતું, તે ફોડીને વાંચવાનું તો હું તદ્દન વીસરી જ ગયો હતો. અત્યારે વાંચું તો ખરો કે તેમાં શું લખેલું છે?" એમ કહીને તેણે પરબીડીઉં હાથમાં લઇ ફોડ્યું અને અંદરથી પત્ર કહાડીને ચંદ્રના ઉજ્જ્વલ પ્રકાશમાં તે વાંચવા લાગ્યો:—

"વિજય! અત્યારસુધી મેં તને મારા એક પુત્ર તરીકે ગણીને તારૂં પાલણપોષણ કર્યું હતું અને તને કોઈ વાતે દુઃખ ન થાય, એ પ્રમાણે કરવાની મેં કાળજી રાખી હતી: પરંતુ તારા હિતની ખાતર તેમ કરવાનું હવે હું ઉચિત માનતો નથી. ચંપા અને તું હવે ઉમર લાયક થયેલાં હોવાથી તમને બન્નેને વધુ વખત એકત્ર રાખવાં, એ ઠીક કહેવાય નહિ: એમ વિચારી મેં ચંપાને તારી સાથે મળવાને અને વાતચિત કરવાને મના કરેલી છે: આવી રીતે તારી સાથે સખ્ત થવાનું એ કારણ છે કે ચંપા અને તું અન્યોઅન્યને ચાહતાં શીખ્યાં છો. અલબત હું તને એક પુત્ર સમાન ચાહતો હતો: પરંતુ તારા જેવા ધનહીન અને આશ્રયહીન યુવકની સાથે ચંપાનો વિવાહ કરવાને હું તૈયાર નથી અને તેથી જ મારે તને નિરૂપાયે ચંપાની દૃષ્ટિથી દૂર કરવો પડ્યો છે; તેમ છતાં ભવિષ્યમાં તું તારા બાહુબળથી તારી ઉન્નતિ કરીશ તો મારી વ્હાલી પુત્રી ચંપાનો વિવાહ તારી સાથે અવશ્ય કરવાને ચૂકીશ નહિ. ભાગ્યયોગે જો તું તારી ઉન્નતિ કરી શક્યો હોય તો તું મને તુરત મળજે. હું તારી રાહ જોઈશ: પરંતુ હાલ તો મારે તારા હિતની ખાતર તારી સાથે સખ્ત થવું પડ્યું છે, તે ખાતર દીલગીર થઈશ નહિ. ભગવાન્ મહાવીર તને દરેક કાર્યમાં સહાયતા આપે, એવી મારી તને આશીષ છે."

લી૦ થાનસિંહ."

વિજયે એક વાર નહિ, પણ બે-ત્રણ વાર ઉપર્યુક્ત પત્રને ધ્યાનપૂર્વક વાંચ્યું અને ત્યારપછી તેને પોતાના પહેરેલાં વસ્ત્રોમાં સાચવીને જેમનું તેમ પાછું મૂકી દીધું. તેણે ફરીથી નિશ્વાસ નાંખીને મન સાથે વિચાર કર્યો: " ન્યાયની દૃષ્ટિએ જોતાં થાનસિંહ શેઠનું લખવું ગેરવાજબી નથી. તેમણે મને જે હેતુએ ચંપાની દૃષ્ટિથી દૂર કર્યો છે, તે કહાડી નાંખવા જેવો તો નથી. ચંપા આગ્રા નગરના એક શ્રીમંત અને અકબર બાદશાહના અત્યંત માનનીય શાહુકારની પુત્રી છે, ત્યારે હું એક ધન, જન અને આશ્રયહીન યુવક છું; તેથી વ્યવહારની દૃષ્ટિએ અમારૂં ઉભયનું લગ્ન થવું અસંભવિત છે. આ સ્થિતિમાં મારે માટે એકજ માર્ગ રહેલો છે કે જો ચંપાની સાથે લગ્ન સંબંધથી મારે જોડાવું હોય, તો મારે તેને લાયક થવાનો પ્રયાસ કરવો. ઠીક છે, જોઉં છું કે ભવિષ્યમાં શું શું નિર્માણ થયેલું છે; પરંતુ નિર્મળ આકાશ પટ ઉપરથી ચંદ્રદેવ પૃથિવી ઉપર અમૃતધારા વર્ષાવી રહ્યા છે, શ્યામ સલીલા યમુના પોતાના વિશાળ પટ ઉપર ચંદ્રના પ્રતિબિંબને ધારણ કરી રહેલી છે, સુશીતલ અને મધુર પવનની શાંત લહરીઓ શરીરને અપૂર્વ સુખનું ભાન કરાવી રહી છે અને સમસ્ત પૃથિવી રજનીપતિના રૂપેરી અજવાળામાં નિમગ્ન થઇ રહેલી છે; તેમ છતાં જીવને આરામ નથી, તેનું શું કારણ ? પ્રકૃત્તિનાં એ સર્વ સુંદર દૃશ્યો, પ્રાણપ્યારી ચંપાના સહવાસ વિના દિલને આરામ આપી શકતાં નથી. પ્રિયજનના સમાગમ વિના આ રળિયાળી રાત્રી પણ અકારી અને અપ્રિય લાગે છે. "

વિજય એ પ્રમાણે પોતાના મન સાથે વિચાર કરીને નગર તરફ આવવાને પાછો ફર્યો. બરાબર તેજ વખતે પાછળથી કોઇએ હાંક મારી: " વિજયકુમાર ! "

વિજય પોતાનું નામ સાંભળીને ઉભો રહ્યો અને તેણે પાછળ ફરીને જોયું તો સામાન્ય વસ્ત્રોથી આચ્છાદિત થયેલી એક મુસલમાન સ્ત્રી તેની સન્મુખ ઉભેલી હતી. વિજયે તે સ્ત્રી તરફ ધ્યાનપૂર્વક જોઇને કહ્યું. " તમે કોણ છો અને શા હેતુથી મને બોલાવો છો ? "

તે મુસલમાન સ્ત્રીએ તેના પ્રશ્નનો જવાબ નહિ આપતાં સામો પ્રશ્ન કર્યો:—" તમારૂં નામ વિજયકુમાર ને ? "

" હા, પણ તેનું કેમ છે ? " વિજયે પૂછ્યું.

" આપને શાહજાદી સાહેબા બોલાવે છે. " મુસલમાન સ્ત્રીએ જવાબ આપ્યો.

"કોણ શાહજાદી સાહેબા ?" વિજયે ફરીને પૂછ્યું.

"શાહજાદી આરામબેગમ સાહેબા." તે સ્ત્રીએ ઉત્તર આપ્યો.

"શું શાહજાદી આરામબેગમ સાહેબા મને બોલાવે છે ? અને તે શા કારણથી ?" વિજયે આશ્ચર્યચકિત થઇને પ્રશ્ન કર્યો.

"હા, તેજ આપને બોલાવે છે; પરંતુ શા કારણથી, તે હું જાણતી નથી." તે સ્ત્રીએ કહ્યું.

"ઠીક, ચાલો. હું આવવાને તૈયાર છું." એમ કહી વિજયે તે મુસલમાન સ્ત્રી તરફ જોયું એટલે તેણે તેને પોતાની પાછળ ચાલ્યા આવવાની ઇશારત કરી. આગળ તે મુસલમાન સ્ત્રી અને તેની પાછળ વિજય, એ રીતે તેઓ રાજમાર્ગ વટાવી ચાર પાંચ વાર આડી અવળી ગલીમાં થઇને એક સુંદર મકાન પાસે આવી પહોંચ્યાં. મુખ્ય દરવાજેથી તેઓ અંદર નહિ જતાં પાછળના એક નાના બારણાને ઉઘાડી તેમણે તે મકાનમાં પ્રવેશ કર્યો. ત્યારપછી બગીચો વટાવી બે ત્રણ ઓરડામાં થઇને તે સ્ત્રી વિજયને એક સુંદર ઓરડા પાસે લાવી અને તેને તેમાં પ્રવેશ કરવાનું કહીને તે ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ. વિજય ક્ષણવાર ત્યાં ઉભો રહ્યો અને પછી તેણે ઓરડામાં પ્રવેશ કર્યો. અસંખ્ય દીપકોની રોશનીવાળાં તે ઓરડામાં પ્રવેશ કરતાંજ વિજય મંત્રમુગ્ધ થઇ ગયો. વાચકો ! વિજયે ત્યાં શું જોયું, તે તમે જાણવા આતુર છો ? તે એક પત્થરનો સરસ નકશીદાર ઓરડો હતો અને તેની વચમાં સંગેમરમરના સુંદર રંગીન થાંભલાઓ ગોઠવેલા હતા. ઓરડામાં બાંતણીએ રંગબેરંગી આરસના ચોસલા જડી દીધેલાં હતાં. પ્રત્યેક થાંભલાની આસપાસ સુગંધી દીપકો બળી રહ્યા હતા. બેલા, ચમેલી, માલતી, ચંપા, ગુલાબાદિ પુષ્પોની મીઠી સુગંધ આખા ઓરડામાં પ્રસરી રહેલી હતી. ઓરડાની મધ્યમાં લટકાવેલાં સોનાચાંદીનાં પાંજરામાં પોપટ, મેના, કોયલ અને બુલબુલ કલરવ કરી રહ્યાં હતાં. ઓરડામાં ચોતરફ વિવિધ પ્રકારના રંગોવાળાં મખમલથી જડેલાં અને ઝરીકામથી ભરેલાં અનેક સુંદર આસનો ગોઠવેલાં હતાં, તેમાં એક અતિ મનોહર આસન ઉપર એક નવજુવાન પરમ રૂપનિધાન સુંદરી બેઠેલી હતી. વિજયે તેને ઓળખી, તે શાહજાદી આરામબેગમ હતી. વિજયે શાહજાદીને વિનયથી મસ્તક નમાવી પ્રણામ કર્યા. શાહજાદી જે આસન ઉપર બેઠી હતી, તેની પાછળ બે તાતારી સ્ત્રીઓ તેને પંખાવતી પવન નાંખતી ઉભેલી

હતી. વિજયે શાહજાદીના અત્યંત લાવણ્યયુક્ત વદન તરફ નિહાળી નમનતાઇથી કહ્યું. " શાહજાદી સાહેબા ! આ સેવકને આપેજ યાદ કર્યો છે કે શું ? "

શાહજાદીએ ક્ષણવાર વિજયના સામે જોઇ મીઠા સ્વરે કહ્યું. " હા. "

જાણે મીઠા મોદક સરોદથી બુલબુલ જ બોલતું હોય, એવો ખ્યાલ વિજયના મગજમાં ઉત્પન થયો. તે શાહજાદી તરફ કાંઇ પણ બોલ્યા વિના અર્થસૂચક દૃષ્ટિએ જોઇ રહ્યો.

" વિજય ! સામેના આસન ઉપર બેસો. મુંઝાવાનું કશું પણ કારણ નથી. " શાહજાદીએ મંદ સ્મિતપૂર્વક કહ્યું. સ્મિત કરતાંની સાથે તેની ખુબસુરતીની ઝલક જોઇ વિજય આશ્ચર્યમુગ્ધ થઇ ગયો હતો.

તેણે કહ્યું. " નહિ જી, હું અહીંજ ઉભો છું: પરંતુ આ બાદશાહી જનાનામાં મારા જેવા સાધારણ મનુષ્યનો પ્રવેશ થવો સર્વદા અસંભવ હોવા છતાં મને અંહી બોલાવવાનું આપને શું પ્રયોજન છે, તે મહેરબાનીની રાહે કહેશો ? "

તેના આ પ્રશ્નથી શાહજાદી હસી પડી. અહા ! તે હાસ્યમાં કેટલી મધુરતા હતી ? કેટલું સૌંદર્ય હતું ? કેટલું લાવણ્ય હતું ! આસ્માની રંગની રત્નજડિત ઓઢણીમાં છુપાયેલું શાહજાદીનું ગોરૂં બદન અને એ ગોરા બદનની મોહકતાનું વર્ણન આ કલમથી થઈ શકે તેમ નથી ! વિજય એ રૂપના રાશિને અનિમિષ નયને જોતા ફરીને બોલ્યો. " શાહજાદી સાહેબા ! ગુસ્તાખી માફ કરો: પરંતુ સેવકને અહિં શા અર્થે બોલાવ્યો છે, તે કેમ કહેતાં નથી ? "

" વિજય ! રાત ઘણી વહી ગઇ છે: માટે અત્યારે તો આરામ કરો. સવારે જે કહેવાનું છે, તે કહીશ. " શાહજાદીએ ગંભીરતાથી કહ્યું.

" જેવી આપની ઇચ્છા. મને જવાની રજા છે ? " વિજયે કહ્યું.

" નહિ, તમારા આરામને માટે સર્વ વ્યવસ્થા આ મકાનમાંજ થશે: માટે તમારે ક્યાંઇ જવાની જરૂર નથી. " શાહજાદીએ કહ્યું.

વિજયે આશ્ચર્યયુક્ત સ્વરે પૂછ્યું. " બાદશાહી જનાનામાં મારા જેવા પુરૂષે રાતવાસો રહી શકાય ખરો ? "

" મુંઝાવાનું કશું કારણ નથી. આ મકાનના ગુપ્ત આવાસમાં તે

માટેની સર્વ ગોઠવણ થશે." શાહજાદીએ એમ કહીને પોતાની એક બાંદીને બોલાવી. બાંદી દોડતી આવી પહોંચી અને વિનયથી શિર ઝુકાવી ઉભી રહી.

શાહજાદીએ બાંદીને કહ્યું. "જુલિયા ! આમના માટે પેલા ગુપ્ત ઓરડામાં આરામની સર્વ વ્યવસ્થા કરી મને ખબર આપ."

બાંદી તુરતજ કુર્નિસ બજાવી ત્યાંથી ચાલી ગઇ અને પળવારમાં પાછી આવીને ફરમાન મુજબ સર્વ વ્યવસ્થા કર્યાની ખબર આપી. તે સાંભળી શાહજાદીએ વિજયને સત્તાવાહક સ્વરે કહ્યું. "આ બાંદી સાથે જાઓ અને તે બતાવે એ જગ્યાએ આરામ કરો. સવારમાં હું તમને મળીશ."

બાંદીએ વિજય સામે જોઇને કહ્યું. "જનાબ! ચાલો."

વિજય શાહજાદીને નમીને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે બાંદીની પાછળ પાછળ ગયો. કેટલાક ઓરડાઓ, દિવાનખાનાઓ અને પરશાળોમાં થઇને બાંદી વિજયને એક ઓરડામાં લઇ ગઇ. આ ઓરડામાં દીપકના અભાવે ગાઢ અંધકાર છવાઇ ગયેલો હતો. બાંદીએ પોતાની પાસેની બત્તીને સતેજ કરી અને પછી દિવાલમાંની એક ખીંટીને દબાવી એટલે તુરતજ દિવાલનો થોડો ભાગ એક બાજુ ખસી ગયો અને એક અત્યંત મનોહર ઓરડો વિજયની દૃષ્ટિએ પડ્યો. બાંદીએ તેના તરફ દૃષ્ટિ કરીને કહ્યું. "જનાબ ! આ ઓરડો આપના આરામને માટે તૈયાર રાખ્યો છે: માટે અંદર પધારો."

વિજય તે દિવાલને વટાવી અંદર ગયો કે તુરતજ એક ધીમા અવાજ સાથે ખસી ગયેલો દિવાલનો ભાગ પુનઃ પૂર્વવત્ સ્થિતિમાં આવી ગયો.



## પ્રકરણ ૬ ઠું.

### શાહજાદીની ઇચ્છા.

"ઇશ્ક ક્યા શએ હય કીસી કામિલસેં પૂછા ચાહિયે,
કિસ તરહ જાતા હય દિલ, બેદિલસેં પૂછા ચાહિયે;
ક્યા તડફનેમેં મજા હય, કત્લ હો પ્યારેકે હાથે,
ઉસ્કી લહેજતકું કીસી બિસ્મીલસેં પૂછા ચાહિયે."

વિજયે એ ઓરડામાં પ્રવેશીને જોયું તો તેની ચારે બાજુએ ઉંચી પત્થરની દિવાલો હતી, જવા આવવાને માટે એક પણ દ્વાર નહોતું. પ્રકાશ અને પવનને માટે દિવાલોમાં મોટા મોટા બે જાળિયાં મૂકેલાં હતાં; પરંતુ તે એટલા તો ઉંચાં હતાં કે બહારથી કે અંદરથી તે દ્વારાએ જોઇ શકાય તેમ નહોતું. થાક તથા ચિંતાને દૂર કરવાનાં અને મીઠી નિદ્રા અનુભવવાનાં સઘળાં સાધનો, એ ઓરડામાં જોવામાં આવતાં હતાં. ઓરડાની મધ્યમાં એક મોટો દીપક બળી રહ્યો હતો. એક બાજુ દૂધ જેવી સફેદ અને નરમ શય્યા હતી અને બીજી બાજુએ ગાદી તકિયા અને બેસવાનાં સુંદર આસનો હતાં. શય્યાની પાસે એક સ્વચ્છ જળથી ભરેલું પિત્તળનું વાસણ હતું અને તે ઉપર હિન્દુના ઉપયોગમાં આવે તેવું શુદ્ધ જળ, એવું લખેલી એક કાગળની પટી ચોડેલી હતી. આ બધો પ્રકાર જોઇને વિજય વિચાર—સાગરમાં ગોથાં ખાવા લાગ્યો. રાતના સમયે બોલાવી, આવા એકાંત ઓરડામાં રાખવાનું શાહજાદીને શું પ્રયોજન હશે તથા તેની શી ઇચ્છા હશે, તે તેના સમજવામાં આવ્યું નહિ. તે શાહજાદીને ઓળખતો હતો અને શાહજાદી તેને ઓળખતી હતી; કેમકે શાહજાદી પોતાની અત્યંત પ્રિય સખી ચંપાના આવાસે વખતે, વખતે, આવતી હતી અને તેથી વિજય અને તેનો મેળાપ કોઇ કોઇ વાર ત્યાં થતો હતો. વિજયે આ પ્રકારનો ભેદ ઉકેલવાને ઘણો પ્રયાસ કર્યો; પરંતુ જ્યારે તેનાથી કાંઇ સમજાયું નહિ. ત્યારે તે થાકીને શય્યા ઉપર પડ્યો. રાત ઘણી વહી ગયેલી હોવાથી અને દિવાલમાં ગોઠવેલાં જાળિયાંમાંથી શીતળ પવનની લહરીઓ આવતી હતી તેથી વિજય થોડી ક્ષણમાં નિદ્રાધીન થઇ ગયો.

બાંદીની સાથે વિજય ચાલ્યો ગયો, ત્યારપછી શાહજાદી આસન ઉપરથી ઉઠીને ઓરડામાં આમતેમ ફરવા લાગી. તેણે બન્ને તાતારિણીઓને ઓરડામાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી એટલે તેઓ તુરતજ ત્યાંથી અન્યત્ર ચાલી ગઇ. શાહજાદી આરામબેગમ શહેનશાહ અકબરની અત્યંત પ્રિયકર કન્યા હતી. તેનું વય બહુ બહુ તો પંદર સોળ વર્ષનું હતું. તે અત્યંત ગુણવતી, વિવેકી અને મધુરભાષિણી હતી અને તેથી શહેનશાહ અકબર તેને બહુજ સ્નેહથી ચાહતા હતા. બાદશાહે તેને પોતાના રંગમહેલના એક સુંદર અને વિશાળ મકાનને તેના નિવાસ-

હોય! ચોક્કસ, વિજય એક ફિરસ્તો છે; નહિતો આવું દેવદુર્લભ રૂપ તેનામાં હોઇ શકે ખરૂં કે? કેવું નયનમનોહર આ મુખ? કેવાં વિશાળ આ નેત્રો? મુખ ઉપર કેવી આ સરળતા! હાય, ખુદા! આ રૂપને હજારો અરે લાખો વખત જોવામાં આવે, તોપણ દિલને તૃપ્તિ થાય એમ નથી."

હૃદયની તીવ્ર—અતિ તીવ્ર ઉત્તેજનાને રોકી નહિ શકવાથી શાહજાદીએ પોતાનો કોમળ મૃદુ હાથ વિજયના ઉજ્વલ કપાળ ઉપર ધીમેથી મૂક્યો. વિજયના નિદ્રિત દેહને સ્પર્શ કરતાં શાહજાદીનું સમસ્ત અંગ ધ્રુજી ઉઠયું. તેણે તુરતજ પોતાનો હાથ વિજયના કપાળ ઉપરથી લઇ લીધો; પરંતુ થોડી ક્ષણના અતિ કોમળ સ્પર્શથી વિજયની નિદ્રા પલાયન થઇ ગઇ. તે એકદમ જાગી ઉઠ્યો અને શય્યા ઉપરથી ઉઠીને ઉભો થતાંજ તેની દ્રષ્ટિ શાહજાદી ઉપર પડી. પોતાની સન્મુખ શાહજાદીને ઉભેલી જોતાં તે આશ્ચર્યચકિત થઈ ગયો અને તેના અનુપમ લાવણ્યને એકી નજરે જોઈ રહ્યો. શાહજાદી પણ તેના દેવદુર્લભ રૂપને આડી નજરે નિહાળી રહી હતી. છેવટે તેણે કહ્યું, "વિજય!"

"ફરમાન, શાહજાદી સાહેબા!" વિજયે સલામ કરીને ઉત્તર આપ્યું.

"ફરમાન કાંઇએ નથી; પરંતુ રાત્રીના વખતે ગઇ કાલે તમે ક્યાં જતા હતા?" શાહજાદીએ પૂછયું.

"એ જાણીને આપ શું કરશો?" વિજયે સામો પ્રશ્ન કર્યો.

"શું એ પૂછવાનો મને અધિકાર નથી?" શાહજાદીએ પુનઃ પૂછ્યું.

"આપ દિલ્લીશ્વર શાહેનશાહ અકબરના પુત્રી છો, આપનો અધિકાર મહાન્ છે." વિજયે કહ્યું.

"એ અધિકારની હું વાત કરતી નથી. હું તો તમારી સાથેની ઓળખાણને લીધે એ હકીકત જાણવા માગું છું." શાહજાદીએ કહ્યું.

વિજયે પોતાના આશ્રયદાતા થાનસિંહ શેઠનો આદેશ શાહજાદીને કહી સંભળાવ્યો, તે સાંભળીને શાહજાદીએ આશ્ચર્ય પામતાં પૂછયું. "થાનસિંહ શેઠે તમને તેમના મહાલયનો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યા જવાની આજ્ઞા કરી, તે શામાટે, એ તમે જાણો છો?"

"તેમની કન્યા ચંપા અને હું અન્યોઅન્યને ચાહતાં હતાં, તેથી તેમણે મને એવી આજ્ઞા કરી છે." વિજયે ઉત્તર આપ્યો.

"પણ તેથી તમને એવી આજ્ઞા કરવાનું પ્રયોજન શું, એ હું સમજી શક્તી નથી." શાહજાદીએ ઇન્તેજારીથી કહ્યું.

"પ્રયોજન એ કે હું ગરીબ અને નિઃસહાય છું, અને તેથી તે પોતાની પુત્રીનું લગ્ન મારી સાથે કરવા ખુશી નથી." વિજયે કહ્યું.

"તમે નિર્ધન અને નિઃસહાય છો, એ ખરી વાત; પરંતુ, તમારા જેવો સુંદર યુવક આ દીન દુનિયામાં ભાગ્યેજ બીજો કોઇ હશે." શાહજાદીએ કહ્યું.

વિજય નીચું જોઇ ગયો, તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

"ઠીક, પણ હવે તમે ક્યાં જવા ધારો છો?" શાહજાદીએ પૂછ્યું.

"એ વિષે મેં કશો પણ નિશ્ચય કર્યો નથી." વિજયે ઉત્તર આપ્યો

"જુઓ વિજય!" શાહજાદીએ તેના સામે ધ્યાન પૂર્વક જોઇને કહ્યું. "મારી સખી ચંપાના કથનથી હું જાણી શકી છું કે, તમે એક સર્વ ગુણસંપન્ન યુવક છો અને તેથી મારી તમને એવી સલાહ છે કે, તમે શહેનશાહને મળો અને તમારી હકીકત જણાવો. તે ગુણગ્રાહક હોઇ ને તમને અવસ્ય પોતાની સેવામાં રાખી લેશે."

"શાહજાદી સાહેબા! આપની એ સલાહ માટે આપનો હું અહેસાનમંદ છું; પરંતુ જે આ દીનદુનિયાનો માલિક છે અને જેના દર્શન થવા પણ મારા જેવા નાચીજ આદમીને સર્વથા અશક્ય છે, તે ભારતના સમ્રાટ શિરોમણીને શી રીતે મળી શકાય?" વિજયે પૂછ્યું.

"તમારૂં કથન રાસ્ત છે, વિજય! પણ બાબાનો દરબાર હરકોઇ અર્જદાર મનુષ્યને માટે સદૈવ ખુલ્લો છે, તે શું તમે નથી જાણતા?" શાહજાદીએ સામે પ્રશ્ન કર્યો.

"હું જાણું છું, શાહજાદી સાહેબા! કે આપના બાબા બહુજ દિલાવર દિલના છે; પરંતુ મારા જેવા એક અદના મનુષ્યની તાત્કાલિક કદર થવી મુશ્કેલ છે." વિજયે સહેજ ગંભીરાઇથી કહ્યું.

"તે માટે તમે ફિકર ન કરો. હું સ્વયં બાબાને આપને માટે અર્જ કરીશ." શાહજાદીએ કહ્યું.

વિજયે પ્રફુલ્લ મુખમુદ્રાએ કહ્યું. "શાહજાદી સાહેબા! આપ ઇન્સાન નથી, પણ બિહિસ્તના ફિરસ્તા છો; આપના અહેસાનનો બદલો મારાથી શી રીતે વળાશે?"

"ઇન્સાને ઇન્સાનને સહાય કરવી, એ અહેશાન નથી; પરંતુ

ફરજ છે અને તેથી તેનો બદલો વાળવાની તમારે શા માટે ચિંતા રાખવી જોઇએ ? " શાહજાદીએ કહ્યું.

" શાહજાદી સાહેબા ! સ્વાર્થ ભરેલી આ આલમમાં આપ રહેમની એક સાચી અને જીવતી જાગતી મૂર્તિ છો; પરંતુ આ સેવકને અહિં બોલાવવાની આપની શી ઇચ્છા છે, તે કેમ કહેતાં નથી ? " વિજયે કૃતજ્ઞતાથી પૂછ્યું.

" એ કહેવાને માટે તો હું તમારી પાસે આવેલી છું. " શાહજાદીએ કહ્યું.

" ફરમાવો, તાબેદાર સાંભળવાને તૈયાર છે." વિજયે કહ્યું.

" વિજય ! " શાહજાદીએ ક્ષણવાર વિચારીને કહ્યું. " તમે ચંપાને ખરા જીગરથી ચાહો છો ? "

" અલબત્ત અને તે પણ મને તેવાજ જીગરથી ચાહે છે. " વિજયે ઉત્તર આપ્યો.

" પણ થાનસિંહ શેઠ તો પોતાની પુત્રીની શાદી તમારા જેવા નિર્ધન અને આશ્રયહિન યુવકની સાથે કરવાને તૈયાર નથી, તેનું કેમ ? " શાહજાદીએ ભાર દઇને પૂછ્યું.

" હા, એ વાત ખરી છે; પરંતુ તેમણે એમ પણ કહ્યું છે કે જો હું મારા ભાગ્યનો ઉદય કરી શક્યો, તો તે તેમની પુત્રી ચંપાનું લગ્ન મારી સાથે કરશે. " વિજયે જવાબમાં કહ્યું.

" પણ તમારા ભાગ્યના ઉદયની રાહ તે ક્યાંસુધી જોશે ? " શાહજાદીએ પુનઃ પૂછ્યું.

" એકાદ વર્ષ તો તેઓ રાહ જોશે, એમ મારી માન્યતા છે. " વિજયે જવાબ આપ્યો.

"અને તેટલા સમયમાં તમે તમારો ભાગ્યોદય ન કરી શક્યા તો ? " શાહજાદીએ એક તીક્ષ્ણ દૃષ્ટિપાત સાથે એ પ્રશ્ન પૂછ્યો.

વિજયે કેટલોક સમય મૌન ધારણ કર્યું. તેણે શાહજાદીના એ પ્રશ્નનો કશો પણ ઉત્તર આપ્યો નહિ. તેના મુખ ઉપર ચિંતાની સ્પષ્ટ છાયા જણાવા લાગી.

"કેમ ઉત્તર આપતા નથી, વિજય ! " શાહજાદીએ ફરીથી પ્રશ્ન કર્યો.

" શાહજાદી સાહેબા ! અવિનય માફ કરજો; પરંતુ આપ આપની

ઇચ્છા જણાવતાં નથી અને મને અન્ય પ્રશ્નો પૂછો છો, એનું શું કારણ ? ગુલામીની હાલતમાં મારે અહીં ક્યાં સુધી રહેવાનું છે ?" વિજયે ગંભીરતાથી આમો પ્રશ્ન કર્યો.

"ભારત સમ્રાટ અકબરશાહની અતિ પ્રિય શાહજાદીની મોહિ મહોબ્બતભરી છાયામાં રહેવાને શું તમે ગુલામી હાલત ગણો છો ?" શાહજાદીએ પૂછ્યું.

"જ્યાં સુધી આપ કાંઇ વાજબી કારણ ન જણાવો, ત્યાં સુધી મારે એમજ માનવું જોઇએ." વિજયે નિશ્ચયાત્મક ભાવે જવાબ આપ્યો.

"મારી ઇચ્છા બુરી નથી; પરંતુ તમને સુખી કરવાની છે અને તેટલાજ માટે મેં તમને અહીં બોલાવી મંગાવ્યા છે." શાહજાદીએ શાન્તિથી કહ્યું.

"તો પછી આપ આપની ઇચ્છા જણાવવામાં વિલંબ શા માટે કરો છો ?" વિજયે પૂછ્યું.

"વિજય !" શાહજાદીએ વિજયના સુંદર મુખ પ્રતિ એક વખત સ્થિર ભાવથી જોઇ લીધા પછી કહ્યું. "હું તમને ચાહું છું. હા તમને ખરા જીગરથી–દિલોજાનીથી ચાહું છું અને તે આજથી નહિ; પરંતુ જ્યારથી મેં તમને ધાનસિંહ શેઠના મહાલયમાં પ્રથમવાર જોયા છે, ત્યારથી જ મારૂં દિલ તમારાં પ્રતિ આકર્ષાયું છે. ગઇ કાલ રાત્રિએ તમે યમુનાના તટ પ્રદેશ ઉપર ફરતા હતા, તે વિષે મારી બાંદી લુસિયાંએ મને કહેતાં મેં તમને અહીં મારી ખાહેશ જણાવવાની ખાતર બોલાવ્યા છે."

શાહજાદી ઉપરના શબ્દો ભાગ્યેજ બોલી રહી હશે એટલામાં તો દિવાલનો ભાગ અચાનક દૂર ખસી ગયો અને "ભારત સમ્રાટની શાહજાદી ક્યા હાનેશમંદ અને દિલેર પુરૂષને ચાહે છે ?" એ પ્રશ્નની સાથે ખુદ શહેનશાહ અકબરે એ ઓરડામાં પ્રવેશ કર્યો.

ખુદ બાદશાહ અકબરને જોઇ શાહજાદી તથા વિજય જમીનપર બેસી ગયા. શાહજાદી પોતાના બાપાના કદમો પર પડી અને વિજય બાદશાહના પોશાકના છેડાને પકડી રહ્યા.



# પ્રકરણ ૭ મું.

---

## છુટકારો.

પોતાના અત્યંત ગુપ્ત અને એકાંત ખંડમાં બાદશાહ અકબર સુંદર અને સુસજ્જિત સિંહાસન ઉપર બેઠેલો હતો. સામે તેની શાહજાદી અને વિજય થરથર ધ્રુજતાં ઉભેલાં હતાં. શાહજાદીની બાંદી જુલિયા પણ શિર ઝુકાવી એક બાજુ ઉભેલી હતી. બાદશાહે કેટલોક સમય વિચાર કરી કરડા સ્વરે કહ્યું. "વિજય! મારી શાહજાદીના મહેલમાં તું ક્યાંથી આવ્યો? જે હકિકત બની હોય, તે સાચેસાચી કહે; જો જુઠું બોલીશ તો સખ્ત સજા થશે, એ યાદ રાખજે."

વિજયે શાંતિથી કહ્યું. "જહાંપનાહ! હું શાહજાદીના મહેલમાં શી રીતે આવ્યો, તે કહી શકતો નથી; પરંતુ મારી હકિકત એટલી જ છે કે હું, શાહજાદી અને આ બાંદી સર્વ બેગુન્હા છીએ."

બાદશાહે કઠોરતાથી કહ્યું. "તું હકિકત છૂપાવે છે, એજ તારા ગુન્હાની સાબિતી છે."

"જહાંપનાહ પોતાને મનોગત કલ્પના કરવા મુખત્યાર છે." વિજયે નરમાશથી કહ્યું.

"ઠીક છે, જ્યારે તું ખરી બિનાને છૂપાવે છે, ત્યારે તને ગુન્હાગાર ગણી ઘટિત સજા કરવામાં આવશે—તારો જાન લેવામાં આવશે." એમ કહી બાદશાહે શાહજાદી તરફ ગંભીરતાથી જોતાં પૂછયું. "હ પણ તારૂં શું કહેવું છે?"

શાહજાદી આરામબેગમ જે પોતાની આંખોમાંથી અત્યાર સુધી ચોધાર આંસુ વરસાવી રહી હતી, તેણે બાદશાહને નમીને ઉત્તર આપ્યો. "પ્યારા બાબા! આ વિજય ખરેખર બેગુન્હા છે. હુંજ એકલી ગુન્હેગાર છું; માટે એના ઉપર રહેમ લાવી અને માફી બક્ષો અને મને જે સજા કરવી હોય તે કરો."

બાદશાહે દૃઢતાથી કહ્યું. "એમ! તેં એક અજાણ્યા યુવકને તારા મહેલમાં બોલાવવાનું સાહસ કર્યું છે, ?. અને તે શું કારણથી?"

શાહજાદીએ બાદશાહના કદમો ઉપર પડીને નમ્રતાથી કહ્યું. "કારણ એજ છે કે હું એમને ચાહું છું—મારા ખરા જીગરથી ચાહું છું"

" એક અર્થહિન અને આશ્રયહિન હિન્દુ યુવકને શું તું ચાહે છે ? " બાદશાહે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

" હાં, બાબા ! " શાહજાદીએ જવાબ આપ્યો.

" ત્યારે આ બિનામાં તુંજ ખરેખરી ગુન્હેગાર છે ઠીક છે; પરંતુ વિજયને તદન માફી આપવામાં આવશે નહિ. " એમ કહી બાદશાહે તુરતજ બૂમ મારી " કાસમ ! "

થોડીવારમાં એક હૃષ્ટપુષ્ટ હબસી હાથમાં નગ્ન તલવાર લઇને બાદશાહ સન્મુખ આવી તસ્લીમ કરીને ઉભો રહ્યો.

તેના તરફ જોઇને બાદશાહે કહ્યું. " કાસમ ! આ હિન્દુ યુવકને અને આ બાંદીને કેદખાનામાં લઈ જા. "

" જહાંપનાહનો જેવો હુકમ. " એમ કહી કાસમ તે બન્નેને આગળ કરી ખંડમાંથી બહાર નીકળી ગયો.

તેમને જતાં જોઇને શાહજાદીએ રડતાં રડતાં કહ્યું. " વ્હાલા બાબા ! રહેમ કરો, રહેમ કરો, વિજય તદન બેગુન્હા છે. તેને શા માટે કેદ કરો છો ? "

" ચુપ કર, શાહજાદી ! મારા હુકમની વચ્ચે પડવાનું તને કશું પ્રયોજન નથી. હાલ તું તારા આવાસે જા; તારા ગુન્હાની સજાનો વિચાર પછી કરવામાં આવશે. " અકબરે ક્રોધથી કહ્યું.

શાહજાદી બાદશાહના કદમો ઉપર ફરીને પડી અને અર્જ ગુજારવા લાગી; પરંતુ સંગદિલનો શહેનશાહ તેની દરકાર નહિ કરતાં એ એકાંત ખંડનો ત્યાગ કરી એકદમ ચાલ્યો ગયો.

કાસમ અને બીજા ચાર હથિયારબંધ પહેરીગરો મળી વિજય તથા જુલિયાને કેદખાનામાં લઇ ગયા અને બન્નેને જૂદી જૂદી કોટડીમાં પૂરી તથા કેદખાનાના ઉપરીને બાદશાહનો હુકમ કહી સંભળાવી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

વિજયને જે કોટડીમાં કેદ કરવામાં આવ્યો હતો, તે એક ભયંકર અંધકારમય કોટડી હતી. ત્યાં રોશની કે હવાનો સહેજ પણ સંચાર થઇ શકે તેમ નહોતું. કોટડીને ચારે તરફ કાળા પત્થરની ઉંચી દિવાલો હતી અને તેથી તેની ભયંકરતામાં ઓર વૃદ્ધિ થતી હતી. વિજયે આ ભયાનક કેદખાનાને જોઇ તથા પોતાના ભવિષ્યનો વિચાર કરીને એક હાય મારી અને ત્યાં પાથરેલી એક ફાટીતૂટી ચટાઈ ઉપર તે ગાલે હાથ ટેકે-

ચીને બેઠો. ગઈ કાલ સાંજે થાનસિંહ શેઠના આવાસેથી નિકળ્યા બાદ તેણે અત્યારસુધી કાંઇ પણ ખાધું નહોતું અને ખાવાની ઇચ્છા પણ નહોતી; પરંતુ ભૂખથી તેના શરીરમાં જરા પણ તાકાત નહોતી. ચિંતા અને દુઃખથી તેને ચિત્તભ્રમ જેવું થઈ ગયું હતું અને તેથી તે વારંવાર દોડીને કોટડીના બારણા પાસે જતો હતો; પરંતુ તેને મજબૂતાઇથી બંધ કરેલાં જોઇને તે નિરાશ થઇને પાછો ફરતો હતો. ક્ષણમાં તે પોતાની પ્રિયતમા ચંપાના નામને પૂકારતો હતો અને ક્ષણમાં પરમાત્મા મહાવીરની દયાને યાચતો હતો. આવી સ્થિતિમાં તેણે એ આખો દિવસ પસાર કર્યો. સંધ્યા સમય થયો એટલે એક પહેરીગરે કોટડીનું દ્વાર ધીમેથી ઉઘાડયું. તેના એક હાથમાં ફાનસ હતું અને બીજા હાથમાં એક થાળ હતો. તેણે સદરહુ થાળને વિજયની સન્મુખ મૂકતાં કહ્યું. "તમારા માટે ભોજનની વસ્તુઓ હું આ થાળમાં લાવ્યો છું. બાદશાહ નામવરના ખાસ ફરમાનથી હિન્દુના હાથે એ વસ્તુઓ તૈયાર કરાવેલી છે અને તેને લાવનાર પણ હું હિન્દુ પહેરીગર છું; માટે તે ખાવાને કોઈ પણ પ્રકારની અડચણ નથી. પીવાનું પાણી પણ શુદ્ધ જ લાવવામાં આવેલું છે."

વિજયે ક્ષણવાર વિચાર કરીને કહ્યું. "બાદશાહ નામવરનો અને તમારો હું એ માટે ઉપકાર માનું છું; પરંતુ ખાવાની મારી ઇચ્છા નથી."

"તો જેવી તમારી ઇચ્છા. જેમ તમે હિન્દુ છો, તેમ હું પણ હિન્દુ છું. પેટના અર્થે યવન બાદશાહની નોકરી કરૂં છું: પરંતુ એક હિન્દુ તરીકેના ગુણોનો અને સ્વભાવનો મેં ત્યાગ કર્યો નથી અને તેથી જ તમને કહું છું કે કાંઈ ખાઇ લો તો સારૂં; કેમકે ભૂખ્યા પેટે રાત્રિ પસાર કરવી મહા મુશ્કેલ થઇ પડશે." પહેરીગરે નરમાશથી કહ્યું.

વિજય તેનો ઉત્તર આપવા જતો હતો એટલામાં બીજો મુસલમાન પહેરીગર ત્યાં આવી પહોંચતાં, પ્રથમ આવેલો હિન્દુ પહેરીગર વિજય તરફ કરૂણાયુક્ત દૃષ્ટિએ જોતો તે મુસલમાન પહેરીગર સાથે કોટડીનું દ્વાર બંધ કરીને ચાલ્યો ગયો.

પહેરીગરના જવા પછી વિજયે ભોજન તરફ નજર કરી પરંતુ તેને ખાવાને ભાવ થયો નહિ એટલે તેણે તે થાળને તથા પાણીના પાત્રને દૂર હડસેલી મૂક્યાં. પુનઃ તે વિચારમાં પડયો અને ચિંતામાં દિવાના જેવો બની ગયો. રાત્રિના અંધકારમાં કેદખાનું ભયાનક લાગતું હતું

અને તેથી તેણે પોતાની બન્ને આંખો બંધ કરી દીધી તથા તે લાંબો થઇને ચટાઇ ઉપર પડયો. કેટલોક સમય તે એવીજ અવસ્થામાં ચટાઇ ઉપર પડી રહ્યો; પરંતુ તેને નિદ્રા આવી નહિ એટલે તે ઊઠીને ઊભો થયો અને એક ચિત્તે પરમાત્માનું પવિત્ર નામસ્મરણ કરવા લાગ્યો. ભક્ત મનુષ્યો કહે છે કે એકચિત્તે પરમેશ્વરની પ્રાર્થના કરનાર મનુષ્યની તે મનઃકામના અવશ્ય પરિપૂર્ણ કરે છે; તેવી રીતે વિજયની પ્રાર્થના તેણે સાંભળી કે નહિ, તે અમે કહી શકતા નથી; પરંતુ તેજ ક્ષણે એ ભયંકર અંધારામાં એકદમ પ્રકાશ દેખાયો. વિજયે પોતાની આંખો ઉઘાડીને જોયું તો હાથમાં ફાનસ લઇને એક મનુષ્ય માથાથી પગ સુધી ઢંકાઇને કોટડીનું દ્વાર ઉઘાડીને અંદર ચાલ્યું આવતું હતું. વિજય આ દૃશ્ય જોઇને અચંબાથી આવનાર વ્યક્તિ તરફ એક દૃષ્ટિએ જોઇ રહ્યો. આવનાર મનુષ્યે વિજય સામે જોઇને કહ્યું. "તમને આ ભયંકર કેદખાનામાંથી છુટકારો જોઇતો હોય, તો ચાલો મારી સાથે."

"પરંતુ તમે મને છુટકારો આપનાર કોણ છો, તે જાણ્યા સિવાય તમારી સાથે શી રીતે આવી શકું ? અહીંથી છુટકારો આપીને તમે મારો જાન લેવા તો ઇચ્છતા નથીને ?" વિજયે શંકાયુક્ત પ્રશ્ન કર્યો.

"તમે પુરુષ છો કે ઓરત ?" આવનારે પૂછયું.

"પુરુષ." વિજયે ટટ્ટાર થઇને જવાબ આપ્યો."

"તો પછી ડરો છો શા માટે ? જો અહીંથી છુટવું હોય તો ચાલો અને નહિતો પડયા રહો." તે મનુષ્યે કહ્યું.

"ઠીક, ચાલો. હું તમારી સાથે આવવાને તૈયાર છું. હું ડરતો નથી; પરંતુ મને છુટો કરવાનું તમને શું પ્રયોજન છે, એ હું જાણવા માગું છું." વિજયે તૈયાર થઇને કહ્યું.

"એટલો ખુલાસો કરવાનો હાલ સમય નથી. જો આવવું હોય તો મારી પછવાડે ચાલ્યા આવો." એમ કહી તે આવનાર મનુષ્ય પાછું વળવા લાગ્યું એટલે વિજય પણ કાંઇ બોલ્યા વિના તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

ક્ષણવારમાં તેઓ કેદખાનામાંથી બહાર નીકળી ગયા અને રાજમાર્ગે થઇને ક્યાંઇક અદૃશ્ય થઇ ગયા. તેઓ ક્યાં ગયા અને પછી તેમનું શું થયું, તે હાલ અમે કહી શકતા નથી. આગળ જતાં તે ભેદ ખુલ્લો થશે એટલે વાંચક મહાશયો સ્વયં સમજી શકશો.

# પ્રકરણ ૮ મું.

---

## પ્રેમ કે કર્ત્તવ્ય.

મહારાણા પ્રતાપસિંહ અને મંત્રીશ્વર ભામાશાહ, રાજમહેલના બાગમાં રાજ્યપ્રકરણી વાર્તાલાપ કરતા બેઠા હતા. મધ્યાહ્નનો સમય અને સૂર્ય જો કે પૂર દમામથી પ્રકાશતો હતો; તો પણ તેઓ જ્યાં બેઠા હતા, ત્યાં વૃક્ષોની ઘટાને લઇ તેનાં કિરણોનો પ્રવેશ થયેલો નહોતો અને તેથી મહારાણા તથા મંત્રીશ્વર આરામથી બેઠા બેઠા અનેક પ્રકારના વિચારો કરતા હતા.

પ્રતાપસિંહે શાંત ચિત્તે કહ્યું, " મંત્રીશ્વર ! અત્યાર સુધી વર્ષાઋતુને લઇ શત્રુઓ આપણા ઉપર નવો હુમલો લાવી શક્યા નથી; પરંતુ હવે તે ઋતુ પૂરી થઇ છે અને તેથી તેઓ આપણને અહીં પણ સુખે બેસવા દે, એમ મને લાગતું નથી. "

" મહારાણાની ધારણા સત્ય છે; " ભામાશાહે કહ્યું. " કારણ કે અકબર જાત્રાના બહાને અજમેરમાં આવ્યો છે અને તેણે શાહબાજખાંને મોગલ સેનાનો સેનાપતિ બનાવીને આ કિલ્લાને ઘેરો નાંખવાને માટે હુકમ આપ્યો છે. "

" ખરૂં છે. રણવીરસિંહ ખબર લાવ્યો છે કે મોગલ સેનાપતિ શાહબાજખાં બડો ચાલાક અને શુરવીર અમલદાર છે અને તેની સાથે બીજા ત્રણ ચાર મોટા અમલદારો પણ આવનારા છે." પ્રતાપસિંહે કહ્યું.

" રણવીરસિંહે મને એ સર્વ ખબર આપ્યા છે અને વિશેષમાં તે એમ પણ કહેતો હતો કે આબુ પ્રદેશનો અધિપતિ દેવરાજ શત્રુપક્ષમાં ભળી ગયો છે અને આ હુમલામાં તે પણ સાથે આવનારો છે. " ભામાશાહે વિશેષ ખબર આપ્યા.

" મોગલોનું ભાગ્ય અત્યારે ચડિયાતું છે; એક પછી એક એમ ઘણા હિન્દુ રાજાઓ તેને મળી ગયા છે અને તેથી તેમની દરેક સ્થળે જીત થતી જાય છે. બંગાલાના પઠાણો ઉપર પણ તેમણે હમણાં મહાન્ વિજય મેળવ્યો હોવાથી તેઓ જોર ઉપર આવતા જાય છે. " પ્રતાપસિંહે કહ્યું.

" મહારાણા ! " ભામાશાહે કહેવા માંડયું. " સમય એવો

આવ્યો છે કે દરેક સંયોગ આપણી વિરુદ્ધનો ઉત્પન્ન થતો જાય છે અને તેથી મોગલ બાદશાહ અકબરની સામે આપણે એકલા હાથે ટકી રહેવું; એ મોટી મુશ્કેલીવાળું છે; પરંતુ આપણા થોડા ઘણા સૈનિકો કે જે બચવા પામ્યા છે, તેઓમાં અને આસપાસના ભીલોમાં સ્વદેશ પ્રત્યેનો પ્રેમ એવો તો સજ્જડતાથી રહેલો છે કે અંતે આપણો વિજય જ થશે એ નિર્વિવાદ છે."

"મારી માન્યતા પણ એવી જ છે." પ્રતાપસિંહે આંખોના ભવાં ચડાવીને કહ્યું. "આપણને મોટી મુશ્કેલી અને અનેક સંકટોમાંથી પસાર થવું પડશે; પરંતુ મેં જે પ્રતિજ્ઞા કરી છે—આપણી આ પ્રિય મેવાડ ભૂમિનો ઉદ્ધાર કરવાની જે ધારણા બાંધી છે, તેને હું ગમે તે ભોગે વળગી રહેવાને તૈયાર અને દૃઢ નિશ્ચયી બન્યો છું અને પેલા તમારા મુનિવરના ઉચ્ચ ઉપદેશથી તો મારી કરેલી પ્રતિજ્ઞાને વિશેષ પુષ્ટી અને પોષણ મળેલાં છે. મંત્રીશ્વર ! એ મુનિવરના ઉપદેશથી અને તેમના શાંત, ભવ્ય અને તેજઃપૂર્ણ વદનથી મારા હૃદયમાં એવી તો ઉંડી અસર થઇ છે કે જેનું વર્ણન કરવાને હું કેવળ અસમર્થ છું."

"મહારાણા !" ભામાશાએ પ્રસન્ન મુદ્રાથી કહ્યું. "એ મુનિવર તો એક સામાન્ય અને સાધારણ સાધુ હતા; પરંતુ જૈન ધર્મના મહાન્ પ્રભાવશાળી આચાર્ય શ્રી હીરવિજયસૂરિ કે જે હાલમાં ગુજરાત દેશની ભૂમિને પોતાની ચરણરજથી પવિત્ર કરી રહેલા છે, તેમના ઉપદેશને જો આપ સાંભળો તો આપને અતિશય આનંદ થાય તેમ છે. તે આચાર્ય એવા તો સમર્થ વિદ્વાન છે અને તેમનું જ્ઞાન એટલું તો વિશાળ છે કે જેની પ્રશંસા કોઇ પણ રીતે કરવા હું સમર્થ નથી."

પ્રતાપસિંહે આતુરતાથી પૂછ્યું "શું એવા પરોપકારી આચાર્યના દર્શનનો અને તેમના ઉપદેશનો આપણે લાભ મેળવી શકીએ તેમ નથી ?"

"હાલના કટોકટીના સમયમાં તેમ બનવું અશક્ય છે; પરંતુ દેશમાં શાંતિનું પુનઃ સ્થાપન થતાં આપણે તેવો લાભ મેળવવા પ્રયાસ કરશું." ભામાશાહે ઉત્તર આપ્યો.

"પણ તે દરમ્યાન આચાર્ય મહારાજને એક વિનતિપત્ર લખી અનુકુળ વખતે આપણા દેશમાં આવવાનું આમંત્રણ કરીએ તો કોઇ હરકત છે ?" પ્રતાપે પુનઃ જીજ્ઞાસાથી પૂછ્યું.

"હરકત તો કાંઇ નથી, પરંતુ આવા યુદ્ધના સમયે તેમને આ તરફ આવવાનું આમંત્રણ કરવું ઉચિત નથી. આગળ ઉપર શાંતિ ફેલાતાં આપની ઇચ્છા મુજબ કરશું." ભામાશાહે જવાબ આપ્યો.

"તમારી વાત ખરી છે; કેમકે અત્યારે મોગલોનો ત્રાસ આ તરફ એટલો બધો થઇ પડ્યો છે કે તેમના જેવા સાધુપુરૂષો અહિયાં સુખેથી આવી શકાય તેમ નથી." પ્રતાપસિંહે ઉભા થતાં થતાં કહ્યું.

ભામાશાહ પણ ઉઠ્યો અને તેઓ બન્ને રાજમહેલ તરફ ચાલવા લાગ્યા.

પ્રતાપસિંહે ચાલતાં ચાલતાં કહ્યું. "કિલ્લાના રક્ષણની અને નજીકના સમયમાં આવનારા શત્રુના હુમલાની સામે થવાની સર્વ પ્રકારની ગોઠવણ તો થઇ ગઇ છે ને ?"

"જી હા, કિલ્લાના રક્ષણનો ભાર કુમાર અમરસિંહ અને કર્મસિંહને સુપ્રત કરેલો છે અને બીજા સૈન્ય સહિત જરૂર પડયે મદદ કરવાનું કાર્ય રણવીરસિંહ અને ચંદાવત સરદારને સોંપવામાં આવ્યું છે." ભામાશાહે કરેલી ગોઠવણ કહી બતાવી.

"બહુ સારૂ, હવે આપણે સૈન્યની તૈયારી કેવા પ્રકારની છે, તે જોવાની જરૂર છે." પ્રતાપસિંહે કહ્યું.

"ભલે, પધારો." એમ કહી ભામાશાહ અને પ્રતાપસિંહ સૈન્યની તપાસ કરવાને ચાલ્યા.

તેઓ બાગમાં થઇને આગળ જતા હતા એટલામાં કોઇનો વાર્તાલાપ થતો સાંભળીને પ્રતાપસિંહ ઉભો રહ્યો અને ભામાશાહ તરફ તેણે અર્થસૂચક દ્રષ્ટિથી જોયું. ભામાશાહ તેનો ભાવાર્થ સમજી ગયો અને તે પણ ઉભો રહ્યો. તેઓ ઉભય બાગમાં ત્રણ ચાર મોટાં મોટાં વૃક્ષોની ઘટાની પેલી બાજુએ થતાં વાર્તાલાપને સાંભળવા લાગ્યા.

"અત્યારે અરસપરસ મળવા હળવાનો અને પ્રેમના સંભાષણો કરવાનો સમય નથી, એ શું તમે નથી જાણતા, કર્મસિંહ ?" એક તરૂણીનો અવાજ સંભળાયો.

આ અવાજ સાંભળીને ભામાશાહ પ્રતાપસિંહને કાંઇ કહેવા જતો હતો; પરંતુ તેણે આંગળીની ઇશારતથી ચુપ રહેવાનું અને સર્વ વાત સાંભળવાનું સમજાવ્યું અને તેથી તે ચુપ રહી સાંભળવા લાગ્યો.

"હું તે જાણું છું, કુસુમ ! પણ અહીં આવવાનો અને આ રીતે

તમને મળવાનો મારો હેતુ સમજ્યા વિના તમે મારો તિરસ્કાર કરો છો, એ ઠીક કહેવાય કે ?" કર્મસિંહે પૂછ્યું.

"હા, એ ઠીક તો નથી; પરંતુ જે સમયે કર્ત્તવ્યમાંજ રાતદિવસ મશગુલ રહેવું જોઇએ, તે સમયે આવી રીતે નિરૂપયોગી વાતો કરવામાં આનંદ માનવાને તૈયાર થવું, એ વ્યાજબી નથી. મહારાણાની આજ્ઞાને તો તમે ભૂલી ગયા નથી ને ?" કુસુમે કહ્યું.

"મહારાણાની આજ્ઞા, એ મારે મન ખુદ પરમાત્માની આજ્ઞા છે અને તેથી હું તેને ભૂલી જાઉં, એ તદ્દન અસંભવનીય છે. મારો અહીં આવવાનો અને તમને મળવાનો આશય જૂદો જ છે. તમે જાણતાં હશો કે મોગલ સેનાપતિ શાહબાજખાં પ્રબળ સૈન્ય સાથે આ કિલ્લાને ઘેરવાને ચાલ્યો આવે છે અને જે સમય જાય છે, તેમાં મોગલો સાથે મહાન્ યુદ્ધ થશે. કોણ જાણે છે કે આ યુદ્ધનું શું પરિણામ આવશે ? કિલ્લાના રક્ષણનો ભાર કુમાર અમરસિંહ અને મારા ઉપર મૂકાયેલો હોવાથી આવતી કાલથી મારે કુમારની સાથે રાતદિવસ કિલ્લા ઉપરજ રહેવાનું છે અને તેથી એક વખત તમારા ચંદ્ર સમાન ઉજ્જ્વળ વદનકમળનું દર્શન કરી લેવા અને તેમાંથી ઝરતા અમૃતનું પાન કરવાને માટેજ તમારી પાસે આવ્યો છું. આ સ્થિતિમાં તમે મારો તીરસ્કાર કરો છો, કુસુમ ?" કર્મસિંહે પોતાના આવવાનો હેતુ કહી બતાવતાં આર્જવતાથી કુસુમને પૂછ્યું.

કુસુમે કાંઇક દિલગીરી ભરેલા અવાજે કહ્યું. "કર્મસિંહ ! જેને મેં મારા હૃદયમંદિરમાં સદાને માટે સ્થાન આપેલું છે, તેનો હું તીરસ્કાર કરૂં, એ કેવળ અસંભવનીય છે; પરંતુ જે સમયે સ્વદેશ, સ્વધર્મ અને સ્વદેશભક્તિનો સઘળો આધાર આપણાં એકનિષ્ઠ કર્ત્તવ્યો ઉપર રહેલો હોય, તે સમયે એ અત્યંત અગત્યનાં કર્ત્તવ્યોને ઘડીભર પણ વિસારી દેવાં અને વિકારને વશ થઇ પ્રેમીઓની સાથે પ્રેમસંભાષણોમાં જોડાવું, એ તમારા જેવા એક ખરા સ્વદેશ સેવકને કોઇ પણ રીતે ઉચિત નથી."

"તો પછી તમે, આપણા ઉભયની વચ્ચે જે શુદ્ધ પ્રેમ બંધાયો છે, તે કરતાં પણ સ્વદેશ અને સ્વધર્મ-પ્રતિનાં પ્રેમને વિશેષ આદરને પાત્ર ગણો છો, ખરૂં ને ?" કર્મસિંહે આશ્ચર્યયુક્ત સ્વરે પૂછ્યું.

"અલબત, " કુસુમે ઝટ ઉત્તર આપ્યો અને તેની કમળ સમાન ચક્ષુઓમાંથી તેજની ધારા છુટવા લાગી. "એમાં જરા પણ શક નથી.

તમારા પ્રત્યેનો પ્રેમ જોકે શુદ્ધ અને નિર્મળ છે; પરંતુ તે માત્ર વ્યક્તિગત છે, જ્યારે સ્વદેશ અને સ્વધર્મ પ્રત્યેનો પ્રેમ સમષ્ટિનો છે અને તેથી તે વિશેષ આદરને પાત્ર છે."

"કુસુમ! તમારા આજના વર્તન ઉપરથી જણાય છે કે તમે મને પહેલાંની જેમ ચાહતા નથી." કર્મસિંહે ગંભીરતાથી કહ્યું.

"તમારી માન્યતા ભૂલભરેલી છે, કર્મસિંહ!" કુસુમે દૃઢતાથી કહ્યું. "હું તમને પહેલાં જેવા પ્રેમથી ચાહતી હતી, હાલ પણ તેવાજ બલ્કે તેથી પણ વધારે પ્રેમથી ચાહું છું; પરંતુ હાલના અયોગ્ય વખતે મારો એ પ્રેમ બતાવી તમને મોહમુગ્ધ કરવાની અને એ રીતે કર્ત્તવ્યથી તમને ચ્યુત કરવાની મારી ઇચ્છા નથી અને તેથીજ મેં તમને અત્યારે બરાબર માન આપ્યું નથી."

"ઠીક, કુસુમ! ત્યારે હવે હું રજા લઉં છું. પરમાત્માની કૃપાથી ફરીથી યોગ્ય અવસરે તમને મળીશ." કર્મસિંહે એટલું કહી કુસુમના રૂપનિધાન વદનકમળનું અવલોકન કર્યું અને તે જવાને ઉત્સુક થયો.

"ઉભા રહો, કર્મસિંહ!" તેને નિસ્તેજ વદને ચાલ્યો જતો જોઇને કુસુમે શાંતિથી કહ્યું. "આજના મારા વર્ત્તનથી તમને ખોટું લાગ્યું જણાય છે; પરંતુ તમે જો શાંત ચિત્તે વિચાર કરશો, તો તમને સ્પષ્ટ જણાશે કે મેં જે કાંઇ કર્યું છે, તે અયુક્ત નથી. તમે જાણો છો, કર્મસિંહ! કે આપણા પ્રિય દેશ મેવાડના, આપણા પ્રાણપ્રિય ધર્મના અને આપણી અત્યંત વ્હાલી ઇજ્જત—આબરૂના રક્ષણનો બધો આધાર ભવિષ્યમાં થનારા યુદ્ધ ઉપર અવલંબીને રહેલો છે. પરમાત્મા મહાવીર અને ભગવાન્ એકલિંગજીની કૃપાથી આપણો વિજય થશે, એમ મારી માન્યતા છે; પરંતુ મેવાડના દુર્ભાગ્યે જો આપણો પરાજય થયો, તો મહારાણાની અને આપણી શું સ્થિતિ થશે તથા આપણાં દેશ, ધર્મ અને આબરૂની કેવી અધોગતિ થશે, તેની કલ્પના પણ અત્યારથી થઇ શકતી નથી અને તેથી આવા કટોકટીના સમયે પ્રેમજન્ય વાર્તાલાપ કરી હૃદયને વિકારી બનાવીને ખરા કર્ત્તવ્યથી ચલિત થવું, એ ઉચિત નથી. આ હેતુથી તમારો જેવો જોઇએ તેવો સત્કાર મેં કર્યો નહોતો; પરંતુ એથી તમારા તરફનો મારો જે અખંડ પ્રેમ છે, તેમાં જરા પણ ન્યુનતા થઇ છે, એમ માનવાનું કાંઇ પણ પ્રયોજન નથી. કર્મસિંહ! સ્પષ્ટીકરણની ખાતર મારે એટલો ખુલાસો કરવો પડ્યો છે અને હું આશા

રાખું છું કે એથી તમારા મનનું સમાધાન થઇ ગયું હશે. હવે જાઓ; પરમાત્મા મહાવીર અને ભગવાન્ એકલિંગજી તમને સુયશ આપાવે, એવી મારી અંતઃકરણની ઇચ્છા છે."

કર્મસિંહ; કુસુમનું આ સંભાષણ સાંભળીને મંત્રમુગ્ધ થઇ ગયો અને તેથી તે પોતાને થયેલી ભૂલનો પશ્ચાતાપ જાહેર કરવાને આતુર થઇ રહ્યો હતો; પરંતુ કુસુમ એટલું બોલીને તથા કર્મસિંહ પ્રતિ એક સ્નેહ ભરેલી દૃષ્ટિ ફેંકીને તુરતજ ત્યાંથી ચાલી ગઇ. કર્મસિંહ વીજળીના વેગે ચાલી જતી એ માનિનીને તે દેખાય ત્યાંસુધી જોઇ રહ્યો. તેને કુસુમને બોલાવી પોતાની ભૂલની ક્ષમા માગવાનું ઘણું મન થયું; પરંતુ તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શક્યો નહિ. થોડી વાર વિચારગ્રસ્ત અવસ્થામાં ઉભા રહ્યા બાદ તે ઉત્સાહિત વદને અને દૃઢ પગલે પાછો ફર્યો અને ત્વરાથી સ્વસ્થાનકે જવા નીકળ્યો; પરંતુ વૃક્ષોની ઘટામાંથી બહાર નીકળતાંજ તે સ્તબ્ધ થઇ ગયો. અને જાણે તેના પગ કોઇએ ખોડી દીધા હોય, તેમ તે ત્યાં ને ત્યાંજ ઉભો રહી ગયો.

"અત્યારે આમ ક્યાં ગયો હતો, કર્મસિંહ!" મહારાણાએ તેની સામે તીક્ષ્ણ દૃષ્ટિએ જોઇને કરડા સ્વરે પૂછ્યું.

કર્મસિંહની મગદુર નહોતી કે તે મહારાણાને એ પ્રશ્નનો ખરો ઉત્તર આપી શકે. તે નીચું મુખ રાખીને જેમનો તેમ ઉભો રહ્યો.

"કેમ ઉત્તર આપતો નથી?" મહારાણાએ પુનઃ ભાર દઇને પૂછ્યું.

"કૃપાળુ મહારાણા!" કર્મસિંહ નિરૂપાયે બોલ્યો. તેના પગ ધ્રુજતા હતા અને તેનું મુખ નિસ્તેજ બની ગયું હતું. "મારી ગંભીર ભૂલ થઇ છે; મને ક્ષમા કરો."

"તમારી ભૂલની તમને ક્ષમા આપવી કે નહિ, તેનો નિર્ણય પાછળથી થશે; પરંતુ તારા મહારાણાની આજ્ઞાનો અમલ તું આવી રીતેજ કરે છે ને!" પ્રતાપસિંહે કાંઇક શાંતિથી કહ્યું.

કર્મસિંહે દૃઢતાને ધારણ કરીને નિર્ભયતાથી જવાબ આપ્યો. કૃપાનાથ! આપની આજ્ઞાનો અમલ કરવામાં અવશ્ય મારી ભૂલ તો થયેલી છે; પરંતુ તે ક્ષમા ન આપી શકાય એવી ગંભીર નથી."

"ઠીક, અત્યારે તો તું તારા કર્તવ્ય ઉપર ચાલ્યો જા; તારી ભૂલનો નિર્ણય પાછળથી કરવામાં આવશે." એમ કહી પ્રતાપસિંહ

ભામાશાહને લઇ આગળ ચાલ્યો એટલે કર્મસિંહ તેમને નમન કરીને ત્યાંથી કિલ્લા ઉપર ચાલ્યો ગયો.

કર્મસિંહના ચાલ્યા જવા પછી મહારાણાએ કહ્યું “ભામાશાહ! કુસુમના વિચારો જાણીને હું બહુ ખુશી થયો છું અને આવી સ્વદેશપ્રેમી અને સદ્‌ગુણી પુત્રીના પિતા હોવા માટે હું તમને ધન્યવાદ આપું છું.”

“મહારાણા! આપની શુભ લાગણીને માટે આપનો હું ઉપકાર માનું છું; પરંતુ મારી પુત્રી કુસુમ સદ્‌ગુણી અને સ્વદેશપ્રેમી હોય, તો તેનું સઘળું માન મહારાણી શ્રીમતી પદ્માવતી દેવીને જ ઘટે છે; કેમકે તેમણે તેને પોતાની જ પુત્રીની જેમ હમેશાં પોતાની પાસે રાખીને કેળવી છે અને તે આપ પણ ક્યાં નથી જાણતા?” ભામાશાહે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું.

“ખરૂં છે,” મહારાણાએ કહ્યું. “દેવી પદ્માવતી તેના ઉપર પોતાના પેટની પુત્રી જેટલું વ્હાલ રાખે છે; પરંતુ મંત્રીશ્વર! કર્મસિંહ અને કુસુમ અરસપરસ એકબીજાને ચાહે છે, એવું તેમના અત્યારના વાર્તાલાપથી મને જણાયું છે, તે શું સત્ય છે?”

“હા, તે સત્ય છે. કર્મસિંહ અમારી જ્ઞાતિનો એક લાયક, બુદ્ધિવાન, ઉચ્ચ કુળનો અને પરાક્રમી યુવક છે અને તેથી આપણે લીધેલી પ્રતિજ્ઞા સંપૂર્ણ થયા બાદ તેમનું ઉભયનું લગ્ન કરી નાંખવાનો મેં નિશ્ચય પણ કરેલો છે.” ભામાશાહે કહ્યું.

“કર્મસિંહના કૌશલ્યને હલ્દીઘાટના યુદ્ધમાં જોવાનો પ્રસંગ મને મળ્યો હતો અને તેથી તમે જે નિશ્ચય કરેલો છે, તે ઉત્તમ છે, પણ હવે આપણે કિલ્લા ઉપરની ગોઠવણ એક વખત જોઇ લઇએ તો કેમ?” પ્રતાપસિંહે ભામાશાહના નિશ્ચયને સંમતિ આપતાં પૂછ્યું.

“મારો વિચાર પણ એવોજ છે.” એમ કહી ભામાશાહ તથા પ્રતાપસિંહ કિલ્લા ઉપર ગયા.



# પ્રકરણ ૯ મું.

## નૈરોજનો હેતુ.

"આંખોમેં હય તસબીર સુરતકી દિલરૂબાકી;
દિલમેં અદા ખુબી હય, ઉસ નાંજની અદાકી."

"આજ સુધી ઘણી જવાન્વાન સુંદરીઓને નિહાળી છે; પરંતુ આ સમયના નૈરોજના બજારમાં જે છજાતની હુરીને આ ચશ્મોએ જોઇ છે, તેની તૂલનામાં તેઓમાંથી એક પણ સુંદરી ઉતરી શકે તેમ નથી. સમસ્ત હિન્દુસ્થાનમાં તેના જેવી બીજી કોઇ પણ સુંદરી નથી, એમ મેં અત્યારસુધી તેના અપૂર્વ રૂપનું જે વર્ણન સાંભળ્યું હતું, તે તેને નજરે જોવાથી અક્ષરશઃ સત્ય જણાયું છે. જ્યારથી એ યૌવનવતી મદમાતી પરીના રૂપલાવણ્યનું મેં પાન કર્યુ છે, હાય! ત્યારથી મને એવો તો બેહદ નીસો ચઢ્યો છે અને જીગરમાં એવો તો કારી જખમ થયો છે કે યા પરવરદેગાર શી વાત કહું ! સમજ નથી પડતી કે ખુદાતાલાએ હિન્દુ અને તેમાં પણ રજપૂત જાતિની ઓરતોને આવું બેનમૂન રૂપ કેમ આપ્યું હશે? અમ્બરરાજ બિહારીમલની કન્યા, જોધપુર નરેશ માલદેવની કન્યા જોધાબાઇ અને બહેરામખાંની વિધવા સલીમા ઇત્યાદિ અત્યંત રૂપશાલી તરૂણીઓ મારી પ્રિયતમા બેગમો છે; પરંતુ લીલાદેવીના મનોહારી સૌંદર્યની આગળ તેમનું અલૌકિક સૌંદર્ય પણ કાંઇ બિસાતમાં નથી. લીલાદેવી એ ખરેખર સૌંદર્યની પૂતળી અને લાવણ્યનો ભંડાર જ છે. અહા! એ પરીના હસીન રૂપના મારે શા વખાણ કરવા? તે દિવસે નૈરોજના બજારમાં જોયેલી હિન્દુ અને મુસલમાનનાં ઉચ્ચ કુટુંબોની એકેએક સ્ત્રી સ્વરૂપવાન હતી; તેમ છતાં પણ બધા હીરાઓમાંથી જેમ કોહીનુર હીરો જૂદોજ પડી જાય છે, તેમ એ દેદિપ્યમાન નાજુક પરી લીલાદેવી બધી સ્ત્રીઓમાંથી જૂદી પડી જતી હતી. તેના નાજુક બન્ને હાથો કમળદંડને શરમાવે તેવા હતા, તેની દંતપંક્તિ દાડમની કળીઓ કરતાં પણ શ્રેષ્ટ હતી, તેનું મુખ લાવણ્યના ભંડાર સદશ હતું, તેની આંખો આગળ ખંજન પક્ષીની આંખો તુચ્છ હતી, તેનો કટીભાગ અત્યંત પાતળો હતો, તેનો નિતંબપ્રદેશ ઘણો ભરેલો અને સ્થૂળ હતો અને તેનો મીઠો મધુર સ્વર કોમલ અને બુલ-

બુલના સ્વરને પણ ભૂલાવી દે તેવો હતો. ટુંકામાં કહું તો તેના શરીરના બધા અવયવો અત્યંત મનોહર અને આકર્ષક હતા. આવી ત્રિલોક સુંદર, મોહિની અને લલિત લલનાને જોઇને કયો પુરૂષ પોતાનું ભાન ન ભૂલી જાય ? ખરેખર પૃથિવીરાજ ! તું મહાન્ ભાગ્યશાલી છે કે તને આવી અનુપમ પ્રિયતમા મળેલી છે ! લીલાદેવી ! જન્નતની હુરી ! તું પૃથિવીરાજ જેવા સામાન્ય ખંડિયા રાજાની રાણી થઇ, તે કરતાં સમસ્ત ભારતવર્ષના મોગલ સમ્રાટની અતિ પ્રિય સામ્રાજ્ઞી થઇ હોત તો કેવું સારૂં ? ઠીક છે,............"

ભારતસમ્રાટ અકબર ઉપર પ્રમાણે વિચારો કરતો, રાજ્યમહાલયના પોતાના અત્યંત સુસજ્જિત ઓરડામાં વિરામાસન ઉપર બેઠો હતો. આ ઓરડો ઘણોજ મનોરંજક હતો. તેના ભોંયતળીએ વિવિધ રંગના આરસપહાણ જડી દીધેલા હતા. સ્થળે સ્થળે ગુલાબ, મોગરો, કેતકી, જાઇ, જુઇ અને બોરસલી ઇત્યાદિ અનેક પ્રકારનાં ફુલનાં છોડનાં કુંડાઓ ગોઠવી દીધાં હતાં. ઓરડાની દિવાલો ઉપર જૂદા જૂદા રંગોથી સુંદર રમણીઓનાં ચિત્રો ચિતરેલાં હતાં અને ઓરડાની વચ્ચે ગોઠવેલા સંગેમરમરના સ્થંભોના મથાળે સોનેરી પાંજરામાં પૂરાયલા પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં. ટુંકામાં કહીએ તો તેમાં બિછાવેલા ગાલીચા, ઉંચી સાટીનના તકીઆ, વિવિધ આસનો, તખ્તા અને ચિત્રો વિગેરેથી એ ઓરડો ઘણો દબદબાભરેલો લાગતો હતો. શહેનશાહ અકબરે આ વખતે ઘણીજ ઉંચી જાતના અને અત્યંત મૂલ્યવાન વસ્ત્રો પરિધાન કરેલાં હતાં અને તેથી તે એક દેવ સમાન શોભતો હતો; પરંતુ તેની મુખમુદ્રા ચિન્તાગ્રસ્ત હતી. સુવર્ણજડિત વિરામાસન પર તે આડો પડ્યો પડ્યો વિચારસાગરમાં ડુબી ગયો હતો. ક્ષણવાર પછી બાદશાહ આસન પરથી ઉઠીને ઉભો થયો અને ઓરડામાં આમતેમ ફરતાં ફરતાં તેણે હાક મારી " કાસમ."

અકબરનો માનીતો અને વિશ્વાસુ હબસી ગુલામ કાસમ તુરતજ હાજર થયો અને જમીન સાથે મસ્તક લગાવીને સલામ ભરી સામે અદબથી ઉભો રહ્યો.

બાદશાહે સત્તાવાહક સ્વરે કહ્યું. "અમીનાને તુરત મારી હજુર મોકલ."

કાસમ નમીને તુરતજ ચાલ્યો ગયો અને થોડીવારમાં જ બાંદી અમીના આવીને હાજર થઇ અને બાદશાહને કુર્નિસ બજાવીને, સામે મસ્તક નમાવી ઉભી રહી.

બાદશાહે તેને કહ્યું. "અમીના!"

અમીનાએ નમ્રતાથી કહ્યું. "ફરમાન, સરકાર."

"અહીં નજીક આવ." બાદશાહે તેને પોતાની પાસે બોલાવી.

તે તેની નજીક આવી એટલે અકબરે તેના કાનમાં ગુપ્ત વાત કહી. અમીના તે સાંભળીને ફરીથી કુર્નિસ બજાવીને ચાલી ગઇ.

અમીનાના ગયા પછી અકબર પુનઃ વિચારમગ્ન સ્થિતિમાં સિંહાસન ઉપર આડો પડ્યો એટલામાં કાસમે હાજર થઇ નમીને કહ્યું. "જહાંપનાહ! બુંદેલખંડના રાજા ઉપર ચડાઇ લઇ જનાર સેનાપતિ આવી પહોંચ્યા છે અને તે આપ હજુર આવવાની આજ્ઞા માગે છે."

બાદશાહે વિચારનિદ્રામાંથી જાગૃત થઇને કહ્યું. "સેનાપતિને કહે કે હમણાં આરામ લો અને ફરમાન થાય ત્યારે હાજર થજો."

"ખુદાવંદનો જેવો હુકમ." એમ કહીને કાસમ ચાલ્યો ગયો.

અકબર અમીનાની આતુરતાથી રાહ જોતો હતો; તેથી તે વારંવાર ઓરડાના દ્વાર તરફ નજર ફેરવતો હતો. બે ત્રણ કલાક થયા પણ અમીના આવી નહિ એટલે અકબરે પુનઃ કાસમને બોલાવ્યો: પરંતુ એટલામાં અમીના આવી પહોંચી અને બાદશાહને નમીને અદબથી સામે ઉભી રહી. કાસમ બાદશાહની નિશાનીથી બહાર ચાલ્યો ગયો. ત્યાર બાદ અકબરે અમીનાને પૂછ્યું. "શું કરી આવી, અમીના?"

"જહાંપનાહ! આપના ફરમાન મુજબ બધી ગોઠવણ થઇ ગઇ છે." અમીનાએ ઉત્તર આપ્યો.

"શું લીલાદેવીને ભોળવીને તું લઇ આવી?" અકબરે આશ્ચર્ય યુક્ત અવાજે પૂછ્યું.

"હા, સરકાર અને તેને આપે કહેલા ઓરડામાં બેસારીને આપને ખબર આપવાનેજ આવી છું." અમીનાએ ઉત્તર આપ્યો.

"અમીના! તું ઘણી ચતુર છે; તેનો બદલો તને મળશે. ચાલ મને ત્યાં લઇ જા." અકબરે પ્રસન્નતાથી કહ્યું.

"પધારો, જહાંપનાહ!" અમીના એમ કહીને આગળ ચાલી. બાદશાહ તેની પાછવાડે પછવાડે ગયો. થોડી ક્ષણમાં અમીના એક એક ઓરડા પાસે આવીને અટકી અને બાદશાહને બહાર ઉભા રહેવાની અરજ કરી પોતે અંદર ગઇ.

તેને અંદર આવતી જોઇને એક અનુપમ લાવણ્યસંપન્ન તરુણીએ તેને આતુર નયને પૂછ્યું. "બાંદી! જોધપુરા કેમ હજુ આવ્યા નહિ?"

"રાણી સાહેબા ! તે વસ્ત્રો પહેરી રહ્યા છે અને જે સમય જાય છે તેમાં તુરતજ આવી પહોંચશે." અમીનાએ નમ્રતાથી જવાબ આપ્યો.

"હા, પણ તું જા અને ઉતાવળ કરાવ; કેમ કે સાંજ પહેલાં મારે મારા મકાને પાછા ફરવું જોઇએ." તે તરૂણીએ આતુરતા દર્શાવતાં કહ્યું.

"ઠીક ત્યારે, હું જઉં છું અને બેગમ સાહેબાને ઉતાવળ કરાવું છું." એમ કહી અમીના ઓરડામાંથી બહાર આવી અને બાદશાહને અંદર જવાની ઇશારત કરી ત્યાંથી અન્યત્ર ચાલી ગઈ.

અકબરે ઓરડામાં પ્રવેશી તેનાં દ્વાર બંધ કર્યાં. દ્વારના ખડખડાટથી અંદર આસન ઉપર બેઠેલી તરૂણીએ દ્વાર તરફ પોતાની નજર નાંખી અને નજર નાંખતાં જોધબાને બદલે એક પુરૂષ જોઇ તે આસન ઉપરથી એકદમ ઝડપથી ઉભી થઇ ગઇ અને પહેરેલા વસ્ત્રનો ઘુંઘટ તાણીને અવળા મુખે ઉભી રહી.

બાદશાહ અકબર તરૂણીનાં સર્વાંગને જોઇને ચકિત થઇ ગયો. તે મોહવશ થઇને તેની પાસે ગયો અને મધુર સ્વરે બોલ્યો. "લીલાદેવી ! સુંદરી ! શા માટે શરમાઓ છો ? શા માટે તમારા ચંદ્ર સમાન મુખને ઘુંઘટમાં છુપાવો છો ?"

લીલાદેવી તેના આ શબ્દો સાંભળી ભયાતુર સ્વરે બોલી. "તમે કોણ છો ? અને શા માટે અહીં આવ્યા છો ? જોધબા ક્યાં છે ?"

"સુંદરી ! શું તમે મને ઓળખતા નથી ? હું જોધબાનો પતિ: મેંજ તમને અત્રે બોલાવ્યા છે. નહિ કે જોધબાએ." અકબરે સહેજ હસીને કહ્યું.

"શું તમે શહેનશાહ અકબર ? ખોટી વાત ! તે તો મહાન્ ધર્માત્મા પુરૂષ છે: તે કદિ પણ પરસ્ત્રીને આવી રીતે દગાથી બોલાવે નહિ !" લીલાદેવીએ દૃઢતાથી કહ્યું.

"લીલાદેવી ! સમસ્ત હિન્દુસ્થાન મને ધર્માત્મા કહે છે, તે વાત ખોટી નથી: બીજી બધી બાબતોમાં મારૂં વર્તન તેવુંજ છે; પરંતુ રૂપવતી તરૂણીના નેત્ર કટાક્ષ આગળ હું ગુલામ છું; તેમના બેનમુન રૂપનો હું પૂજારી છું અને તેમના હસીન લાવણ્યનો હું દાસ છું." અકબરે કહ્યું.

"ત્યારે તમે ધર્માત્મા નહિ, પણ પાપાત્મા છો; પુરૂષ નહિ પિશાચ છો." લીલાદેવીએ ક્રોધથી કહ્યું.

"તમારા કટુ શબ્દો પણ મને અત્યારે અમૃત સમાન મધુર લાગે છે; કેમકે જ્યારથી મેં તમને નૌરોજના બજારમાં જોયા છે, ત્યારથી હું તમારા રૂપ ઉપર આશક થયો છું, સુંદરી !" અકબરે હસીને કહ્યું.

"જહાંપનાહ !" લીલાદેવીએ ગંભીરતાથી કહ્યું. "તમારા જેવા મોટા પુરૂષને આવું અઘટિત વર્ત્તન કરવું, એ ઉચિત નથી, હું કોણ છું ? પરસ્ત્રી અને વળી તમારા મિત્રની પત્ની; તેના પ્રત્યે તમે કુદૃષ્ટિ કરો છો, એ કેવી વાત ?"

"પ્યારી દિલબર !" અકબરે લીલાદેવીનો કોમળ કર પકડતાં કહ્યું. "ઉચિત શું અને અનુચિત શું, એ હું જાણતો નથી. હું તો તમને ખરા જીગરથી ચાહું છું અને તેથી પ્રિયા ! તમને વિનતિ કરીને કહું છું કે મારી ઇચ્છા પરિપૂર્ણ કરો."

પરપુરૂષના સ્પર્શથી સતી લીલાદેવીના રોમાંચ અવળા થઇ ગયાં. તેનું સમસ્ત શરીર ક્રોધથી કંપી ઉઠયું. તેણે તિરસ્કારથી એકદમ બાદશાહના હાથને તરછોડી નાંખતાં કહ્યું "એક સતી સ્ત્રીના સતીત્વનું ખંડન કરવા જતાં કેવું વિપરિત પરિણામ આવે છે, એની તમને ખબર જણાતી નથી, શહેનશાહ ! નહિ તો તમે આવું સાહસ કરી શકત નહિ. તમે સમગ્ર હિન્દુસ્થાનના બાદશાહ છો, હું એક સામાન્ય રાજાની રાણી છું; પરંતુ તમે જો અવિચારી પગલું ભરશો તો યાદ રાખજો કે તમારૂં અપમાન થશે."

"દિલરૂબા ! જીન્નતની પરી ! તમારા જેવી રૂપનિધાન તરૂણીથી અપમાનિત થવું, એ પણ ભાગ્યની વાત છે; માટે આડી અવળી વાતને જવા દઇ મારી ઇચ્છાને આધિન થાઓ; હું તમને મારી સામ્રાજ્ઞી બનાવીશ." અકબરે હસીને કહ્યું.

"બાદશાહ !" લીલાદેવીએ ક્રોધથી કહ્યું. "અત્યાર સુધી હું પ્રજાપાલક જાણી તમારૂં માન સાચવતી હતી; પરંતુ હવે તમારો એ અધિકાર રહ્યો નથી. ધિક્કાર છે તમને; ધિક્કાર છે તમારી મોટાઇને અને ધિક્કાર છે તમારી રાજગાદીને ! હજુ પણ તમને કહું છું કે તમે જેમ આવ્યા છો, તેમ પાછા ચાલ્યા જાઓ. તમારા અત્યારના આ દુષ્ટ વ્યવહારની વાત હું ગુપ્ત રાખીશ અને તેથી મારી અને તમારી ઉભયની આબરૂ સચવાશે."

અકબરે ખડખડાટ હસીને કહ્યું. "પ્રાણેશ્વરી ! રૂપ આગળ આબરૂનો સવાલ તુચ્છ છે. આબરૂ કરતાં રૂપસુંદરીને હું વધુ પસંદ

કરું છું; માટે એ વાત જવા દો પ્રિયા ? અને મારા બળતા હૃદયને અને શરીરને તમારા સુખકર સમાગમથી શાંત થવા દો. "

બાદશાહના અતિ નિંદ્ય વચનો સાંભળી લીલાદેવી એકદમ તિરસ્કારથી બોલી ઉઠી. " નરાધમ ! ચંડાળ ! જીભ સંભાળીને વાત કરો. હું રાજા રાયસિંહની પત્ની જેવી ભોળી નથી કે તમારા વચનોથી લોભાઇ તમારી માગણીનો સ્વીકાર કરીશ ? આ તો પૃથિવિરાજ સિંહની સિંહણ છે, તેને સ્પર્શ કરવાથી તમારા પ્રાણ જશે, બાદશાહ ! માટે મને અહીંથી સુખરૂપ જવા દો. "

" સુંદરી ! " અકબરે દીનતાથી કહ્યું. " હવે જવાની વાત શા માટે કરો છો ? ક્યાંસુધી શરમમાં રહેશો ? હવે હદ થઇ છે ! આવાં સ્ત્રીચરિત્ર તો મેં કોઇ સ્ત્રીનાં જોયાં નથી; માટે ઘુમટાને હવે દૂર કરીને આ રૂપના તૃષાતુરને તમારા અનુપમ અને બેનમૂન રૂપનું પાન કરવા દો. હિન્દુસ્થાનનો બાદશાહ ઉઠીને તમારી પાસે પ્રેમની ભિક્ષા માગે છે. શું તમે તેને નિરાશ કરશો ? "

" શયતાન ! " લીલાદેવીએ ઉત્તેજક સ્વરે કહ્યું. " મહાન્ ઐશ્વર્યશાલી બાદશાહ થઇને તું એક સતિ નારીના સતિત્વનું ખંડન કરવા તૈયાર થયો છે; પરંતુ હું પરમાત્માના સોગન ખાઇને કહું છું કે, પ્રાણાંતે પણ તારી ઇચ્છા પૂર્ણ થવાની નથી; મને જવા દે; હું તને પ્રાર્થના કરૂં છું કે મને સુખરૂપ જવા દે, નહિ તો પરિણામ સારૂં આવશે નહિ. "

" સુંદરી ! શા માટે હઠ કરે છે ? તને ખબર છે કે હું કોણ છું ? આખા હિન્દુસ્થાનનો બાદશાહ તારી આગળ હજાર વાર માથું નમાવવા તૈયાર છે, જેનું નામ સાંભળતાં શત્રુઓ ભયાતુર થઇ જાય છે, તે તારા પ્યારનો ગુલામ બનવા આતુર છે અને જેના બાહુબળથી રાજસ્થાન જેવો અટંકી દેશ પાયમાલ થયો છે, તે તને પોતાની સામ્રાજ્ઞી બનાવવા માગે છે; તેનું શું તું અપમાન કરે છે ? શા માટે ભાવિ સુખને તિલાંજલી આપે છે ? જેમ એક ભોગી ભ્રમર પ્રેમની ખાતર પોતાના પ્રિય કમળની અંદર મરવાને માટે તૈયાર થાય છે, તેમ હું તારા રૂપની આગળ મારા પ્રાણની પણ દરકાર કર્યા વિના મરવાને તૈયાર છું; માટે મારી વિનતિનો સ્વીકાર કર; હું તને મારા ખરા જીગરથી ચાહું છું અને તેથી જો તું મારી ઇચ્છાને આધિન થઇશ તો તને પરમસુખિની બનાવીશ." અકબર એમ કહીને લીલાદેવીની અત્યંત નજીક ગયો અને તેનો કોમળ કર પકડીને તેને આલિંગન આપવા તૈયાર થયો.

લીલાદેવી તેની દુષ્ટ ઇચ્છા કળી ગઇ અને તેથી ભયથી તેનું અંગ ધ્રુજવા લાગ્યું; પરંતુ પરમાત્માના પવિત્ર નામનું સ્મરણ કરીને તે એ-ત્રણ પગલાં પાછળ હઠી અને પોતાનાં વસ્ત્રોમાં છુપાવી રાખેલી કટારી કહાડીને બોલી. "પિશાચ! અહીંથી પાછો ચાલ્યો જા, નહિં તો તારૂં કે મારૂં એકનું જીવન અત્યારે સમાપ્ત થશે."

અકબર, લીલાદેવીના આ સાહસથી જરા ભય પામ્યો અને ક્ષણવાર ચિત્રવત્ સ્થિતિમાં ઉભો રહ્યો. લીલાદેવીએ આ વખતે પોતાના મુખ ઉપરથી ઘુમટો કહાડી નાંખ્યો હતો. તેનું મુખ લાલચોળ થઇ ગયું હતું અને તેની આંખોમાંથી અગ્નિ વરસતો હતો; તેમ છતાં તે એટલી તો સુંદર અને મોહક લાગતી હતી કે અકબર પુનઃ મોહવશ થઇ તેની પાસે ગયો અને તેને હાથેથી પકડી પોતાના તરફ ખેંચી. સતી લીલાદેવીના અંગમાં આ વખતે સતિત્વનું બળ આવ્યું અને તેથી તે એક જબરો ઉછાળો મારી તેના હાથમાંથી છુટી ગઇ. લીલાદેવીએ તેના હાથમાંથી છુટતાં જ પોતાના ઉદરમાં કટારી જોરથી ખોસી દીધી. સતિનો અમર આત્મા તેના દેહમાંથી પ્રયાણ કરી ગયો અને શબ ત્યાં પડયું રહ્યું. અકબર આ અણુચિંતવ્યા બનાવથી કેવળ મંત્રમુગ્ધ થઇ ગયો અને હવે શું કરવું, એના વિચારમાં પડી ગયો. તે ઓરડામાંથી એકદમ બહાર આવ્યો અને કાસમને બોલાવી તેના કાનમાં કાંઇક ગુપ્ત વાર્તા કહીને પોતાના ખાનગી ખંડમાં ચાલ્યો ગયો.

આ સમયે રાત્રિનો અંધકાર વ્યાપી ગયો હતો અને તેથી રાજ્યમહાલય અસંખ્ય દીપમાળાથી શોભી રહ્યું હતું. કાસમ, લીલાદેવીનું શબ પડેલું હતું તે ઓરડામાં ગયો અને તેને એક મ્યાનામાં મૂકી ભોઇઓને સમજાવીને મ્યાનો રવાના કરી દીધો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### કાવ્યકોવિદ પૃથિવીરાજ.

પ્રાચિન સમયમાં ગુજરાત અને રાજસ્થાનની ઉન્નતિ કરવામાં અને તેના ગૌરવને વધારવામાં જૈનીઓએ અગ્ર ભાગ લીધો છે, એમ તે સમયના ઇતિહાસના વાંચનથી આપણે સારી રીતે જાણી શકીએ છીએ. ગુજરાતમાં ચાંપો, વીર, વિમળ, ઉદયન, મુંજાલ અને વસ્તુપાળ તથા

રાજસ્થાનમાં વત્સરાજ, જ[illegible], ભંડારમલ, ભામાશાહ, રતનસિંહ, ધનરાજ અને અમરચંદે જા[illegible], સમાજ, દેશ અને ધર્મના અભ્યુદયાર્થે જે મહાન્ કાર્યો કર્યાં છે, તે અત્યંત પ્રશંસનીય અને શિક્ષાપ્રદ છે; પરંતુ ઇતિહાસમાં [illegible] સમર્થ પુરૂષોની એટલી ટુંકી હકીકત લખેલી છે કે તેથી તેમનાં સંપૂર્ણ જીવનવૃત્તાંતને જાણી શકાય તેમ નથી; તો પણ તેમના સંબંધનો જેટલો ઇતિહાસ ઉપલબ્ધ છે, તેટલાથી તેમનાં ઉચ્ચ જીવનનો અને તેમના ઉત્તમ કાર્યોનો આપણે વિચાર કરી શકીએ છીએ.

મોટાં મોટાં રાજ્યો સ્થાપવા અને તેનો ઉદ્ધાર કરવાનાં સાહસો જૈનીઓએ કરેલાં છે અને તેમાં તેઓ ફલિભૂત પણ થયેલા છે, એ ઇતિહાસના જાણકારો સારી રીતે જાણે છે. ઇતિહાસ પ્રસિદ્ધ બીકાનેરનું રાજ્ય પણ તેના મૂળ પુરૂષ બીકાએ તેના મંત્રી વત્સરાજની સહાય અને કાર્યકુશળતાથી સ્થાપ્યું હતું. મહારાજ જોધારાવનો પુત્ર બીકા અને વીર જેસલજીનો પુત્ર વત્સરાજ—એ ઉભયે જંગલના શંકલાઓ ઉપર માત્ર ત્રણસો માણસો લઇને હુમલો કર્યો હતો અને તેમને હરાવીને તેમના પ્રદેશને કબજે કરી લીધો હતો. ત્યારબાદ વિજયી બીકાએ ભટ્ટીઓના તાબાનો બાગોર પ્રદેશ સર કરીને સંવત ૧૫૪૫ (ઇ૦ સ૦ ૧૪૯૮) ના વૈશાખ માસની અજવાળી પાંચમે તેણે બીકાનેર વસાવ્યું. વત્સરાજ પણ પોતાના કુટુંબ સહિત આ નવી સ્થપાયલી રાજ્યધાનીમાં આવીને રહેવા લાગ્યો અને તેણે મંત્રી પદેથી બીકાનેરને આબાદ બનાવ્યું. તેણે વત્સસાર નામક એક ગામ પણ વસાવ્યું હતું. વત્સરાજ ઘણોજ ધર્માત્મા પુરૂષ હતો. તેણે જૈન ધર્મની પ્રભાવના માટે બહુજ ઉદ્યોગ કર્યો હતો અને તેણે તીર્થાધિરાજ શત્રુંજય તીર્થની યાત્રા પણ કરી હતી. મહારાજ બીકાથી લઇ ઉત્તરોત્તર રાજા રાયસિંહના અમલ સુધી વત્સરાજના વંશજોએ રાજ્યના મંત્રી અને સલાહકારક તરીકે સેવા બજાવી હતી. વત્સરાજના વંશમાં ઘણા અનુભવી અને વિદ્વાન પુરૂષો ઉત્પન્ન થયા હતા અને તેમણે દરેક રાજ્યકાર્યજ નહિ; કિન્તુ યુદ્ધકાર્યમાં પણ ભાગ લઇ પોતાની બહાદુરી બતાવી આપી હતી. વત્સરાજના વંશજો પૈકી વરસિંહ અને નરસિંહ ઉભય ભાઇઓએ લોદીની સાથેના યુદ્ધમાં અતીવ પરાક્રમ કરેલું હતું. મોગલ શહેનશાહ અકબરના સમયમાં બીકાનેરની ગાદીએ રાવ કલ્યાણસિંહનો મોટો કુંવર રાયસિંહ હતો અને તેનો મંત્રી કરમચંદ વત્સરાજનો વંશજ હતો. મંત્રી કરમચંદ ઘણોજ

વિદ્વાન અને બુદ્ધિસંપન્ન હતો તથા વ્યવહારિક જ્ઞાનમાં કુશળ હતો. રાજા રાયસિંહે અન્ય રાજપૂત રાજાઓની પેઠે શહેનશાહ અકબરની તાબેદારી સ્વીકારી હતી અને તેના પુત્ર સલીમને પોતાની કન્યા પણ આપી હતી. બાદશાહે તેના બદલામાં રાયસિંહને ચાર હજારી સેનાપતિની પદવી આપી હતી. રાજા રાયસિંહનો નાનો ભાઇ પૃથિવીરાજ બહુજ વિદ્વાન્ અને કાવ્યકોવિદ હતો તથા રાયસિંહ કરતાં ઘણોજ બાહોશ અને વીર પુરૂષ હતો; તેથી શહેનશાહ અકબરે તેને પોતાનો મિત્ર બનાવીને પોતાના દરબારમાં નજરકેદ જેવી સ્થિતિમાં રાખ્યો હતો. પૃથિવીરાજ બાદશાહની કપટકળાને સારી રીતે જાણતો હતો અને પોતાના ભાઇએ તેની તાબેદારી સ્વીકારી, તે માટે તે નારાજ હતો; પરંતુ બાદશાહે તેને નજરકેદ રાખેલો હોવાથી તે કશું કરી શકે તેમ નહોતો. પૃથિવીરાજ જેમ એક વીર પુરૂષ હતો; તેમ તે કવિ પણ હતો. તેણે સંસ્કૃત અને પ્રાકૃત બન્ને ભાષામાં ઉત્તમ કવિતાઓ કરેલી છે. વિશેષમાં તે મારવાડી ભાષાની કવિતા કરવામાં ઘણોજ નિપુણ હતો. તેણે પૃથિવીરાજ વેલ તથા રૂકિમણી લતા વિગેરે ઈશ્વર ભક્તિપરાયણ ગ્રંથો પણ લખેલા છે. આ કાવ્યકોવિદ પૃથિવીરાજને લીલાદેવી ( લાલાં-લાલબા ) નામે સતી સ્ત્રી હતી. કર્નલ ટોડ કહે છે કે તે શિશોદિયાની પુત્રી હતી; પરંતુ વાસ્તવિક રીતે એમ હોવું સંભવતું નથી.* લીલાદેવી અને ચંપાવતી ( ચાંપાં ) એ ઉભય મહીડા રાજપૂત હરરાજની પુત્રીઓ હતી; તેમાંથી

* કર્નલ ટોડ રાજસ્થાનમાં લીલાદેવીને ( જોધણા ) શક્તિસિંહની પુત્રી તરીકે ઓળખાવી છે; પરંતુ પ્રતાપપ્રતિજ્ઞા નાટકના કર્ત્તા કવિ નથુરામ સુંદરજી શુક્લ એજ નાટકની પ્રસ્તાવનામાં આ સંબંધમાં મેવાડી કવિના મુખથી સાંભળેલી વાત ઉપર લખ્યા પ્રમાણે કહે છે. આમાંથી કઇ વાત ખરી માનવી, એ અમે ઇતિહાસવેત્તાઓને સોંપીએ છીએ; પરંતુ અમને રા. નથુરામે સાંભળેલી વાત ઠીક જણાતાં તેને અનુલક્ષીને પ્રસંગનું આલેખન કર્યું છે. કર્નલ ટોડનો ગ્રંથ જો કે સર્વમાન્ય ગણાય છે; તો પણ તેણે કેટલીક ભૂલો કરેલી છે, એમ સર્વત્ર સ્વીકારાય છે અને તેથી પૃથિવીરાજની સ્ત્રી ખરી રીતે કોણ હતી એ સંબંધમાં તેણે ભૂલ કરી હશે, એમ અમારો અધિન મત છે. રા. નથુરામે જણાવેલી વાત ઉપરથી અમે આ ઘટના વર્ણવેલી છે અને તેથી અમે તેમના આભારી છીએ. —લેખક.

પ્રથમ લીલાદેવીને પૃથિવીરાજ પરણ્યો હતો અને તેના અકાળ મૃત્યુ પછી ચંપાવતી સાથે તેનું લગ્ન થયું હતું. પૃથિવીરાજ અને લીલાદેવીને અપૂર્વ પ્રેમ હતો અને તેથી પૃથિવીરાજને બાદશાહના ફરમાન મુજબ મોગલ-રાજ્યધાનીમાં રહેવાનું થતાં લીલાદેવી પણ બીકાનેરથી તેની સાથે આવીને રહી હતી. લીલાદેવી નવજુવાન અને અપૂર્વ રૂપ-લાવણ્યસંપન્ન તરૂણી હોવાથી તેના રૂપની ખ્યાતિ સર્વત્ર પ્રસરી ગઈ હતી. વિશેષમાં તે એક પતિપરાયણા અને સતી સ્ત્રી હતી અને પોતાના પતિ પૃથિવીરાજને ઇશ્વરતુલ્ય માનનારી હતી; તેથી તે અન્ય પુરૂષનું મુખ પણ ભાગ્યેજ જોતી હતી. પૃથિવીરાજ નજરકેદીની સ્થિતિમાં હોવા છતાં પણ લીલાદેવી જેવી સદ્‌ગુણી અને સાધ્વી સ્ત્રીના પ્રેમ અને સહવાસથી પોતાને સુખી માનતો હતો. અકબરે જોકે તેને નજરકેદમાં રાખેલો હતો; તો પણ તે તેનું માન સારી રીતે સાચવતો હતો અને તેને કોઈ પણ પ્રકારની શંકા કરવાનું પ્રયોજન આપતો નહોતો.

એકજ માતાપિતાના બન્ને સહોદર બંધુઓમાં જેમ કોઈ કોઈ સમયે આસમાન જમીનનો તફાવત હોય છે, તેમ પૃથિવીરાજ અને તેના વડિલ બંધુ રાયસિંહમાં પણ તેટલોજ તફાવત હતો. રાયસિંહ બીકાનેરનો સ્વતંત્ર રાજા હતો; તો પણ તેણે શાહેનશાહ અકબરથી ડરી જઈને તેની ગુલામગીરી સ્વીકારવા ઉપરાંત પોતાની પુત્રી પણ શાહજાદા સલીમને આપી હતી. રાયસિંહમાં પૃથિવીરાજ જેવા ઉત્તમ ગુણોનો સર્વથા અભાવ હતો. તે ઘણોજ દુરાગ્રહી અને ક્રોધી હતો તથા તેને પોતાની પ્રશંસા બહુજ પ્રિય હતી. વિશેષમાં તે એવો ઉડાઉ હતો કે તેણે રાજ્યનો સઘળો ખજાનો ખુશામતખોર ભાટ-ચારણોને આપી દેવામાં ઉડાવી દીધો હતો. મંત્રી કરમચંદ તેને બહુ સમજાવતો; પરંતુ તે તેનું કથન બીલકુલ લક્ષ્યપર લેતો નહિ. કરમચંદે બીકાનેરનું ભવિષ્ય ભયંકર જાણીને રાયસિંહને ઠેકાણે લાવવા ઘણો પ્રયાસ કર્યો, પરંતુ તેનું પરિણામ બહુજ ખરાબ આવ્યું. રાયસિંહે પોતાના સ્વામીભક્ત મંત્રીનું સખત રીતે અપમાન કર્યું અને તેના ઉપર રાજ્યદ્રોહનું તહોમત મૂક્યું; તેથી વ્યવહારકુશળ કરમચંદ, એકદમ બીકાનેરનો ત્યાગ કરી પોતાના કુટુંબ સહિત દિલ્હી ચાલ્યો આવ્યો અને પૃથિવીરાજને મળી તેને સઘળી વાતથી વાકેફ કર્યો. પૃથિવીરાજ પોતાના બંધુ રાયસિંહનો સ્વભાવ જાણતો હતો; તેથી તેને સમજાવીને પોતાની પાસે

રાખી લીધો. બાદશાહ અકબરે કરમચંદની કુશળતાની પરીક્ષા કરી તેને પોતાના દરબારમાં સારા સન્માનથી નિયત કર્યો હતો.*

બાદશાહ અકબરના રાજ્ય અમલમાં તેની ઇચ્છાનુસાર નૌરોજના દિવસે મહિલામેળો ભરવામાં આવતો હતો. આ સંબંધમાં લખતાં અબુલફજલ આઈન-ઇ-અકબરીમાં કહે છે કે દરેક મહિનાના ઉત્સવનાં દિવસથી નવમા દિવસને બાદશાહ અકબરે ખુશરોજ (નૌરોજ—આનંદનો દિવસ) નામ આપેલું હતું. તે દિવસે ઉચ્ચ કુળની કુલિન કામિનીઓ રાજ્યમહાલયના જનાનખાનાના ચોકમાં શહેનશાહની આજ્ઞાથી એકત્ર થતી હતી. આ બજારમાં ઉપયોગી અને બહુમૂલ્ય વસ્તુઓની લેવડદેવડ, ખુદ શાહનશાહની બેગમો, શાહજાદીઓ અને રખાયતો તથા રાજા, અમીર અને ઉમરાવની સ્ત્રીઓ, પુત્રીઓ અને વધુઓ કરતી હતી. બાદશાહ પોતે છુપા વેશે આ બજારમાં ભાગ લેતો હતો અને તેથી સલ્તનતની એકંદર હાલત અને પોતાના જુદા જુદા કામદારોની સારી ખોટી ચાલચલગત તે જાણી લેતો હતો। અબુલફજલનું આ કથન સર્વાંશે સત્ય હોય એમ માની શકાતું નથી; કેમકે ભટ્ટકાવ્ય ગ્રંથ તથા અન્ય ઇતિહાસોમાં નૌરોજમાં થતાં અત્યાચારોનું વર્ણન સારી રીતે કરવામાં આવેલું છે અને તે ઉપરથી જાણી શકાય છે કે શહેનશાહ અ-

---

* બાબુ ઉમરાવસિંહ ટાંક, બી. એ. એલ. એલ. બી. "Some Distinguished Jains" નામક પોતાના પુસ્તકમાં આ સંબંધમાં લખે છે કે કરમચંદને શહેનશાહ અકબરની શરણે ગયો જાણી તેના ઉપર વેર લેવાની સખ્ત પ્રતિજ્ઞા રાયસિંહે કરી હતી; પરંતુ તેનાથી એ પ્રતિજ્ઞા પૂરી થઇ શકી નહોતી. તેના અને કરમચંદના મૃત્યુ પછી તેના પુત્ર સૂરસિંહે કરમચંદના પુત્રો ઉપર સખ્ત વેર લીધું હતું. કરમચંદના પુત્રોને ભોળવીને તે બીકાનેર લઇ ગયો અને પ્રથમ તેમને બહુ સન્માનથી રાખ્યા; પરંતુ એક દિવસે પોતાના સૈનિકો મોકલીને તેના મકાનને ઘેરી લેવરાવ્યું. કરમચંદના પુત્રો રાજ્યના સૈનિકો સાથે બહાદુરીથી લડ્યા; પરંતુ તેઓ સર્વ મરણને શરણ થયા, માત્ર તેમના કુટુંબની એક સગર્ભા સ્ત્રી આ હત્યાકાંડમાંથી કિશનગઢ નાસી ગઇ અને ત્યાં તેને પુત્ર ઉત્પન્ન થયો. આ રીતે વીર વત્સરાજના વંશની રક્ષા થઇ હતી. આ પ્રસંગ અકબરના મૃત્યુ બાદ બન્યો હતો એટલે તેને પ્રસ્તુત નવલકથા સાથે કાંઈ સંબંધ નથી. —લેખક.

ક્યારે રૂપસુંદરી લલનાઓનાં અપૂર્વ રૂપને જોવાને અને તેમનાં સતીત્વને ભ્રષ્ટ કરવાને આ યુક્તિ શોધી કહાડી હતી. અકબરને કેટલાક ઇતિહાસકારો ધર્માત્મા પુરૂષ તરીકે ઓળખાવે છે, એ વાત જો કે તદ્દન અસત્ય તો નથી; પરંતુ તેની પૂર્વાવસ્થા રૂપનિરીક્ષણ અને વિષયવાસનાની તૃષ્ણાથી મલીન થયેલી હતી. એ વાત તો સત્યજ છે. શાહેનશાહ અકબરમાં અન્ય મુસલમાન બાદશાહો કરતાં કેટલાક સારા ગુણોનો અવશ્ય વાસ હતો અને તે ઉપરાંત તેનું હૃદય પણ દયાળુ હતું અને તેથી તેને ધર્માત્મા બદલે સુયોગ્ય બાદશાહનું ઉપનામ આપવું, એ વધુ ઠીક છે. અસ્તુ.

કાસમના ફરમાન અનુસાર ભોઇઓ, લીલાદેવીના શબયુક્ત મ્યાનાને તેના મકાનમાં ચુપચુપ મુકી આવ્યા, ત્યાંસુધી કોઇને ખરી હકીકતની ખબર પડી નહિ. હરરાજની નાની પુત્રી ચંપાદેવી પોતાની મોટી બ્હેન લીલાદેવી સાથેજ રહેતી હતી. બેગમ જોધબાના આમંત્રણથી લીલાદેવી રાજ્યમહાલયમાં ગઇ હતી, એ તે જાણતી હતી અને તેથી તે સંધ્યાસમય સુધી પોતાની બ્હેનના આગમનની રાહ જોતી એકાદ પુસ્તક વાંચતી એકાંતમાં બેઠી હતી. તે પુસ્તક વાંચી વાંચીને કંટાળી ગઇ; તો પણ લીલાદેવીના આગમનની ખબર મળી નહિ એટલે તે પુસ્તકને પડતું મુકી તેના શયનખંડ તરફ જવાને તૈયાર થઈ. પરંતુ એટલામાં એક દાસીએ આવીને મ્યાનો આવવાના ખબર આપ્યા અને તેથી તે ઉતાવળી ઉતાવળી મ્યાના પાસે ગઇ. ભોઇઓ મ્યાનો મુકીને ચાલ્યા ગયા એટલે તેણે લીલાદેવીને સંબોધીને કહ્યું. " બ્હેન ! બહાર આવો; ભોઇઓ ચાલ્યા ગયા છે. અહીં ફક્ત હું અને દાસી બેજ છીએ. "

મ્યાનામાંથી કોઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ; તેમ તેમાંથી કોઈ બહાર પણ નીકળ્યું નહિ.

ચંપાદેવીએ પુનઃ કહ્યું: "બ્હેન ! કેમ કાંઈ જવાબ આપતાં નથી ? બહાર આવો: અહીં કોઇ પુરૂષ નથી."

એ પ્રમાણે કહ્યા છતાં પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ, એટલે તેણે મ્યાનાના ઉપરના કપડાને કહાડી નાંખ્યું અને જોયું. તો લીલાદેવી મૃતવત્ સ્થિતિમાં પડેલી હતી. ચંપાદેવી તથા દાસી આ શો પ્રકાર છે, તે પ્રથમ સમજી શક્યાં નહિ; પરંતુ જ્યારે તેમણે બરાબર ધ્યાનપૂર્વક જોયું, ત્યારે ખરી હકીકત તેમના સમજવામાં આવી ગઇ. લીલાદેવીના

રાજને આવી સ્થિતિમાં જોઇને ચંપાદેવીની મતિ મુંઝાઇ ગઈ અને હવે શું કરવું તથા શું ન કરવું, એના ગહન વિચારમાં તે પડી ગઇ; પરંતુ એટલામાં પૃથિવીરાજ કરમચંદની સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે આવતાં જ પૂછ્યું. "ચંપા ! મ્યાનો હજુ કેમ અહીં પડ્યો છે !"

ચંપાદેવીએ તેનું કાંઇ પણ ઉત્તર નહિ આપતાં મ્યાના ઉપરનું કપડું ફરીથી ઉઘાડી નાંખ્યું અને પૃથિવીરાજને ઇશારતથી જોવાને સૂચવ્યું.

તેણે જોયું; બરાબર જોયું અને તેથી તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. તેણે આશ્ચર્યચકિત સ્વરે પૂછ્યું. "આ શું ! લીલાદેવીનું શબ ?"

કરમચંદ પણ આ પ્રકાર જોઇને આશ્ચર્ય પામી ગયો અને તેણે પણ તેવોજ પ્રશ્ન કર્યો.

ચંપાએ ધીમેથી કહ્યું. "હા, મારી બ્હેનનું એ શબ છે. કોઇ ચાંડાલે તેનું ખુન કર્યું છે અગર તો તેણે પોતેજ આત્મહત્યા કરી છે."

"પરંતુ શબ મ્યાનામાં ક્યાંથી આવ્યું ?" પૃથિવીરાજે આતુરતાથી કહ્યું.

"જોધબાના આમંત્રણથી લીલાદેવી મધ્યાન્હે પછી રાજમહાલયમાં ગઇ હતી, સાંજે આ બનાવ બન્યો જણાય છે; કેમકે ભોઇઓ મ્યાનો અહીં ચુપચુપ મૂકીને ચાલ્યા ગયા છે." ચંપાદેવીએ જવાબ આપ્યો.

"હા, સમજવામાં આવ્યું. અકબરનુંજ આ કૃત્ય જણાય છે, પ્યારી ! લાલાં ! આ તારી દશા ! આ રીતે તારૂં મૃત્યુ ! હાય, દેવી ! આ શું !" પૃથિવીરાજે એમ કહીને નિશ્વાસ મૂક્યો.

"શું અકબરે રાણીજીનું ખુન કર્યું !" કરમચંદે પૂછ્યું.

"ના, એમ તો નહિ; પરંતુ એ નરાધમના અત્યાચારથી જ સતીએ પોતાના પ્રાણનું બલિદાન આપેલું છે. મને લાગે છે કે એ દુષ્ટે જ લીલાદેવીને જોધબાના નામથી બોલાવી તેના સતીત્વને નષ્ટ કરવાનો પ્રયાસ કર્યો હશે અને તેથીજ તેણે આત્મહત્યા કરી જણાય છે." પૃથિવીરાજે પોતાની માન્યતા કહી બતાવી.

"પણ એમ બનવું શક્ય છે !" કરમચંદે શંકા કરી.

"હા, કેવળ શક્ય છે; કેમકે અકબરે ઘણા સમયથી લીલાદેવીના અપૂર્વ રૂપ-લાવણ્યની પ્રશંસા સાંભળેલી હતી અને તેથી તેણે આ વખતના નૌરોજના મહિલામેળામાં તેને મોકલવાનું મને ખાસ આગ્રહથી

કહ્યું હતું. લીલાદેવીને એ ચપતાને મહિલામેળામાં જરૂર જોઇ હશે અને તેથીજ એ રૂપના તરસ્યા પિશાચે તેને ભોળવીને જોષઆના નામથી તેડાવી તેના ઉપર અત્યાચાર ગુજારવા માંડતાં તેણે આત્મહત્યા કરી જણાય છે. હાય, પ્રાણાધિક લીલાદેવી! દેવી! તારા શત્રુનું ભયંકર વેર જ્યારે હું લઇશ, ત્યારેજ તને શાંતિ વળશે, ખરૂંને?" એમ કહીને પૃથિવીરાજ ગાંડાની જેમ લાલાં લાલાં જપતો આમતેમ ફરવા લાગ્યો.

કરમચંદે તેનો હાથ પકડીને નરમાશથી કહ્યું. "આપ વીર પુરૂષ થઇને ધીરજને કેમ ગુમાવી બેઠા છો? રાણીજી તો પોતાનું નામ અમર કરીને અને અક્ષય કીર્તિ સંપાદન કરીને સ્વર્ગમાં ગયા છે, તે હવે આપને શું પાછા મળનાર છે? શાંત થાઓ, ચિત્તને ઠેકાણે રાખો અને શબની યોગ્ય વ્યવસ્થા કરવાની તૈયારી કરો."

"નહિ, કરમચંદ! તમે મને ઠગો છો. મારી લાલાં મને મૂકીને સ્વર્ગમાં જાય નહિ અને કદાચ મારાથી રીસાઇને ગઇ હોય, તો તમે મને તેને મનાવવા તેની પાસે જવા દો. પ્રિય દેવી! જરા થોભ, તારો સ્વામી તારી પાછળ આ આવ્યો." એમ કહીને પૃથિવીરાજે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કહાડી અને તેને આમતેમ ફેરવવા લાગ્યો.

ચંપા તથા દાસી આ પ્રકાર જોઇને ગભરાઇ ગયાં અને તેથી તેમને ત્યાંથી ચાલ્યા જવાનું કહી કરમચંદ પૃથિવીરાજ પાસે ગયો. તેણે તેના હાથમાંથી તલવાર લઇ લીધી અને તેને મ્યાન કરતાં કહ્યું. "રાજા સાહેબ! આ શું? શું આપ ગાંડા થઇ ગયા છો? વખતને વિચારો અને જે કરવાનું હોય તે કરો; મુંઝાઇ જવાથી કશો પણ અર્થ સરે તેમ નથી. રાણીજી તો સદાને માટે આ સંસારમાંથી ચાલ્યા ગયા છે; તેથી શું મૃત્યુ પામેલું માણસ પાછું આવતું હશે? વિદ્વાન્ થઇને કેમ ભૂલો છો?"

"કરમચંદ! મારૂં મગજ અત્યારે ઠેકાણે નથી; તમે કહો તેમ કરવાને હું તૈયાર છું." પૃથિવીરાજે શાંત થઇને કહ્યું.

"આપ શયનખંડમાં જઇને જરા આરામ કરો; હું શબની યોગ્ય વ્યવસ્થા કરાવીને આપની પાસે હમણાં જ આવું છું." એમ કહી કરમચંદે નોકરોને બોલાવ્યા અને શબની વ્યવસ્થા માટે ઘટિત સૂચના સર્વને આપી દીધી. શબની વ્યવસ્થામાં કેટલોક સમય ચાલ્યો ગયો અને તે પછી કરમચંદ પૃથિવીરાજ પાસે ગયો. પૃથિવીરાજે તેને તુરતજ પૂછ્યું. "શું લાલાં સદાને માટે ગઇ?"

"વળી પાછી એ વાત?" કરમચંદે કરડા સ્વરે કહ્યું.

"કેમ એ વાત ખોટી છે?" પૃથિવીરાજે કહ્યું.

"નહિ, વાત ખરી છે; પરંતુ આપ જેવા વીર પુરૂષે નાહિંમત ન બનવું જોઇએ. જે થવાનું હતું તે થઇ ગયું છે; હવે તે માટે દીલગીરી કરવાથી શું ફળ?" કરમચંદે કહ્યું.

"ઠીક, કરમચંદ! તમારી બધી વાત હું માન્ય કરૂં છું; પરંતુ અકબરના આ કૃત્ય માટે શું કરવું? આવી રીતે છળ પ્રપંચ કરીને અનેક કુલિન કામિનીઓના સતીત્વનો તેણે નાશ કર્યો છે અને જો તેને યોગ્ય શિક્ષા નહિ મળે તો તે અધમ કૃત્ય કરતો રહેજ પણ અટકશે નહિ. કેમ મારી વાત ખરી છે ને?" પૃથિવીરાજે શાંતિથી પુછ્યું.

"આપની બધી વાત ખરી છે; પરંતુ આપ જ વિચારોને કે આપ તેને શિક્ષા કરવાને સમર્થ છો? રાજસ્થાનનાં મોટા મોટા રાજાઓ પણ જેનું દાસત્વ સ્વીકારીને પોતાની આબરૂ ગુમાવી બેઠા છે, ત્યારે આપ એકલા હાથે અને તે વળી નજરકેદીની હાલતમાં શું કરશો? આપના બંધુને, મોગલ બાદશાહની ગુલામગીરી નહિ સ્વીકારવા વિષે મેં ઘણું સમજાવ્યા હતા; પરંતુ તેનું શું પરિણામ આવ્યું, તે આપ ક્યાં નથી જાણતા? હાલ તો આપ વખતને વિચારીને ચુપચાપ બેસી રહેશો તોજ યોગ્ય અવસરે કાંઇક કરી શકશો; પરંતુ મને લાગે છે કે બાદશાહ અકબરનાં આ અત્યાચારની ખબર મેવાડના મહાવીર પ્રતાપસિંહ રાણાને પહોંચાડવાની જરૂર છે; કારણકે અત્યારે સમસ્ત રાજસ્થાનમાં એકલા એજ સ્વતંત્ર અને વીર પુરૂષ છે અને તેજ તેને તેના એ અધમ કૃત્યનો બદલો આપવાને તૈયાર થશે." કરમચંદે કહ્યું.

"તમારૂં કથન અક્ષરસઃ સત્ય છે. અમે જો મોગલ બાદશાહની તાબેદારી ન સ્વીકારી હોત, તો આ પ્રસંગ બનવા પામત નહિ; પરંતુ હવે એ ડહાપણ કશા કામનું નથી. અત્યારે રાત ઘણી વહી ગઇ છે; માટે તમે તમારા આવાસે જાઓ; કાલે પાછા સવારમાં આવજો એટલે આપણે મહારાણા પ્રતાપસિંહને જે ખબર પહોંચાડવાની છે, તે માટે યોગ્ય ગોઠવણ કરીશું." પૃથિવીરાજે કહ્યું.

"બહુ સારૂં." એમ કહી કરમચંદ પોતાના આવાસે ચાલ્યો ગયો અને પૃથિવીરાજ લીલાદેવીના અકાળ મૃત્યુ માટે દીલગીરી કરતો અને પરિતાપને સહેતો પલંગ ઉપર પડ્યો.

# પ્રકરણ ૧૧ મું.

## મેવાડની માનિની.

"Truly if Hindustan is ever saved, it will be by the virtues of its women; for more nobly-endowed female humanity is not to be found in the most highly civilized of the earth than amongst the zananas of India." *W. Knighton.*

કોલમેરના કિલ્લા ઉપરથી મોગલ સૈન્યનું નિરિક્ષણ કરતાં કરતાં પ્રતાપસિંહે કહ્યું. "કેમ સલુંબરરાજ! શી ખબર છે?"

સલુંબરરાજ ગોવિંદસિંહે ઉત્તર આપ્યો. "મહારાણા! મોગલ સેનાપતિ શાહબાજખાં સાથે સગરસિંહનો કુલાંગાર પુત્ર મહોબ્બતખાં પણ આવ્યાની ખબર મળી છે તથા આબુનો અધિપતિ દેવરાજ શત્રુ પક્ષમાં ભળી ગયો છે. મને લાગે છે કે આ વખતે પણ આપણો પરાજય જ થશે."

"મેવાડનો પરાજય, મેવાડનું પતન અને મેવાડનો નાશ; એજ શબ્દો જન્મભરથી હું સાંભળી રહ્યો છું. કોઈ કહેતું નથી કે મેવાડનો વિજય થશે!" પ્રતાપસિંહે દીલગીરી ભરેલા સ્વરે કહ્યું. "જો ભાવિમાં પરાજય જ નિર્માણ થયેલો છે, તો પછી કિલ્લામાં ભરાઈ રહીને બચાવ કરવાથી શું ફળ મળે તેમ છે? મને લાગે છે, ગોવિંદસિંહ! કે કિલ્લાના દરવાજા ખુલ્લા કરીને સકળ સૈન્ય સાથે શત્રુઓ ઉપર એક સાથે તુટી પડવું, એજ એક માર્ગ આપણા માટે હવે અવશેષ રહેલો છે."

"મહારાણા!" ભામાશાહે જરા આગળ આવીને કહ્યું. "આપ આવા ઉદ્ગારો શા માટે કહાડો છો, એ અમે સર્વ સમજીએ છીએ. મેવાડની આ પડતી દશા જોઈને આપને હૃદયમાં જેવો આઘાત થાય છે, તેવો આઘાત અમને પણ થાય છે; પરંતુ એ આઘાતનું સ્મરણ કરી કાર્યમાં ઉતાવળ કરવાની કશી પણ અગત્ય નથી. આપણો ઉદ્દેશ્ય શુભ છે એટલે તેનું ફળ પણ શુભ જ મળશે અને તેથી સંકટ સમયમાં ધીરજ ધરીને ઉપસ્થિત થતાં વિઘ્નોને ક્રમાનુસાર દૂર કરવામાં જ ડહાપણ સમાયલું છે; નહિ કે ઉતાવળા થઈ નિરર્થક પ્રાણનું બલિદાન દેવામાં."

ગોવિંદસિંહે કહ્યું. "મહારાણા! મંત્રીશ્વરનું કથન અક્ષરશઃ સત્ય છે. આપણે માથે ગમે તેટલાં સંકટો આવી પડે; તો પણ તેને સહેવામાં અને તેનો યોગ્ય અવસરે પ્રતિકાર કરવામાં જે આપણે આપણા સામર્થ્યનો ઉપયોગ કરવો, એજ હિતાવહ છે. કાર્યમાં ઉતાવળા થવાથી અર્થ સરે તેમ નથી."

"ભામાશાહ અને ગોવિંદસિંહ! તમારૂં ઉભયનું કહેવું હું સ્વીકારૂં છું અને તે પ્રમાણેના વર્ત્તનને હું ડહાપણ ગણું છું; પરંતુ સહનશીળતાની કાંઇ હદ હોવી જોઇએ કે નહિ? આપણે ચિત્તોડ, ઉદયપુર અને પ્રિયભૂમિ મેવાડનો ઘણોખરો પ્રદેશ ગુમાવી બેઠા છીએ અને માત્ર કોમલમેરનો એકજ કિલ્લો આપણા હસ્તગત રહેલો છે; તેમ છતાં મિથ્યા બચાવ કરવાના પ્રયાસો કરવા, એ શું મૂર્ખતા નથી? હલ્દીઘાટના યુદ્ધમાં શત્રુઓને જેવો હાથ આપણે બતાવ્યો હતો, તેવોજ હાથ ફરીથી એક વખત બતાવવાનો આ અવસર આવેલો છે; માટે હવે તો યાહોમ કરીને શત્રુદળ ઉપર સિંહની જેમ તુટી પડીને ભાગ્યને અજમાવી જોવું, એજ આપણા માટે ઉચિત છે." પ્રતાપસિંહે મુછોના આંકડા વાળતાં વાળતાં કહ્યું.

"હું પણ મહારાણાના મતને ઉચિત ગણું છું." રણવીરસિંહે આવતવેંત મહારાણાને નમીને કહ્યું. "કારણકે આપણો સર્વનાશ થવામાં હવે એક ક્ષણનો પણ વિલંબ નથી."

"કેમ? શું કાંઇ નવિન ખબર મળી છે?" ભામાશાહે આતુરતાથી પૂછ્યું.

"હા, હું જે નવિન ખબર લાવ્યો છું, તે એટલા બધા ભયંકર છે કે જેને સાંભળતાં આપ સર્વને સખેદાશ્ચર્ય થશે. આબુપતિની સલાહથી શત્રુઓએ પીવાના પાણીના કુવામાં કાંઇ ખાસ વિષ નંખાવ્યું છે અને તેથી જે લોકો કુવાનું પાણી પીએ છે, તે તુરતજ મૃત્યુવશ થઇ જાય છે. કહો, હવે પાણી વિના આપણે કિલ્લામાં ભરાઈ રહીને શું ફળ મેળવશું?" રણવીરસિંહે ભવાં ચડાવીને ઉત્તર આપ્યો.

"ત્યારે તો આપણે કિલ્લાનો સત્વર ત્યાગ કરવો પડશે." ભામાશાહે કહ્યું.

"એ સિવાય બીજો ઉપાય પણ રહેલો નથી." સલુંબરરાજે કહ્યું.

પ્રતાપસિંહે રણવીરસિંહની વાત સાંભળી દીલગીરીસૂચક સ્વરે કહ્યું. "ખરેખર મેવાડનો ભાગ્યરવિ નક્કી અસ્ત થવાની તૈયારીમાં

આવી લાગ્યો છે; તેનો પુનઃ ઉદય ક્યારે થશે; એ કહી શકાય તેમ નથી; કેમકે જાતિબંધુઓ જ જ્યારે વિશ્વાસઘાત કરવા લાગ્યા છે, ત્યારે દેશનો બચાવ શી રીતે થઇ શકે ? હાય ! ભગવાન્ ! મેવાડનું આ શું થવા બેઠું છે ? કૃપાનિધિ ! મેવાડ ઉપર તમારી આટલી બધી અકૃપા કેમ થઇ છે ? ઠીક છે, આપ અમારા ઉપર–મેવાડ ઉપર ક્રોધાયમાન થયા હો તો ભલે; પરંતુ મને આપનામાં–મારા આત્મામાં સંપૂર્ણ શ્રદ્ધા છે કે આપને પુનઃ એકવાર મેવાડ ઉપર કૃપાદૃષ્ટિ કરવી પડશે જ અને તે ક્યારે ? તેની મને દરકાર નથી; મને દરકાર છે માત્ર કર્ત્તવ્યમાં સંપૂર્ણ બળથી જોડાઇ રહેવાની અને પછી ભલે આખું જગત્ પ્રતાપસિંહ ઉપર ચઢી આવે, તો તેથી શું હરકત છે ? મંત્રીશ્વર ! સરદારો ! તમે મારા આ કર્ત્તવ્યમાં જોડાવાને તૈયાર છો ને ?"

"મહારાણા ! એ પ્રશ્ન શા માટે કરો છો ? શું આપને અમારા ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો છે ? અમે સર્વેએ સુખમાં અને દુઃખમાં આપની સાથેજ રહેવાની પ્રતિજ્ઞા કરેલી છે, એ આપ ક્યાં નથી જાણતા ? મેવાડનો ઉદ્ધાર એજ અમારો મંત્ર છે અને એ મંત્રની સિદ્ધિને અર્થે અમે અમારા પ્રાણ આપવાને પણ તૈયાર જ છીએ." ભામાશાહે અને સલુંબરરાજે દૃઢ અવાજે કહ્યું.

"ઠીક ત્યારે, હાલ તો કિલ્લાનો ત્યાગ કરવો, એજ ઉચિત છે ને ?" પ્રતાપે પૂછ્યું.

"હા, કેમકે પાણી વગર બચાવ શી રીતે થઈ શકે ?" ભામાશાહે કહ્યું.

"ઠીક, ચાલો." પ્રતાપસિંહ એમ કહી આગળ ચાલ્યો, એટલે ભામાશાહ, ગોવિંદસિંહ અને રણવીરસિંહ તેની પાછળ પાછળ ગયા.

મોગલ સેનાપતિ શાહબાજખાં અને મહોબ્બતખાંને પ્રતાપસિંહ પોતાના પરિવાર સાથે કિલ્લાનો ત્યાગ કરીને ગુપચુપ ચાલ્યા ગયાની ખબર મળતાં તેઓ સકળ સૈન્ય સાથે કિલ્લા ઉપર એકદમ ધસી આવ્યા. કિલ્લાના રક્ષણને માટે નીમવામાં આવેલા સરદારે પોતાના સૈનિકો સાથે કિલ્લાનો મજબુતાઇથી બચાવ કર્યો; પરંતુ અસંખ્ય અને અગણિત શત્રુ સૈન્ય આગળ એ બચાવ શું હિસાબમાં હતો ? ક્ષણવારમાં જ કોમલમેરના કિલ્લાને શત્રુઓએ તોડી પાડ્યો. તેઓ કિલ્લાની અંદર એકદમ ધસી ગયા અને મનુષ્યોની ઘાસની જેમ કાપણી કરવા લાગ્યા. કિલ્લાનું રક્ષણ કરનાર સરદાર અને તેના સર્વ સૈનિકો મૃત્યુ પામ્યા અને તેથી

સંવત્ ૧૬૩૫ ના વૈશાખ વદિ ૧૨ ના રોજ કોમલમેરનો કિલ્લો મોગલો-ને હસ્તગત થયો. પ્રતાપસિંહ વિગેરેને પકડવા માટે શાહબાજખાં તથા મહોબ્બતખાં કિલ્લાના સ્થળે સ્થળે ફરી વળ્યા; પરંતુ તેમનો પત્તો નહિ લાગવાથી શાહબાજખાં મહોબ્બતખાંને કિલ્લામાં રહેવાનું કહીને છાવણીમાં વિશ્રામ લેવાને ચાલ્યો ગયો. મહોબ્બતખાં કિલ્લામાં એકલો રહ્યો એટલે તેને પ્રતાપસિંહના રહેવાના મકાનમાં જવાની ઇચ્છા થઇ અને તેથી કેટલાક સૈનિકોને લઇ તે તરફ ગયો. મહોબ્બતખાંએ જઇને પ્રતાપસિંહને રહેવાના મકાનને જોયું તો તે એક સામાન્ય મનુષ્યને રહેવા લાયકનું હતું, અને તેમાં ભોગ કે વિલાસની એક પણ વસ્તુ નહોતી. મહોબ્બતખાં ત્યાંથી પાછો ફરતો હતો એટલામાં તેણે કોઇ સ્ત્રીનો ચિત્કાર સાંભળ્યો અને તેથી તેણે પોતાના સૈનિકોને આસપાસ તપાસ કરવાની સૂચના આપી અને પોતે મકાનની બહાર ઉભો રહ્યો. થોડા સમયમાં જ સૈનિકો એક પંદરેક વર્ષની રાજપૂત બાળાને મહોબ્બતખાં પાસે લઇ આવ્યા. આ બાળા અપૂર્વ રૂપવતી હતી. તેના માથાના વાળ વિખરાઇ ગયેલા હોવાથી પવનથી આમતેમ ઉડતા હતા, અને તેનું મુખ તથા તેની આંખો ક્રોધથી લાલચોળ થઇ ગયેલી હતી.

મહોબ્બતખાંએ રજપૂત બાળા પ્રત્યે અનિમેષ નયનોએ જોતાં પૂછ્યું. "તમે કોણ છો અને મકાનમાં શા માટે એકલા પડી રહેલા છો ?"

"એ પ્રશ્ન પૂછવાનું તમને શું પ્રયોજન છે ?" તે બાળાએ સ્વાલ કર્યો.

"પ્રયોજન વિના કોઇ પ્રશ્ન પૂછતું હશે ? મહોબ્બતખાંએ કહ્યું.

"પ્રયોજન હોય તો ભલે અને ન હોય તો ભલે; પરંતુ એ પ્રશ્ન પૂછવાનો તમને શો અધિકાર છે ?" બાળાએ ગર્વથી પૂછ્યું.

"આ કિલ્લો ભારતસમ્રાટ શહેનશાહ અકબરને શરણે થયો છે, એ શું તમે નથી જાણતા ?" મહોબ્બતખાંએ પૂછ્યું.

"એ હું સારી રીતે જાણું છું." બાળાએ ઉત્તર આપ્યો.

"તો પછી મને, તમને પ્રશ્ન પુછવાનો અધિકાર છે કે નહિ, એમ શા માટે પુછો છો ! મહોબ્બતખાંએ કહ્યું.

"પણ તમે પ્રશ્ન પુછનાર કોણ છો, એ જાણ્યા સિવાય હું તેનો ઉત્તર આપવાને ખુશી નથી." તે બાળાએ સ્પષ્ટતાથી કહ્યું.

"હું ભારતસમ્રાટનો સેનાપતિ મહોબ્બતખાં." મહોબ્બતખાંએ પોતાનો પરિચય કરાવ્યો.

"શું તમે સગરસિંહના પુત્ર મહોબ્બતખાં ?" બાળાએ આશ્ચર્ય યુક્ત સ્વરે સામો સ્વાલ કર્યો.

"હા." મહોબ્બતખાંએ અભિમાનથી કહ્યું.

"તો પછી તમે મને ઓળખી શકતા નથી ?" બાળાએ પુનઃ સ્વાલ કર્યો.

મહોબ્બતખાંએ બાળા પ્રત્યે ધ્યાનપૂર્વક જોઇને ઉત્તર આપ્યો. "તમને પ્રથમ જોયા હોય, એમ જણાય છે; પરંતુ હાલ તમને ઓળખી શકતો નથી."

"જે મનુષ્યે પોતાની જાતિનો, પોતાના સમાજનો, પોતાના દેશનો અને પોતાના ધર્મનો સર્વથા ત્યાગ કરીને અન્ય ધર્મનો સ્વીકાર કર્યો છે, તે નિષ્ઠુર મનુષ્ય પોતાની આત્મીય વ્યક્તિને ઓળખી ન શકે, એ સ્વાભાવિકજ છે. મહોબ્બતખાં! તમે જ્યારે મને ઓળખી શકતાં નથી, ત્યારે મારે તમને મારો પરિચય કરાવવો પડશે; સલુંબરરાજની કન્યા યમુનાને તમે કદિ જોઇ છે ? તેને તમો ઓળખો છો ?" રાજપૂત બાળાએ અભિમાનથી કહ્યું.

"યમુના !" મહોબ્બતખાંએ અજાયબ થઇને કહ્યું. "તમને એક વખત પ્રથમ જોયા હતા; પરંતુ તે વખતમાં અને અત્યારના વખતમાં ઘણો ફેર પડી ગયો છે; તે સમયે તમે એક ખીલતી કળી સમાન નિર્દોષ બાલિકા હતા અને અત્યારે યૌવન વયને પામેલા મુગ્ધા બાળા છો. તમને નહિ ઓળખવાનું કારણ માત્ર સમયનો ફેરફારજ છે."

યમુના મહોબ્બતખાં સામે તેજસ્વી નયનોએ જોતી ઉભી હતી; તેણે આંખોમાં રતાશ લાવીને પુછ્યું. "હવે તમે શું કરવા ધારો છો ?"

"શું કરવા ધારો છો, એ પ્રશ્ન શા માટે પુછો છો ? તમારા પિતાએ તમારો વિવાહસંબંધ મારી સાથે કર્યો છે, એ તો તમે ભૂલી ગયા નથીને ?" મહોબ્બતખાંએ સામો સ્વાલ કર્યો.

"નહિ, એ વાત તો જીવન પર્યંત ભૂલી શકું તેમ નથી." યમુનાએ ઉત્તર આપ્યો.

"તો પછી તમે મારી સાથે ચાલો; હું તમને મારા ખરા જીગરથી ચાહું છું." મહોબ્બતખાંએ સ્નેહસૂચક સ્વરે કહ્યું.

"જો તમે મને ખરા જીગરથી ચાહો છો, તો પછી અત્યાર સુધી મને કેમ વિસરી ગયા હતા ? અત્યારસુધી મારી સંભાળ કેમ લીધી નહોતી ?" યમુનાએ પૂછ્યું.

"રાજકાર્યમાં પડીને એ વાત હું ભૂલી ગયો હતો: મને માફ કરો." મહોબ્બતખાંએ નમ્રતાથી કહ્યું.

"મહોબ્બતખાં ! તમારી થયેલી ભૂલ માફ કરવાને મને હરકત નથી: પરંતુ તમે બીજી કેટલીક ભૂલો એવી ભયંકર કરી છે કે જેને માટે ક્ષમા આપી શકાય તેમ નથી." યમુનાએ કહ્યું.

"ત્યારે શું તમે મને ચાહતાં નથી ?" મહોબ્બતે પૂછ્યું.

"ચાહું છું અને ધિક્કારું છું." યમુનાએ જવાબ આપ્યો.

"ચાહવું અને ધિક્કારવું, એ બન્ને એક સાથે થઇ શકે ખરું ?" મહોબ્બતે પુનઃ પૂછ્યું.

"હા." યમુનાએ કહ્યું.

"શી રીતે ?" મહોબ્બતે આશ્ચર્યયુક્ત સ્વરે પૂછ્યું.

"મારા પતિ તરીકે તમને ચાહું છું અને દેશના દ્રોહી તરીકે તમને ધિક્કારું છું." યમુનાએ સ્પષ્ટતાથી જવાબ આપ્યો.

મહોબ્બતખાંએ આ વખતે પોતાના સૈનિકો તરફ જોયું એટલે તેઓ પોતાના સેનાપતિની મૌન આજ્ઞા સમજીને ત્યાંથી દૂર ચાલ્યા ગયા.

સૈનિકો ગયા પછી મહોબ્બતે કહ્યું. "યમુના ! પ્યારી ! જ્યારે તું મને તારા પતિ તરીકે ચાહે છે, ત્યારે હું દેશદ્રોહી છું, એ વાતને ભૂલી જઇને તારો સંપૂર્ણ પ્રેમ મને આપ અને મારા સંપૂર્ણ પ્રેમનો પણ સ્વીકાર કર."

"મહોબ્બતખાં ! એમ બનવું કેવળ અશક્ય છે." યમુનાએ ધીમેથી કહ્યું.

"શામાટે અશક્ય છે, યમુના ! જ્યારે હું તને સંપૂર્ણ પ્રેમથી ચાહવાને તૈયાર છું, ત્યારે શું તું મને ચાહવાને તૈયાર નથી ?" મહોબ્બતે પૂછ્યું.

"તમને મારા પતિ ગણીને તમારી મૂર્તિને મારા હૃદયમાં સ્થાન આપીશ અને તેની પૂજા પણ કરીશ; પરંતુ તમારા પ્રેમનો સ્વીકાર કરી શકીશ નહિ. મહોબ્બતખાં ! તમે તમારા દેશ અને ધર્મનો ત્યાગ કરીને અન્ય ધર્મનો સ્વીકાર કર્યો છે એટલુંજ નહિ પણ તેનો નાશ પણ તમારે હાથે કરી રહ્યા છો અને તેથી તમારા જેવા દેશ અને ધર્મના કોઈ પ્રાણને હું મારો પ્રેમ આપી શકીશ નહિ, તેમ તેના પ્રેમને સ્વીકારી શકીશ પણ નહિ." અભિમાનથી મસ્તકને ઉન્નત કરીને યમુનાએ ઉત્તર આપ્યો.

“ પ્રેમના વિષયમાં દેશ અને ધર્મને વચ્ચે લાવવા, એ યોગ્ય નથી. ” મહોબ્બતે કહ્યું.

“ મહોબ્બતખાં ! પ્રેમના વિષયમાં દેશ અને ધર્મને વચ્ચે લાવવાનું તમને યોગ્ય નથી લાગતું એનું કારણ એ છે કે તમે વિધર્મી, નિષ્ઠુર અને સ્વાર્થી થઇ ગયા છો. મારે મન દેશ અને ધર્મ પહેલાં છે અને તેથી તેનો ત્યાગ કરીને હું તમને જીવન અર્પણ કરી શકીશ નહિ.” યમુનાએ સગર્વ કહ્યું.

મહોબ્બતખાંએ અર્થસૂચક સ્વરે કહ્યું. “ સલુંબરરાજે તારો વિવાહસંબંધ મારી સાથે કરેલો છે, એ તું જાણે છે અને તેથી એક આર્ય હિન્દુ રમણી તરીકે તારે મારા પ્રેમનો સ્વીકાર કરવો, એજ તારૂં કર્ત્તવ્ય છે, યમુના ! ”

“ મારૂં કર્ત્તવ્ય શું છે, એ હું સારી રીતે જાણું છું એટલે તમારે તેને સમજાવવાની જરૂરીઆત નથી. મહોબ્બતખાં ! જાતિ, દેશ, ધર્મ અને સર્વસ્વનો ત્યાગ કરીને જે પુરૂષ વિધર્મી થઇ ગયેલ છે, તેના પ્રેમના સ્વીકારને શું તમે આર્ય રમણીનું કર્ત્તવ્ય ઠરાવવા માગો છો ? ” યમુનાએ ભાર દઇને પૂછ્યું.

“ ઠીક, કર્ત્તવ્યની વાત જવા દો; પરંતુ યમુના ! હું તને ખરા જીગરથી ચાહું છું અને તને હરેક ઉપાયે સુખિની બનાવવાને તૈયાર છું; તેમ છતાં શું તું મારો તિરસ્કાર કરીશ ? ” મહોબ્બતે નરમાશથી સ્વાલ કર્યો.

“ તિરસ્કાર; ” યમુનાએ આંખો ફાડીને કહ્યું. “ હા, તિરસ્કારજ કરીશ; કેમકે તમે કેવળ મારાજ નહિ; કિંતુ સમસ્ત હિન્દુ જાતિના તિરસ્કારને પાત્ર છો. મહોબ્બતખાં ! પ્યારા ! આ શબ્દો બોલતાં મારૂં હૃદય ફાટી જાય છે અને સમસ્ત શરીરમાં સખ્ત વેદના થાય છે; પરંતુ શું કરૂં, એ શબ્દો બોલ્યા સિવાય ચાલતું નથી. તમને મારા હૃદયમાં સ્થાન આપવાને તૈયાર છું, તમને મારા માથાના મુકુટ બનાવવાને તૈયાર છું, તમને ખરા પ્રેમથી ચાહવાને તૈયાર છું, તમને મારૂં જીવન અર્પણ કરવાને તૈયાર છું અને તમને ભેટવાને પણ તૈયાર છું—બધી રીતે હું તૈયાર છું; પરંતુ હાય, મારાથી તેમ થઇ શકતું નથી. હે પરમાત્મા ! હું કેટલી બધી નિષ્ઠુર હૃદયની છું કે મારે સ્વમુખે મારા સ્વામીનો—મારા જીવન દેવતાનો તિરસ્કાર કરવો પડે છે ? મહોબ્બતખાં ! હૃદયનો સર્વ ભાર આજ તમારી સન્મુખ ખાલી કરી નાંખ્યો છે; હવે

જાઓ, ચાલ્યા જાઓ, આ ક્ષણેજ પલાયન કરી જાઓ. આશમાન જમીન એક થાય, મેરૂ ચલિત થાય, સૂર્યની ઉષ્ણતાનો નાશ થાય, ચંદ્રની સૌમ્યતા ચાલી જાય અને સમુદ્રની મર્યાદાનો લોપ થાય: તો પણ હું તમારા પ્રેમનો સ્વીકાર કરી શકીશ નહિ; કારણકે તમે નિષ્ઠુર છો, જાતિ, દેશ અને ધર્મના દ્રોહી છો, વિધર્મી છો, અમારા શત્રુના દાસ છો, અરે એટલું જ નહિ પણ તમે મનુષ્ય નહિ પણ પશુ છો, દેવ નહિ પણ દાનવ છો અને તેથીજ હું અને તમે કદિ પણ એક થઇ શકશું નહિ. હા, એટલું ખરૂં કે આ શરીર કે જે તમને વાગ્દાનથી અર્પણ થયેલું છે, તે આ જીવનમાં અન્યનું થશે નહિ."

મહોબ્બતખાંએ ધીરજથી યમુનાનું ઉપર્યુક્ત કથન સાંભળી લીધું અને ત્યારપછી આશાનો ત્યાગ કરીને કહ્યું. "યમુના! તારા છેવટના શબ્દોથી મને સંતોષ થયો છે; પરંતુ તું અહીં એકલી કેમ રહેલી છે? પ્રતાપસિંહના પરિવાર સાથે તું કેમ ચાલી ગઇ નથી?"

યમુનાએ શાંતિથી જ્વાબ આપ્યો. "મહોબ્બતખાં! તમે મોગલસેનાના સેનાપતિ થઇને આવ્યા છો, એ જાણીને તમને એક વખત મળવા અને મળીને હૃદયનો ભાર ઓછો કરવાને માટેજ હું પાછળ એકલી રહી હતી. હવે હું જાઉં છું અને તમે પણ જાઓ; પરંતુ એ પહેલાં પરમાત્મા પાસે એટલી પ્રાર્થના કરૂં છું કે તમે કરેલી ભૂલનો પશ્ચાત્તાપ કરવાનો સમય તમને તે કૃપા કરીને આપે."

એટલું કહીને યમુના મહોબ્બતખાં તરફ કટાક્ષ દૃષ્ટિ કરીને ત્યાંથી ત્વરાથી ચાલી ગઇ. મહોબ્બતખાં તેના ગયા પછી ધીમા પગલે અને ઉદાસ મુખે છાવણી તરફ પાછો ફર્યો.



# પ્રકરણ ૧૨ મું.

## ભેદ ખુલ્લો થયો.

બાદશાહ અકબરની આજ્ઞાથી કેદી થયેલો વિજય એક અજાણ્યા મનુષ્યની કૃપાથી કેદખાનામાંથી નિર્વિઘ્ને છુટી ગયો હતો, એ આપણે સાતમા પ્રકરણમાં વાંચી ગયા છીએ. વિજયને કેદી અવસ્થામાંથી મુક્ત કરનાર એ મનુષ્ય કોણ હતું અને તેને મુક્ત કરવાનો તેનો શું હેતુ

હતો, એ બેહને વાંચક મહાશયોની જીજ્ઞાસાને તૃપ્ત કરવાની ખાતર હવે ઉકેલવાની અગત્ય છે.

વિજયને કેદ કરવાનો હુકમ જ્યારે બાદશાહે આપ્યો હતો, ત્યારે શાહજાદીએ તેમ નહિ કરવાને અને રહેમ રાખવાને માટે તેના બાપને અરજ ગુજારી હતી, પરંતુ બાદશાહે પોતાના હુકમની વચ્ચે નહિ પડવાની તેને સૂચના કરીને પોતાના હુકમને અમલમાં આણ્યો હતો એટલે કે વિજયને બંદીવાન બનાવ્યો હતો, એ ઘટનાને વાંચક બન્ધુઓ સારી રીતે જાણે છે. બાદશાહ પોતાના અનુચર કાસમને વિજયને બંદીવાન બનાવવાનો હુકમ આપીને ચાલી ગયા બાદ શાહજાદી પણ પોતાના આવાસે ચાલી આવી હતી. શાહજાદી પોતાના આવાસે આવ્યા પછી નિર્દોષ વિજયને કેદખાનામાંથી શી રીતે મુક્ત કરવો, એના વિચારમાં ગુંથાઈ ગઈ. કેટલોક સમય તેણે વિચારગ્રસ્ત સ્થિતિમાં પસાર કર્યો અને છેવટે તે વિજયને મુક્ત કરવાના એક નિશ્ચય ઉપર આવી. તેણે તુરતજ પોતાના શિક્ષક ફૈજી ઉપર એક કાગળ લખી નાંખ્યો અને તેમાં વિજય તદ્દન બેગુન્હા છે; તેથી તેને ગમે તે ઉપાયે કેદખાનામાંથી મુક્ત કરાવશો, એવા રૂપમાં બનેલા બનાવનું વિગતવાર વર્ણન કરીને ફૈજીને વિનંતિ કરેલી હતી. ફૈજી તથા તેનો નાનો ભાઈ અબુલફજલ બન્નેનું અકબરની દરબારમાં કેટલું માન હતું તથા તેઓની વિદ્વત્તા કેટલી અગાધ હતી, એ ઇતિહાસવેત્તાઓથી અજાણ્યું નથી; તેમ છતાં સર્વસામાન્યની જાણ માટે અમે એ ઐતિહાસિક વાતને વિશેષ સ્પષ્ટ કરવાને પ્રવૃત્ત થઈએ તો તે અસ્થાને ગણાશે નહિ. આ ઉભય ભાઈઓએ વિદ્યાસંબંધી એવાં મોટાં મોટાં કાર્યો કરેલાં છે અને અકબરના ધાર્મિક, રાજનૈતિક તથા સામાજીક વિચારો ઉપર એવી ગંભીર અસર કરેલી છે કે જેનું વિસ્તૃત વર્ણન કરવાનો આ પ્રસંગ નથી. અહીં તો માત્ર એ ઉભય ભાઈઓની જરૂરજોગ ઓળખાણ આપવાનુંજ અમે ઉચિત વિચાર્યું છે. આ બન્ને બંધુઓ શેખ મુબારકના પુત્રો હતા. શેખ મુબારક વિદ્વાન હતો; પરંતુ સ્વચ્છંદ વિચારોથી તેને ઇસલામ ધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા નહોતી. આ કારણથી ઇસલામ ધર્મના ઉલમાઓ તેની વિરૂદ્ધ પડ્યા હતા અને તેથી તે પોતાના વતન નાગોરનો ત્યાગ કરીને આગ્રા પાસેના ચારબાગમાં વસ્યો હતો. ચારબાગમાં આવ્યાં બાદ ઇ૦ સ૦ ૧૫૪૭ માં અબુલફૈજ ( ફૈજી ) નો અને ઇ૦ સ૦ ૧૫૫૧ માં અબુલફજલનો જન્મ થયો હતો. શેખ મુબારકે પોતાના બન્ને પુત્રોને

બહુજ સારી રીતે ભણાવીને વિદ્વાન બનાવ્યા હતા; પરંતુ તેઓ તેમના પિતાની જેમ ઇસ્લામ ધર્મ ઉપર કેટલેક અંશે અશ્રદ્ધાળુ બની ગયા હતા અને તેથી કટ્ટર મુસલમાનોએ તે બન્નેને યોગ્ય દંડ દેવાને માટે અકબર બાદશાહને બહુજ સમજાવ્યો હતો: પરંતુ અકબર વિચારશીળ અને વિવેકી હતો એટલે તેમની સલાહથી ભોળવાઇ ન જતાં તે ઉભય બંધુઓની અપૂર્વ વિદ્વત્તાની યોગ્ય કદર કરીને તેમને પોતાના દરબારમાં તેણે રાખી લીધા હતા. ફૈજી વિદ્વાન અને પ્રતિભાશાલી કવિ હતો તથા સુખી તત્ત્વયુક્ત કવિતા બનાવતો હતો. તેનો નાનો ભાઇ અબુલફજલ ઘણોજ ઇમાનદાર હતો. તેના હૃદયમાં વીરતા અને વિચારોમાં સ્વચ્છંદતા હતી. તેણે આઇન-ઇ-અકબરી અને અકબરનામાદિ ઐતિહાસિક ગ્રંથો પણ લખેલા છે, કે જેની સહાયથી અકબરના સમયના ઇતિહાસનું સારૂં જ્ઞાન મળી શકે છે. અકબર આ ઉભય બંધુઓ ઉપર ઘણીજ પ્રીતિ રાખતો હતો; પરંતુ તેના દરબારના અન્ય મુસલમાનો અને તેમાંએ ખાસ કરીને શાહજાદો સલીમ તથા અબ્દુલકાદર એ બન્ને ભાઇઓને ધિક્કારતા હતા અને તેમના ઉપર ખાનગી વેર પણ રાખતા હતા.

સમ્રાટ અકબરના રાજ્યઅમલમાં પોતાના અંતઃપુર નિવાસિની સ્ત્રીઓને યોગ્ય કેળવણી મળી શકે, એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. શહેનશાહ અકબરે પોતાના રાજમહેલમાંજ સ્ત્રી-કેળવણી માટે કેટલોક ભાગ અલગ કાઢી આપેલો હતો. આ ભાગમાં શાહજાદી આરામબેગમ અન્ય શાહજાદીઓ તથા બેગમો સાથે અભ્યાસ કરતી હતી. તે ઘણીજ હુશિયાર અને બુદ્ધિમતી હતી તથા તેને તત્ત્વજ્ઞાન મેળવવાનો શોખ હોવાથી પોતાના બાબાને કહીને તત્ત્વજ્ઞ ફૈજીને પોતાનો શિક્ષક નિયત કરાવ્યો હતો. ફૈજી નિયમિત સમયે શાહજાદી આરામબેગમને અભ્યાસ કરાવવા આવતો હતો. તે શાહજાદીની અભ્યાસ પ્રતિ પ્રીતિ જોઇને તેને પોતાની પુત્રી સમાન ચાહતો હતો અને ઘણાજ સ્નેહથી તેને તત્ત્વજ્ઞાનનો વિષય સમજાવતો હતો. ફૈજીએ કિશોરાવસ્થામાં કાશીમાં એક બ્રાહ્મણના આવાસે ગુપ્ત વેશે રહીને હિન્દુધર્મનો તથા જૈનધર્મનો પણ સારી રીતે અભ્યાસ કરેલો હતો અને તેથી તે ધર્મોના સિદ્ધાંતો શાહજાદીને જ્યારે સમજાવતો, ત્યારે તે બહુજ ધ્યાનથી સાંભળતી હતી. જૈનશાસ્ત્રના શ્રવણથી શાહજાદી જૈન ધર્મ અને જૈનીઓની પક્ષપાતી બની હતી અને તેથીજ તે વિજયને એક જૈન યુવક જાણવા છતાં પણ

તેના ઉપર આશક થઇ હતી. શાહજાદી ફૈજીને પોતાના ગુરૂ સમાન માનતી હતી અને તે પોતાની ઇચ્છાને પરિપૂર્ણ કરશે, એવી તેને શ્રદ્ધા હતી એટલે તેણે વિજયને કેદખાનામાંથી છોડાવવાને માટે વિનંતિભરેલો પત્ર તેના ઉપર લખ્યો હતો. ફૈજીએ પોતાની શિષ્યાની ઇચ્છાને માન આપીને, વિજયને કેદખાનામાંથી મુક્ત કરવાનું કાર્ય જોકે મુશ્કેલ હતું અને તેમ કરવાથી બાદશાહની અપ્રીતિને પણ કદાચ વહોરી લેવી પડશે તેમ ધારેલ; તો પણ તેણે ગુપ્ત રીતે તેને કેદખાનામાંથી મુક્ત કરીને પોતાના મકાને રાખ્યો હતો. ફૈજીએ વિજયને મુક્ત કર્યા પછી વિચારી રાખ્યું હતું કે યોગ્ય અવસરે બાદશાહને પોતાના આ સાહસની વાત કરીને ક્ષમા માગી લઇશ અને વિજય ઉપર રહેમ કરાવીશ; પરંતુ મેવાડના રાણા પ્રતાપસિંહ સાથેના યુદ્ધ કાર્યમાં બાદશાહને રોકાઇ રહેવું પડતું હોવાથી ફૈજી હજુ સુધી પોતાના વિચાર પ્રમાણે વર્તી શક્યો નહોતો.

વિજય કેદખાનામાંથી છુટો થયા બાદ ગુપ્ત રીતે ફૈજીના મકાનમાં જ રહેતો હતો. ઉદાર દિલના ફૈજીએ તેને હિન્દુને યોગ્ય એવી સર્વ પ્રકારની સગવડ કરી આપેલી હતી; તેથી તે ત્યાં સુખ પૂર્વક રહીને ફૈજીની તથા શાહજાદીની મનમાં ને મનમાં ઘણી પ્રશંસા કરતો હતો. એક દિવસે પ્રાતઃકાળમાં જ્યારે વિજય ફૈજીના મકાનના પુસ્તકાલયવાળા ઓરડામાં બેઠો બેઠો એકાદ સંસ્કૃત પુસ્તકનું અવલોકન કરી રહ્યો હતો, ત્યારે એક બુરખાવાળી સ્ત્રીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. વિજય પુસ્તકાવલોકનના કાર્યમાં એટલો બધો મશગુલ થઇ ગયો હતો કે તેને એ સ્ત્રીના આગમનની કશી પણ ખબર પડી નહિ. પેલી સ્ત્રીએ તેને પોતાના કાર્યમાં તલ્લીન થયેલો જોઇને તેનું ધ્યાન પોતાની તરફ ખેંચવાની ખાતર ધીમેથી ઉધરસ ખાધી. તે સ્ત્રીએ વિજયનું ધ્યાન પોતાની તરફ ખેંચવાને અજમાવેલો ઉપાય આબાદ નિવડયો; કારણ કે વિજયે તુરતજ પુસ્તકને બંધ કરીને તેની સામે જોયું અને તેના બુરખા વિગેરેની ઢબ ઉપરથી તેને કોઇ અમીરની સ્ત્રી ધારીને તે તેને માન આપવાને આસન ઉપરથી તુરતજ ઉભો થઇ ગયો. વિજયને સાવધ થયેલો જોઇને તે સ્ત્રી ઓરડાના મધ્ય ભાગમાં આવી અને પોતાના મ્હોડા ઉપરથી બુરખાને દૂર કરીને તેની સામે અર્થસૂચક દ્રષ્ટિએ જોતી ઉભી રહી. વિજય એ સ્ત્રીના લાવણ્યને અને તેના સૌંદર્યને નિહાળીને આશ્ચર્યમાં લીન થઇ ગયો. વિજયે જોયું કે તે સ્ત્રી પચીશેક વર્ષની પરમ યૌવનવતી મુસલમાન તરૂણી હતી. દાડમની કળીઓને લજાવે તેવા તેના તીણા દાંત

હતા, પોપટની ચાંચને શરમાવે તેવી તેની સીધી લાંબી નાસિકા હતી, મૃગલોચન જેવાં તેનાં નેત્ર અણીઆળાં અને વિશાળ હતાં, શિવ ધનુષ્ય જેવી તેની કાળી ભમરો હતી, શરદ્પૂર્ણિમાના નિર્મળ ચંદ્ર જેવું તેનું ગોળ વદન હતું, પરવાળાં જેવા તેના અધર હતાં અને સુવર્ણ કળશ જેવાં તેનાં સ્તન હતાં. આવી રૂપનિધાન તરૂણીને જોઇને વિજય કેવળ મોહમુગ્ધ થઇ ગયો અને નિર્જીવ પુતળાની જેમ અવાક્ અને સ્થિર ઉભો રહ્યો. ક્ષણવાર પછી મૌનતાનો ભંગ કરીને તે તરૂણીએ વિણાના જેવા મધુર સાદે કહ્યું. "વિજય! તમે કેમ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા છો? શું તમે મને ઓળખતા નથી?"

"બાનુ!" વિજયે નમ્રતાથી કહ્યું. "મને માફ કરો; હું તમને ઓળખી શકતો નથી; કારણ કે મેં તમને કોઇ સમયે જોયેલા નથી."

"શું તમે સમ્રાટ અકબરશાહના માનીતા ઉમરાવ અબુલફૈઝની અત્યંત રૂપશાલિની બીબી રજીયાનું નામ કદિ સાંભળ્યું નથી?" તે તરૂણીએ પોતાના મુખને સહેજ મરડીને મંદ મંદ હસતાં હસતાં પૂછ્યું.

"રજીયાબાનુનું નામ તો મેં ઘણીએ વાર સાંભળ્યું છે; પરંતુ તેમને નજરે નિહાળવાનો અવસર આજસુધી મને મળ્યો નથી. શું ત્યારે તમે પોતેજ ઉદાર દિલના ઉમરાવ ફૈઝના બીબી છો?" વિજયે આતુરતાથી સામો સ્વાલ કર્યો.

"હા, હું તેમની જ બીબી છું અને મારૂં નામ રજીયા છે." રજીયાએ ફરીથી સહાસ્ય મુખે ઉત્તર આપ્યો.

રૂપસુંદરી રજીયાના હાસ્યભરિત મુખચંદ્રની અપૂર્વ શોભા જોઇને વિજય મંત્રમુગ્ધ થઇ ગયો. તેણે એ લાવણ્યના ભંડાર સમાન તરૂણીના રૂપને ક્ષણવાર એક ધ્યાને અવલોકીને કહ્યું. "બાનુ! તમે તમારા અલૌકિક સૌંદર્યનું દર્શન કરાવીને મને તમારો અત્યંત આભારી બનાવ્યો છે; પરંતુ અહીં સુધી આવવાની જહેમત તમારે શા માટે ઉઠાવવી પડી છે, તે કૃપા કરીને કહેશો?"

રજીયાએ પોતાનાં ચંચળ નેત્રોને સ્થિરતાથી વિજયના મુખ ઉપર સ્થાપીને કહ્યું. "વિજય! મારા શૌહરે તમને ભયંકર કારાગૃહમાંથી મુક્ત કરીને જે દિવસથી અહીં રાખ્યાં છે, તે દિવસથી અમે તમને એક ઘરના માણસ તરીકેજ ગણીએ છીએ અને તેથી તમને એક શુભ વાત કહેવાને માટે મેં આ અવસરનો લાભ લીધો છે. તમે જાણો છો કે શહેનશાહ અકબર બહુજ ભલા અને ન્યાયી છે; પરંતુ મારા શૌહર

જેવા કેટલાક ઇસલામ ધર્મ ઉપર અશ્રદ્ધા ધરાવનારા વિદ્વાનોએ તેમને ઇસલામ ધર્મમાં શંકાશીળ બનાવીને એક નવોજ પંથ તેમની સહાયથી કહાડ્યો છે અને તેથી ઘણા કટ્ટર મુસલમાનો તેમનાથી વિરૂદ્ધ પડી ગયા છે અને તેવા સર્વની ઉપર વેર પણ ધરાવે છે. ખુદ શાહજાદા સલીમ પણ તેના બાબાની વિરૂદ્ધમાં છે અને તેથી જો તમે શાહજાદાની કૃપાને મેળવશો, તો તે તમને બાદશાહની તમારા ઉપર જે અકૃપા છે, તેમાંથી બચાવી લેશે અને તમે જો તેના વિશ્વાસુ બનીને રહેશો, તો તે તમને સુખી પણ બનાવી દેશે. શાહજાદા એવા તો દિલાવર પુરૂષ છે કે જો તમે તેના પક્ષમાં રહીને તેનો હુકમ બજાવશો, તો જ્યારે તે તખ્તનશિન થશે, ત્યારે તે તમને ઉચ્ચ પદના અધિકારી બનાવતાં જરા પણ ઢીલ કરશે નહિ."

રજીયાનું લાંબુ ભાષણ ધીરજથી સાંભળીને વિજયે કહ્યું. "મારા જેવા સામાન્ય મનુષ્ય પ્રત્યેની તમારી લાગણી જોઇને અને તમે મને આપેલી સારી સલાહનો વિચાર કરીને હું તમારો ઘણોજ ઉપકાર માનું છું, બાનુ! પરંતુ શાહજાદા સલીમ જો શહેનશાહ અકબરની વિરૂદ્ધમાં હોય, તો પછી તેમની કૃપા મેળવવા અને તેમના વિશ્વાસુ બનવા, તેમના પક્ષમાં ભળીને શું મારે રાજદ્રોહી બનવું ?"

રજીયાએ આંખોની મોહિની વિજય ઉપર અજમાવતાં કહ્યું. "એમાં રાજદ્રોહી બનવાપણું ક્યાં છે? શું તમે તમારૂં હિત પણ વિચારી શકતાં નથી ?"

"શહેનશાહ અકબર જેવા ન્યાયી, ઉદાર, ભલા અને દયાળુ રાજકર્ત્તાના વિરૂદ્ધ પક્ષમાં ભળીને હું મારૂં હિત સાધવાને તૈયાર નથી, બાનુ!" વિજયે ગંભીરતાથી જવાબ આપ્યો.

"વિજય! તમારૂં વય હજુ કાચું છે અને તેથી તમારામાં સારાસાર વિચારવાની શક્તિ નથી. તમે વિચાર કરો કે તમે પોતે અકબરશાહના મોટા ગુન્હામાં છો. જ્યારે તે જાણશે કે તમે કેદખાનામાંથી કોઇની સહાયથી ગુપ્ત રીતે નાશી છુટ્યા છો, ત્યારે તે તમને કેવી સજા કરશે, તેનો તમે કદિ ખ્યાલ કર્યો છે ખરો? મારૂં કહ્યું માનો તો લ્યો આ કાગળ અને તેને શાહજાદા સલીમને ગુપ્ત રીતે તમે પોતે પહોંચતો કરો; મારી ભલામણથી તે તમને દરેક પ્રકારના ભયમાંથી મુક્ત કરશે." એમ કહી રજીયાએ ઘડીમાં મુખને સંકોચતાં, ઘડીમાં સ્મિત હાસ્ય કર-

તાં અને ઘડીમાં નેત્રકટાક્ષ કરતાં એક કાગળ પોતાના વસ્ત્રમાંથી કહાડી-ને વિજય પાસે જઇને તેની આગળ ધર્યો.

સૌંદર્યના સાગર સમાન નવજુવાન તરુણ સુંદરીને મંદહાસ્ય મુખે પોતાની સન્મુખ ઉભેલી અને અનેક પ્રકારના હાવભાવ કરતી જોઇને વિજય ક્ષણવાર ભાન ભૂલી ગયો. તેણે યંત્રવત્ પોતાનો હાથ લાંબો કરીને રજીયાના હાથમાંથી કાગળ લીધો. તેણે પ્રેમપૂર્વક કાગળ તેના હાથમાં આપતાં તેનો હાથ જરા દબાવ્યો. વિજળીની અસર થતાં જેમ મનુષ્ય ચમકી જાય છે, તેમ વિજય રજીયાના કોમળ કરનો મૃદુ સ્પર્શ થતાં ચમક્યો, તેના આગળની જમીન ચક્કર ચક્કર ફરવા લાગી અને તેની આંખે અંધારા આવ્યાં. બરાબર આજ ક્ષણે ઓરડાનાં બંધ કરે-લાં બારણાં ઉઘડી ગયાં અને એક મજબુત બાંધાના હિન્દુ જેવા જણા-તાં પુરૂષે ઓરડામાં ધીમેથી પ્રવેશ કર્યો.

એક અજાણ્યા હિન્દુ જેવા જણાતાં પુરૂષને બેધડકતાથી ઓરડામાં પ્રવેશ કરતો જોઇને વિજય આશ્ચર્ય પામી ગયો; પરંતુ ચાલાક રજીયા એ અજાણ્યા પુરૂષની મુખચર્યા જોઇને તેને તુરતજ ઓળખી ગઇ અને તેથી પોતાના મ્હોડા ઉપર બુરખો નાંખીને ત્યાંથી એકદમ ઓરડાના બીજા દ્વારથી પલાયન કરી ગઇ. આ આકસ્મિક ઘટનાથી વિજય ગભ-રાઇ ગયો, તે એટલે સુધી કે રજીઆએ આપેલો કાગળ પોતાના હાથ-માંથી પડી ગયો અને તેને આવેલા પુરૂષે લઇ લીધો, એ પણ તે જાણી કે જોઇ શક્યો નહિ.

તે પુરૂષ માનાપમાનની કાંઇ પણ દરકાર કર્યા વિના વિજયની સામે એક આસન ઉપર ધીમે રહીને બેઠો અને પોતાની વિલક્ષણ રીતે ચળકતી આંખોને વિજયની આંખો સાથે મેળવીને કહ્યું. "વિજય! તમે હિન્દુ-જૈન થઇને આ મુસલમાનના આવાસમાં કેમ રહો છો?"

વિજયને આ પ્રશ્નમાં કાંઇક સત્તાનું દર્શન થયું અને તેથી તેણે નમ્રતાથી જવાબ આપ્યો. "આ આવાસના માલેક શરીરે મુસલમાન છે; પરંતુ વિચારે તેવા નથી અને તેથી મને અહીં રહેવાને કશી પણ હ-રકત જણાતી નથી; વળી તેમણે જૈનને યોગ્ય એવી સર્વ ગોઠવણ મને કરી આપેલી છે."

"બહુ સારૂં;" તે પુરૂષે પોતાની નજર જરા આડી કરીને કહ્યું. "પરંતુ મેં સાંભળ્યું હતું કે તમને બાદશાહે કારણવશાત્ કેદ કરેલા છે, એ વાત તો તમને અહીં જોવાથી ખોટી જણાય છે, ખરૂં ને?"

વિજય, તે પુરૂષની ઉપર્યુક્ત વાત સાંભળીને ચમક્યો અને જવાબ આપવાને માટે મુંઝાવા લાગ્યો: પરંતુ ક્ષણવાર રહીને જરા સ્વસ્થ થઇને કહ્યું. " શહેરનાં લોકો અનેક પ્રકારની સાચી જુઠી વાતો કરે છે તેથી આપે સાંભળેલી વાત સાચી હોય એ સંભવિત નથી. "

" હા, એમજ હોવું જોઇએ, " તે પુરૂષે અર્થસૂચક સ્વરે કહ્યું. " પણ જે તરૂણી મારા આગમનથી ત્વરાથી ચાલી ગઇ, તે બહુજ ભલી જણાતી હતી, એ વાત તો સાચી છે ને ? "

" શી રીતે ? " વિજયે તુરતજ સામો સવાલ કર્યો.

" એ રીતે કે તે તમારા પ્રત્યે બહુજ મમતા દેખાડતી હતી અને તમને સારી સલાહ આપતી હતી. " તેણે તુરતજ વ્યંગમાં કહ્યું.

" શી સારી સલાહ ? " વિજયે પુનઃ આશ્ચર્યયુક્ત સ્વરે પૂછ્યું.

" બાદશાહના ગુન્હામાંથી મુક્ત થવા માટે શાહજાદાની કૃપા સંપાદન કરવાની તે તમને સલાહ આપતી હતી, એને શું સારી સલાહ ન કહેવાય ? " તે પુરૂષે ફરીથી વ્યંગમાં કહ્યું.

" નહિ. " વિજયે અજાયબીમાં ગરકાવ થઇ જતાં ઉત્તર આપ્યો.

" શા માટે નહિ ? " તે પુરૂષે પૂછ્યું.

હવે વિજય થોડી વાર વિચારમાં પડી ગયો; પરંતુ તેને તુરતજ જણાયું કે જ્યારે આ પુરૂષ પોતાની બધી હકીકત જાણે છે, ત્યારે તેની પાસે વાતને છુપાવવાથી કશું પણ ફળ નથી અને તેથી તેણે હવે ખુલ્લા દીલથી વાત કરવા માંડી.

તેણે કહ્યું. " શહેનશાહ અકબરના જેવા ન્યાયી અને પ્રજાપ્રિય રાજકર્ત્તાના ગુન્હામાંથી મુક્ત થવાને માટે તેનાથી વિરૂદ્ધ પક્ષના શાહજાદાની કૃપા મેળવવા પ્રયાસ કરવો, એ મને યોગ્ય લાગતું નથી અને તેથીજ હું એ તરૂણીની સલાહને સારી માનતો નથી. "

તે પુરૂષે એકદમ કહ્યું. " આ તમારા કથન ઉપરથી જણાય છે કે બાદશાહે તમને કોઈ ગુન્હા માટે કેદ કરેલા, એ વાત તો સત્ય જણાય છે. "

વિજયે નિખાલસ દિલથી કહ્યું. " હા. "

" ત્યારે તમે કેદખાનામાંથી છુટયા શી રીતે ? " તે પુરૂષે સત્તાવાહક અવાજે પૂછ્યું અને વિજય તેનો શો જવાબ આપે છે, તે સાંભળવાને તે આતુર થઈ રહ્યો.

વિજય હવે બરાબર સપડાઈ ગયો અને સાથે સાથે ગભરાઈ પણ ગયો. તેણે નમ્રતાથી ઉત્તર આપ્યો, " હું એ વાત કહેવાને ઇચ્છતો નથી."

" ભલે, જેવી તમારી ઇચ્છા, હું એ કહેવાને માટે તમને આગ્રહ પણ કરતો નથી; પરંતુ જ્યારે તમે ગુન્હેગાર છો, ત્યારે તેમાંથી મુક્ત થવાને માટે તમારે એ તરૂણીની સલાહ માનવી અને તે પ્રમાણે વર્તવું, એ તમારા હિતની દૃષ્ટિએ યોગ્યજ છે." તે પુરૂષે કહ્યું.

" મારા હિતની દૃષ્ટિએ ભલે યોગ્ય હોય; પરંતુ એક ન્યાયી બાદશાહના વિરૂદ્ધ પક્ષમાં ભળીને રાજદ્રોહી બનવાને માટે હું ઇચ્છતો નથી અને તેથીજ હું તે સલાહને અયોગ્ય ગણું છું." વિજયે કહ્યું.

" પરંતુ જ્યારે તમે કેદખાનામાંથી નાશી ગયેલા છો, એવું બાદશાહના જાણવામાં આવશે ત્યારે તે તમને ગમે તે ઉપાયે પકડશે અને સખ્ત સજા કરશે, એનો વિચાર તમે કર્યો છે કે નહિ ?" તે પુરૂષે એક નવો સ્વાલ રજુ કરીને વિજયને ગભરાવવાનો પ્રયાસ કર્યો.

વિજય પ્રથમ ગભરાયો ખરો, પણ તુરતજ સાવધ થઈને બોલ્યો, " એ વિચાર કરવાની અત્યારે અગત્ય નથી. બાદશાહ મને પકડે તો તે કદાચ મને સખ્ત સજા પણ કરે; પરંતુ હું તેમને ખરી હકીકત કહીને તેમની દયા માગીશ અને મને ખાતરી છે કે તે મારા ઉપર જરૂર દયા કરશે."

" બાદશાહના ન્યાય અને ઉદારતા માટે શું તમને એટલોબધો વિશ્વાસ છે ?" તેણે પુનઃ પૂછ્યું.

" હા." વિજયે દૃઢતાથી જવાબ આપ્યો.

" મને લાગે છે કે તમે બાદશાહની ખોટી પ્રશંસા કરો છો; તે સર્વગુણસંપન્ન તો નથીજ." તે પુરૂષે કહ્યું.

" એક મનુષ્ય સર્વગુણસંપન્ન તો નજ હોઇ શકે અને કદાચ હોય તો તે મનુષ્ય નહિ પણ દેવ ગણાય." વિજયે કહ્યું.

" ત્યારે બાદશાહ અકબર સર્વગુણ સંપન્ન તો નથીજ ને ?" તેણે આતુરતાથી પૂછ્યું.

" હા, એ વાત તો નિર્વિવાદજ છે; પરંતુ ભારતભૂમિ ઉપર અત્યાર સુધી જેટલા મુસલમાન બાદશાહો થઇ ગયા છે, તે કરતાં શહેનશાહ અકબર એક ઉત્તમ રાજકર્તા છે, એમ હું નિખાલસ હૃદયથી કહું છું." વિજયે સરલતાથી કહ્યું.

"ઠીક, પણ પેલી સ્ત્રીએ તમને જે કાગળ આપ્યો હતો, તેને તમે વાંચ્યો છે?" તે પુરૂષે પુનઃ નવો સ્વાલ પૂછ્યો.

વિજયને આ ક્ષણે તે કાગળનું ભાન થયું અને તેને પોતાના હાથમાં નહિ જોતાં નીચે આમતેમ જોવા લાગ્યો; પરંતુ કાગળ તેની દ્રષ્ટિએ પડ્યો નહિ એટલે તેણે ભયાતુર નજરે પૂછ્યું. "શું આપે એ કાગળ લીધો છે?"

તે પુરૂષે પોતાના હાથમાં છૂપાવી રાખેલો કાગળ બ્હાર કહાડી વિજયને બતાવ્યો અને તે કાંઇક કહેવા જતો હતો એટલામાં એક પુરૂષે ઓરડાના દ્વારમાં પ્રવેશ કર્યો. તે કૈજી હતો. વિજય કૈજીને અચાનક આવેલો જોઇને ગભરાઇ ગયો; કેમકે કૈજીએ તેને ગુપ્ત ઓરડામાં જ દિવસ રાત રહેવાનું કહ્યું હતું; તેમ છતાં તે તેની આજ્ઞાનો ભંગ કરીને પુસ્તકાલયના ઓરડામાં આવેલો હતો. કૈજી પેલા અજાણ્યા પુરૂષને જોઇને આશ્ચર્ય પામ્યો અને કાંઇક બોલવા જતો હતો; પરંતુ તે પુરૂષે તેને ચુપ રહેવાની અને પોતાની પાછળ આવવાની નિશાની કરતાં બન્ને ઓરડાની બહાર નીકળી ગયા અને પાછળ વિજય અનેક પ્રકારના તર્ક-વિતર્કો કરતો ઓરડામાં જ ઉભો થઇ રહ્યો.

# પ્રકરણ ૧૩ સું.

## ભાગ્યોદય.

**भाग्यं फलति सर्वत्र न विद्या न च पौरुषम् ।**

ગત પ્રકરણમાં બનેલા વિવિધ બનાવોથી વિજય એટલો બધો આશ્ચર્યમુગ્ધ અને ચિંતાતુર થઇ ગયો હતો કે તે કેટલોક સમય ઓરડામાં કેવળ સ્થિર ભાવે અને ચૈતન્ય રહિતપણે ઉભો રહ્યો. રજીયા, અજાણ્યો પુરૂષ અને છેવટે કૈજીના એક પછી એક આગમનથી તથા તેમની સાથે થયેલા વાર્તાલાપથી તેનું મસ્તક બહેર મારી ગયું હતું અને તેથી તેણે તેમની સાથે શી શી વાતો કરી હતી, તેનું અત્યારે તેને કશું પણ ભાન રહ્યું નહોતું. વિચારના વમળમાં પડી ગયેલો વિજય બેચેન થઇ ગયેલા પોતાના જીવને કરાર વાળવાને માટે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો અને પરમાત્મા મહાવીરનું ચિત્તમાં ધ્યાન ધરવા લાગ્યો.

તે એક જૈન હતો અને તેથી તે સારી રીતે જાણતો હતો કે દુઃખના સમયે પરમ કલ્યાણકારી પરમાત્માના મંગલમય નામનું સ્મરણ કરવાથી દુઃખ માત્રનો નાશ થાય છે અને સુખ સ્વયં આવીને ભેટે છે. પોતાના ઉપર મહાન્ ઉપકાર કરનાર દૈજીની આજ્ઞાનો ભંગ કરીને આ ઓરડામાં આવવાથી તેને કેવા સંયોગોમાં મુકાવું પડયું હતું અને ભવિષ્યમાં તેનું શું પરિણામ આવશે, એજ વિચારો તેને સાલતા હતા; પરંતુ પરમાત્માના ધ્યાનથી તેના હૃદયનો સર્વ ભાર ઓછો થઇ ગયો અને હૃદયમાં અપૂર્વ શાંતિનું ભાન થતાં તેના જીવનને પણું કરાર વળ્યો. રજીયાના ભુવનમોહન રૂપદર્શનથી, અજાણ્યા પુરૂષની સાથે થયેલા વાર્તાલાપથી અને દૈજીના અચાનક આગમનથી વિજયના હૃદયમાં જે તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું, તે પરમાત્માના પવિત્ર નામના શુભ ધ્યાનથી હવે શાંત થઇ ગયું હતું અને તેથી તે પોતાના ગુપ્ત ઓરડામાં પુનઃ જવાનો વિચાર કરીને દ્વારની બહાર નીકળ્યો. દ્વારની બહાર નીકળતાંજ તે એકદમ ચમકી ગયો; કારણકે બે પુરૂષો પોતાની તરફ ચાલ્યા આવતા તેની નજરે પડ્યા. વિજય આ બે પુરૂષો કોણ હશે તથા તેઓ શા હેતુથી પોતાના તરફ આવતા હશે, એ વિષે વિવિધ કલ્પનાઓ કરતો જ્યાંનો ત્યાં ઉભો રહ્યો એટલામાં તે બન્ને પુરૂષો તેની છેક પાસે આવી પહોંચ્યા. વિજય જોઇ શક્યો કે આવેલા બે પુરૂષોમાં એક હિન્દુ હતો અને બીજો મુસલમાન હતો. તેઓ રાજ્યના કર્મચારીઓ હોય એવું તેમણે પહેરેલા પોશાકથી તથા કમરે લટકાવેલી તલવારોથી અનુમાન થતું હતું. તે ઉભય પુરૂષો વિજયને લશ્કરી નિયમે સલામ કરીને તેની સામે ઉભા રહ્યા એટલે વિજયે તેમને પૂછ્યું. "આપ કોણ છો અને આપના આગમનનું શું પ્રયોજન છે, તે કહેશો ?"

હિન્દુ કર્મચારીએ તેનો ઉત્તર આપવાને બદલે સામો સવાલ કર્યો. "આપનું નામ વિજયકુમાર ?"

"જી, હા." વિજયે નમ્રતાથી જવાબ આપ્યો; પરંતુ તેને તુરતજ વિચાર થયો કે પોતાના છુટકારાની ખબર બાદશાહને પહોંચી જણાય છે અને તેથી તેણે રાજ્ય કર્મચારીઓને પોતાને પુનઃ કેદ કરવાને માટે મોકલ્યા જણાય છે.

"બહુ સારૂ. અમારી સાથે ચાલો; આપને બાદશાહ સલામત યાદ કરે છે." મુસલમાન કર્મચારીએ કહ્યું.

"પરંતુ આપ કોણ છો તથા બાદશાહ સલામત મને શું કામ યાદ કરે છે, તેનો ખુલાસો કરશો તો ઉપકાર થશે." વિજયે ભયાતુર નજરે તેમની તરફ જોતાં જોતાં નમ્રતાથી પૂછ્યું.

"અમે આ દુનિયાના માલેક શાહનશાહ અબુલ્ફતેહ જલાલુદ્દીન મહમ્મદ અકબરશાહના કર્મચારીઓ છીએ." હિન્દુ કર્મચારીએ ઉત્તર આપતાં કહ્યું. "તેઓ આપને શું કારણથી યાદ કરે છે, એ અમે જાણતા નથી; પરંતુ અમે બાદશાહ સલામતની નેક આજ્ઞાથી આપને તેમની હજુરમાં લઇ જવાને માટે આવ્યા છીએ."

"ભલે, હું બાદશાહ સલામતની આજ્ઞાને માન આપી આપની સાથે આવવાને તૈયાર છું." વિજયે ધીમેથી કહ્યું.

"બહુ સારૂ. અમારી પાછળ ચાલ્યા આવો." એમ કહી ઉભય કર્મચારીઓ આગળ અને વિજય પાછળ એ રીતે તેઓ ત્રણે ફેજના મકાનની બહાર નીકળી ગયા અને રાજ્યમહાલય તરફ ચાલવા લાગ્યા.

કેટલાક સમય સુધી તેઓએ ચાલ્યા કર્યું અને છેવટે અકબરશાહના વિશાળ અને ગગનચુંબિત મહાલયના દ્વાર પાસે આવી પહોંચ્યા. દ્વારપાળો સાથે ઘટતી વાતચિત થયા બાદ તેઓ અંદર પેઠા. વિજય આ અત્યંત મનોહર અને દેવવિમાન સરખા મહાલયને જોઇને આશ્ચર્યમુગ્ધ થઇ ગયો. યમુના નદીના કીનારે આ મહેલ બાંધવામાં આવ્યો હતો. મહેલની તમામ બાંધણી સંગેમરમરના અતિ ઉજ્જવલ અને ધવલ પત્થરની હતી અને તેથી તે બરફના પહાડ સરખો શોભતો હતો. મહેલની પ્રત્યેક દિવાલ સફેદ, સુંવાળી અને ચળકતી હતી અને તે ઉપર વિવિધ પ્રકારના રંગોથી પક્ષીઓ, પશુઓ અને મનુષ્યોના રંગબેરંગી અને મનોહર ચિત્રો આલેખેલાં હતાં. મહેલમાં પ્રત્યેક સ્થળે ભોંયતળીએ આરસ પત્થરના જૂદા જૂદા રંગના ચોસલાં જડી લીધેલાં હતાં અને બીલોરી કાચ પાથરવામાં આવ્યો હતો. આ મહેલમાં અસંખ્ય ઓરડાઓ, દિવાનખાનાંઓ, આરામગૃહો, શયનગૃહો, હમામખાનાઓ, ઉદ્યાનો અને બાગો આવેલાં હતાં અને તે પ્રત્યેકને સર્વોત્તમ રીતે શણગારવામાં આવેલાં હતાં. આ સુંદર મહેલમાં રાતના સમયે જ્યારે અસંખ્ય દિપકો કરવામાં આવતા હતા, ત્યારે તેની શોભામાં ઓર વૃદ્ધિ થતી હતી. વિજય પેલા બે કર્મચારીઓની પાછળ જતો જતો મહેલની આ સર્વ શોભાને નિહાળતો હતો અને મનમાં ને મનમાંજ અજાયબ થતો હતો. મહેલના મુખ્ય દ્વારમાં પ્રવેશ કર્યા પછી તેઓ જૂદાં જૂદાં

અનેક દ્વારોમાં થઇને છેવટે એક ભવ્ય ઓરડામાં આવી પહોંચ્યા. આ ઓરડો પણ એટલો બધો સુંદર અને ભવ્ય હતો કે જેનું વિશેષ વર્ણન કરી વાંચક મહાશયોને અમે કંટાળો આપવા ઇચ્છતા નથી અને તેથી અત્રે એટલુંજ કહેવું બસ થશે કે વાંચકોએ પોતાની સ્વયં બુદ્ધિથી તેની સુંદરતાનો ચિતાર લાવવાની ખાતર યોગ્ય કલ્પના કરી લેવી. પેલા બન્ને કર્મચારીઓ વિજયને એ ઓરડામાં એક આસન ઉપર બેસવાનું કહીને ત્યાંથી અન્યત્ર ચાલ્યા ગયા. વિજય કેટલોક સમય ઓરડાની શોભા જોતો અને મનમાં અનેક પ્રકારના વિચારો કરતો આસન ઉપર બેસી રહ્યો; પરંતુ છેવટે કંટાળીને જેવો તે ઉઠવા જતો હતો, તેવોજ તે ઓરડામાં પ્રવેશતાં બે પુરૂષોને જોઇને સ્તબ્ધ થઇ ગયો અને ક્ષણભર જેમની તેમ સ્થિતિમાં બેસી રહ્યો. ત્યારબાદ તેને ભાન આવતાં તે આસન ઉપરથી એકદમ ઉભો થઇ ગયો અને બેમાંથી એક પુરૂષની આગળ ઘુંટણીએ પડીને તેના પોશાકને પકડીને તેણે ચુંબન કર્યું.

તે પુરૂષે વિજયને ઉઠાડીને કહ્યું. "વિજય!"

"ફરમાન, સરકાર!" વિજયે કહ્યું.

તે પુરૂષ ખુદ અકબરશાહજ હતો અને તેની સાથેનો બીજો પુરૂષ તેનો મિત્ર અબુલફૈજ હતો. અકબરે ઓરડાની મધ્યમાં ગોઠવેલા એક રત્નજડિત મોટા આસન ઉપર બેસીને ફૈજીને પણ પોતાની સામે પડેલા આસન ઉપર બેસવાનું ફરમાન કર્યું. બાદશાહના ફરમાન મુજબ તે પોતાને યોગ્ય આસન ઉપર બેઠો, તે પછી અકબરે વિજય તરફ જોઇને કહ્યું. વિજય! તું હજુ એક ગુન્હાની પૂરતી સજા ભોગવી રહ્યો નથી, ત્યાં તો તેં કેદખાનામાંથી સ્વયં છુટો થઇને બીજો પણ એક ભયંકર ગુન્હો કર્યો છે. તુંજ કહે કે હવે તને શી સજા કરવી?"

વિજયે નમ્રતાથી જવાબ આપ્યો. "જહાંપનાહ! આપને જે યોગ્ય લાગે તે સજા કરો; હું તેને સહેવાને તૈયાર છું."

"ઠીક છે, હું એજ વિચારમાં છું; પરંતુ કેદખાનામાંથી તને મુક્ત કરનાર કોણ છે, એ હું જાણવા માગું છું." બાદશાહે કહ્યું.

"સરકાર! કેદખાનામાંથી મને મુક્ત કરનાર ગમે તે હોય, તે સાથે આપને શો સંબંધ છે? હું એકજ ગુન્હેગાર છું અને તેથી મને જે સજા કરવી હોય તે કરો." વિજયે શાંતિથી કહ્યું.

"વિજય!" બાદશાહે સહેજ આંખ ફેરવીને કહ્યું." વાતને છુપા-

વીને હજુ તું તારા ગુન્હાની સંખ્યામાં વધારો કરે છે, તે યોગ્ય નથી. જે વાત સાચી હોય, તેજ કહી દે; કેમકે સાચું બોલનારને હું હમેશાં માફ કરતો આવ્યો છું."

"નામવર શાહ! હું હવે કાંઇ પણ કહેવાને ઇચ્છતો નથી અને તેથી આપને જે સજા ફરમાવવી હોય, તે ફરમાવો; હું તાબેદાર આપની ગમે તેવી અને ગમે તેટલી ભયંકર આજ્ઞાને સહન કરવાને તૈયાર છું; પરંતુ હું મારા ઉપર ઉપકાર કરનારનું નામ પ્રાણાંતે પણ આપની સન્મુખ લેવાનો નથી." વિજયે દૃઢતાથી કહ્યું.

"ઠીક છે, વિજય! જ્યારે તું ખરી વાત મારાથી છૂપાવે છે, ત્યારે તો તને ભયંકર શિક્ષા કરવીજ પડશે. "એમ કહી બાદશાહ આસન ઉપરથી ઉભો થયો અને વિજયની છેક પાસે જઇને ઉભો રહ્યો. ફૈજીએ પણ બાદશાહનું અનુકરણ કર્યું.

બાદશાહે વિજયનો હાથ પોતાના હાથમાં લઇને સ્મિત હાસ્ય કર્યું અને કહ્યું." વિજય!

"વિજય, બાદશાહની આ રીતિથી તથા બોલવાની ઢબથી અજાયબ થઇ ગયો. તેણે બાદશાહના ક્રોધની અને તેના ક્રોધમાં ને ક્રોધમાં મોત અગરતો એવીજ બીજી ભયંકર શિક્ષાની આશા રાખી હતી; પરંતુ બાદશાહે જ્યારે તેને પ્રેમપૂર્વક બોલાવ્યો, ત્યારે તે અજાયબ થાય, એ સર્વથા સ્વાભાવિક હતું. તેણે શાંતિથી કહ્યું. જહાંપનાહ! શી આજ્ઞા છે? શી સજા ફરમાવો છો?"

"આજ્ઞા! સજા!" બાદશાહે જરા ભાર પૂર્વક પણ હસતાં હસતાં કહ્યું. "તારા જેવા લાયક, ધર્મપ્રીય, વિશ્વાસુ અને ચારિત્રવાન યુવકને, શહેનશાહ જલાલુદીન અકબર કદિ પણ સજા કરતો નથી; કિન્તુ તેવા યુવકની યોગ્ય કદરજ કરે છે. વિજય! મારા મિત્ર ફૈજીના આવાસે એક અજાણ્યા હિન્દુ પુરૂષની સાથે તેં મારા તરફ વફાદાર રહેવા બાબત જે વાતચિત્ત કરી હતી, તેથી તથા મારા ઉપર તારો જે વિશ્વાસ છે, તેથી હું તારા ઉપર ઘણોજ ખુશી થયો છું. વળી શાહજાદીના મહેલમાં આવવામાં પણ તારી બીલકુલ કસુર નથી, એમ ફૈજીએ મને બનેલી બીના કહીને સમજણ પાડી છે અને તેથી તું તદન બે ગુન્હા છે. ફૈજીએ તને કારાગૃહમાંથી મુક્ત કરીને જો કે સાહસ કામ કરેલું છે; તો પણ તે મારો મીત્ર હોવાથી તેને તથા તું નિર્દોષ હોવાથી તને પણ માફી આપું છું; પરંતુ એક વાત તારે અત્યારે ખરેખરી કહેવી પડશે."

વિજયે બાદશાહનું ઉપર્યુક્ત કથન સાંભળીને તેની સન્મુખ ઘુંટણીએ પડીને કહ્યું. "આપની રહેમને માટે મારે આપનો કેટલો અને કેવો ઉપકાર માનવો, તે હું સમજી શકતો નથી. આપે જ્યારે મને અને મારા ઉપકારી તથા ઉદાર દિલના અમીર અબુલફૈજને માફી આપી છે, ત્યારે મારે કોઈ વાતને શા માટે છુપાવવી જોઈએ?"

"વિજય!" બાદશાહે કહ્યું. "હું જે વાત તારી પાસેથી જાણવા માગું છું, તે એ છે કે ફૈજીના આવાસે તેના પુસ્તકાલયવાળા ઓરડામાં, પેલા અજાણ્યા હિન્દુ પુરૂષના આગમન પહેલાં તું એક બાનુ સાથે વાત કરી રહ્યો હતો, તે કોણ હતી?"

વિજયે આશ્ચર્ય પામીને કહ્યું. "ત્યારે એ અજાણ્યા હિન્દુ જેવા જણાતાં પુરૂષ શું આપ પોતે?"

"હા." બાદશાહે હસીને જવાબ આપ્યો.

"આપને નહિ ઓળખી શકવાથી મારાથી આપનો ઘણો અવિનય થયો છે, જહાંપનાહ! એ માટે મને ક્ષમા કરો." વિજયે નમ્રતાથી કહ્યું.

"વિજય! તારાથી મારો અવિનય કોઈ પ્રકારે થયો જ નથી એટલે પછી ક્ષમા આપવાપણું છેજ નહિ; પરંતુ કહે જોઈએ, તે સ્ત્રી કોણ હતી?" બાદશાહે પુનઃ પૂછ્યું.

વિજય, બાદશાહના એ પ્રશ્નનો ઉત્તર આપતાં જરા ખંચાયો અને તેણે ફૈજીના સામે જોયું. ફૈજી તેના મનનો ભાવાર્થ જાણી ગયો અને તેથી તેણે કહ્યું. "વિજય! વાતને છુપાવવાની કશી પણ અગત્ય નથી. જે હોય તે સાચું જ કહી દે."

"તે બાનુ આપના મિત્ર અબુલફૈજના બીબી હતા." વિજયે ધીમેથી કહ્યું.

"ફૈજીયા!" શહેનશાહે ફૈજીના સામે જોઈને પૂછ્યું.

"સંભવિત છે." ફૈજીએ તુરતજ જવાબ આપ્યો.

"ઠીક, એ વિષે આગળ જોઈ લેવાશે." એમ કુતુહલને દબાવીને બાદશાહે વિજય સામે જોયું અને આગળ ચલાવ્યું. "વિજય! તારી નિખાલસ વૃત્તિ અને તારૂં ઉમદા વર્તન જોઈને મેં તને માફી આપી છે એટલું જ નહિ પણ તારા જેવા લાયક યુવકની યોગ્ય કદર કરવાનું પણ હું ચૂકતો નથી. આજથી તને મહેસુલી ખાતાના મારા દિવાન ટોડરમલના તાબામાં એક મારા અધિકારી તરીકે નીમું છું અને તેનો પોશાક વિગેરે તને આવતી કાલેજ મળી જશે, એવી વ્યવસ્થા પણ કરૂં છું."

વિજય આ વાત સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. તેનું હૃદય બાદશાહની આવી ઉદારતાથી ભરાઈ આવ્યું અને તેથી તે તેનો ઉપકાર માનવાને તૈયારી કરતો હતો; પરંતુ બાદશાહે તેને તેમ કરતો અટકાવીને કહ્યું. "વિજય! યોગ્ય માણસની યોગ્ય કદર થાય, તેમાં ઉપકાર દર્શાવવાની કદિ પણ અગત્ય હોતી નથી. વિશેષમાં મારે તને કહેવાનું એટલું છે કે તારી સઘળી હકીકત મારા જાણવામાં આવી છે અને તેથી તારા અંતરની ઇચ્છા પૂરી થાય, એવી ગોઠવણ હું તુરતમાંજ કરીશ: તે માટે તું જરા પણ ચિંતા કરીશ નહિ. થાનસિંહ શેઠે તને ભાગ્ય અજમાવવાની જે તક આપી હતી, તે માટે તારે તેમનોજ ઉપકાર માનવો જોઇએ."

બાદશાહે તુરતજ જોરથી હાંક મારી એટલે કાસમ એકદમ આવ્યો અને સલામ ભરીને ઉભો રહ્યો. બાદશાહે વિજયને બતાવી તેને કહ્યું. "આમને ઘટતા માન સાથે દિવાન ટોડરમલ્લ પાસે પહોંચતા કર અને તેમને મારૂં આ ફરમાનપત્ર પણ આપજે."

કાસમ બાદશાહના ફરમાનપત્રને લઇ તેને ચુંબન કરીને વિજય પાસે આવ્યો અને તેને વિનયથી કહ્યું. "જનાબ! ચાલો."

વિજયે બાદશાહની સામે જોયું એટલે બાદશાહે તુરતજ હસીને કહ્યું. "જાઓ, વિજય! તમને તેની સાથે જવાની આજ્ઞા છે."

વિજય બાદશાહને સલામ ભરીને કાસમની સાથે ચાલ્યો ગયો. બાદશાહ અને ફૈજી અન્ય વિષયની ચર્ચા કરતાં ત્યાં બેસી રહ્યા.

ક્ષણવારમાં કાસમ વિજયને દિવાન ટોડરમલ્લ પાસે મૂકીને પાછો આવ્યો અને બાદશાહને ખબર આપી. વિશેષમાં તેણે નમીને કહ્યું. "ખુદાવીંદ! મેવાડથી હમણાં જ આવી પહોંચેલા સેનાપતિ મહોબ્બતખાં આપની હજુર આવવા આજ્ઞા માગે છે."

"મહોબ્બતખાં!" અકબરે આશ્ચર્ય પામીને કહ્યું. "તેમને માનપૂર્વક અંદર લઇ આવ."

કાસમ કુર્નિસ બજાવીને ચાલ્યો ગયો અને ક્ષણવાર પછી મહોબ્બતખાંએ ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે અકબરને શિર ઝુકાવીને કહ્યું. "બંદેનિવાજ! આપની તબિયત ખુશીમાં ચાહું છું."

"મહોબ્બતખાં!" અકબરે તેને આસન ઉપર બેસવાનો સંકેત કરીને પૂછ્યું. "મેવાડની અને રાણા પ્રતાપની શી ખબર છે?"

"જહાંપનાહનો સિતારો બુલંદ છે; કોમલમેરનો કિલ્લો આપણને

હસ્તગત થયો છે અને પ્રતાપસિંહ પોતાના પરિવાર સાથે જંગલમાં પ-લાયન કરી ગયેલ છે." મહોબ્બતખાંએ જવાબ આપ્યો.

"બહુત ખુશીકી બાત." અકબરે હસીને કહ્યું. "સેપાહસાલાર શાહબાજખાં બડો ચાલાક અને સમશેર બહાદુર અમલદાર છે અને તેથી તે છત મેળવે, એ સ્વાભાવિક જ છે."

શાહબાજખાંની મિથ્યા પ્રશંસા સાંભળીને મહોબ્બતખાંએ ભ્રકુટી ચડાવીને કહ્યું. "આપ નામવરની ભૂલ થાય છે; કોમલમેરનો કિલ્લો મારા તાબાના સૈન્યની બહાદુરીથી અને મારી યુક્તિથી જીતાયો છે."

"ત્યારે શાહબાજખાં શું હાથપગ જોડીને બેસી રહ્યો હતો?" અકબરે જરા ભારપૂર્વક પૂછ્યું.

"હાથ-પગ જોડીને બેસી તો શું રહે; પરંતુ કોમલમેરના કિલ્લાને જીતવામાં મારાજ સેનાનીઓએ પોતાના પ્રાણ આપ્યા છે. રાજપૂતોને રાજપૂતો જ જીતી શકે છે, બીજાઓ નહિ." મહોબ્બતે ગર્વથી ઉત્તર આપ્યો.

"અમે સારા હિન્દુસ્થાનની બાદશાહી ભોગવીએ છીએ, એ શું રાજપૂતોના જ પ્રતાપથી કે? મહોબ્બતખાં! તમે આ શું કહો છો?" અકબરે સ્વરને જરા બદલાવીને પુનઃ પૂછ્યું.

"અવિનય માફ કરજો, જનાબ; પરંતુ મહારાજ માનસિંહ જેવા જંગબહાદુર સેપાહસાલાર આપના પક્ષમાં જો ન હોત, તો હું આપને બતાવી આપત કે મેવાડને શી રીતે વશ કરી શકાય છે." મહોબ્બતે પુનઃ ગર્વથી ઉત્તર આપ્યો.

"મહારાજ માનસિંહને માટે અમને સંપૂર્ણ માન છે અને ખુદ નામવર શહેનશાહ પણ તેમની બહાદુરીને અચ્છી રીતે જાણે છે. રાજપૂતો જેવી સમશેર બહાદુર બીજી કોઇ જાતિ નથી, એમ મારે નિર્વિવાદપણે કહેવું પડે છે." અબુલફૈજે મહોબ્બતખાંને શાંત રાખવાના ઇરાદાથી કહ્યું.

અકબર પોતાના મિત્ર ફૈજીની કુનેહને પારખી ગયો અને તેથી તે ચુપ રહ્યો. મહોબ્બતખાં પોતાની જાતિના ઉચ્ચ અભિપ્રાય માટે ખુશી થયો અને બોલ્યો. "નામવર શાહ! સેવકને કંઇ ફરમાન છે?"

"નહિ, મહોબ્બતખાં!" બાદશાહે કહ્યું. "હાલમાં તમે લાંબી મુસાફરીથી આવો છો; માટે આરામ લ્યો. હું તમને જરૂર પડશે ત્યારે યાદ કરીશ; પરંતુ મેવાડમાં સંપૂર્ણ બંદોબસ્ત તો રાખ્યો છે ને?"

મહોબ્બતખાંએ આસન ઉપરથી ઉભા થતાં કહ્યું. "જી હા, જહાંપનાહ! તે માટે આપ નચિંત રહો. સિપાહસાલાર શાહજાદાની અંદોબસ્ત જાળવવા ત્યાં મેવાડમાં જ આપના હુકમની રાહ જોતાં સૈન્ય સહિત રહેલા છે."

"બહુત ખુબ, મહોબ્બતખાં!" બાદશાહે હસીને કહ્યું. "તમને હવે તમારા મુકામે જવાની રજા છે."

મહોબ્બતખાં રજા મળતાં બાદશાહને નમીને ચાલ્યો ગયો. ત્યારબાદ અકબરે સિંહાસન ઉપરથી ઉઠીને ઉભા થતાં તથા ઓરડાની બહાર નીકળતાં ફૈઝીને કહ્યું. "રાજપૂતો માટે તમને બહુ માન છે કે શું?"

"માન છે કે નહિ, એ જૂદો સવાલ છે; પરંતુ તેઓ યુદ્ધનિપુણ છે, એ તો આપ પણ સ્વીકારો છો." ફૈઝીએ કહ્યું.

"મહોબ્બતખાંનું કથન સર્વથા અસત્ય તો નથી જ; કેમકે માનસિંહ વિના આપણે મેવાડને વશ કરી શકત નહિ. એવી મારી પણ માન્યતા છે." બાદશાહે કહ્યું.

"ઠીક, પણ શાહજાદા માટે આપ શા વિચાર ઉપર આવ્યા છો?" ફૈઝીએ વિષયને બદલવાના હેતુથી પૂછ્યું.

"એ વિષે મેં કાંઈ વિચાર કર્યો જ નથી; પરંતુ શાહજાદાનો રક્ષા સાથે શી રીતે સંબંધ જોડાયો, એ સમજી શકાતું નથી." બાદશાહે કહ્યું.

"એ ભેદને ઉકેલવાનો હું પ્રયાસ કરીશ. હાલ તો મને રજા છે?" ફૈઝીએ ખિન્નતાથી એમ કહીને રજા માગી.

"હા, રજા છે; કારણ કે મારે પણ અત્યારે બીજું કામ છે." બાદશાહે તેને રજા આપીને પૂછ્યું. "પેલો કાગળ તમારી પાસે છે ને?"

"જી, હા." ફૈઝીએ બાદશાહને નમીને જતાં જતાં જવાબ આપ્યો.

ફૈઝી ચાલ્યો ગયો અને બાદશાહ પુનઃ ઓરડામાં પાછો આવ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## વ્રતનો પ્રભાવ.

દ્વિતીય પ્રકરણમાં ચંપાને મૂર્છાગત અવસ્થામાં છેવટે છોડી દીધા પછી લગભગ વર્ષ ઉપરાંત જેટલો સમય પસાર થઇ ગયો છે. આ સમય દરમ્યાન પ્રેમમયી ચંપા પોતાના પ્રેમપાત્ર વિજયનો જ કેવળ વિચાર કરતી હતી. રાતદિવસ તેને વિજયનાં જ સ્વપ્નાં આવતાં હતાં. ખાતાં, પીતાં, સુતાં, બેસતાં અને હાલતાં ચાલતાં તેને વિજયનું જ સ્મરણ થતું હતું. પ્રેમનો મહિમા એવોજ છે. જેના હૃદયમાં પ્રેમનો જન્મ થયો હોય છે, તેની સ્થિતિ અવશ્ય વિચિત્ર બને છે અને તેથી તેમાં આશ્ચર્ય પામવાનું કશું પ્રયોજન નથી. વિજયથી છૂટા પડયાને એક વર્ષ અને ત્રણ માસ જેટલો સમય વ્યતિત થઈ ગયો હતો; પરંતુ તે સમય દરમ્યાન ચંપાને વિજયના કશા પણ સમાચાર મળ્યા નહોતા; તથા તે કયાં ગયો અને તેનું શું થયું, એ વિષે તે કશું પણ જાણતી નહોતી. તેણે પોતાની દાસીઓ દ્વારા ઘણી શોધ કરાવી હતી; પરંતુ આગ્રા જેવા વિશાળ રાજનગરમાં તેનો પત્તો મેળવવાનું કાર્ય બહુજ મુશ્કેલ હતું અને તેથી આજપર્યંત તેના કોઈ સમાચાર નહિ મળવાથી તે બહુજ દીલગીર રહેતી હતી. ચંપાની ચંપકવર્ણીય દેહલતા કરમાઇ ગઈ હતી, તેનું સુંદર મુખકમળ મ્લાન બની ગયું હતું, તેની વિશાળ આંખો ઉંડી પેસી ગઇ હતી અને તેની શારીરિક અને માનસિક અવસ્થા વિચિત્ર પ્રકારની થઇ ગઇ હતી. ચંપાની આવી સ્થિતિ થવાનું કારણ તેના વ્હાલા વિજયનો વિયોગ એજ હતું.

મધ્યાન્હનો સમય હતો અને જો કે તાપ સખત પડતો હતો; તો પણ ચંપાના ઓરડામાં શીતળતાનો અનુભવ થતો હતો. સર્વાંગ સુંદરી ચંપા ઓરડામાં બેઠીબેઠી એક પુસ્તકનું અધ્યયન કરી રહી હતી. ચંપાની અવસ્થા નાની હતી; પરંતુ તેણે વ્યાવહારિક તથા ધાર્મિક શાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો હતો અને તેથી તેને ધાર્મિક વિષયનાં ઉચ્ચ કોટીનાં પુસ્તકો વાંચવામાં બહુજ આનંદ આવતો હતો. ચંપાએ સદરહુ પુસ્તકમાંથી નીચેનો શ્લોક વાંચ્યો:—

> वन्हिस्तस्य जलायते जलनिधिः कुल्यायते तत्क्षणा,
> न्मेरुः स्वल्पशिलायते मृगपतिः सद्यः कुरंगायते ।

**व्यालो माल्यगुणायते विषरसः पीयूषवर्षायते,**
**यस्यांगेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥**

ઉપર મુજબ શ્લોક વાંચીને તેણે તેનો અર્થ વિચારવા માંડ્યો:—

"જેનાં શરીરમાં સર્વલોકપ્રિય એવું શીલ રહેલું છે, તેની પાસે અગ્નિ જળ સમાન, સમુદ્ર ખાબોચિયા સમાન, મેરૂ પર્વત નાની શિલા સમાન, સિંહ હરણ સમાન, સર્પ પુષ્પની માળા સમાન અને વિષ અમૃત સમાન બની જાય છે."

"અહા! શીલનો કેટલો બધો મહિમા શાસ્ત્રકારોએ બતાવ્યો છે? મનુષ્યો જો પોતાના શીલનું રક્ષણ કરતા હોય, તો તેઓ આ લોકમાં સંપૂર્ણ સુખ ભોગવી છેવટે મોક્ષના અધિકારી બને છે. સ્ત્રીજાતિમાં શીલનો ગુણ સર્વોત્તમ ગણાય છે, એ અક્ષરશઃ સત્ય છે અને જે સ્ત્રીઓ તેનું યથાર્થપણે પાલન કરે છે, તેઓ દેવીસ્વરૂપા જ કહેવાય છે. પિતાજીનો વિચાર મારૂં લગ્ન કોઇ ઉચ્ચ અધિકારયુક્ત અને શ્રીમંત યુવક સાથે કરવાનો છે; પરંતુ મેં મારૂં સર્વસ્વ સંકલ્પથી વિજયને સ્વાધિન કર્યું છે, તે શું અન્યનું થઇ શકે ખરૂં? કદિ નહિ; અને જો તેમ થાય તો મારા શીલનો ભંગ શું થતો નથી? થાય છે અને તેથી આ શરીર, મન અને આત્મા એ ત્રણેનો સ્વામી એક માત્ર વિજયજ છે, એવો મેં જે સંકલ્પ કર્યો છે, તેને ગમે તે ભોગે હું વળગી રહેવાને તૈયાર છું." ચંપાએ એ પ્રમાણે નિશ્ચય કર્યો અને તેથી તેના બળતા હૃદયને ક્ષણવાર શાંતિનો અનુભવ થયો: પરંતુ તેને પાછો તુરતજ વિચાર થયો અને તેનાથી મોટા સ્વરે બોલી જવાયું. "પરંતુ વિજયનો પત્તો નથી, એનું શું કરવું? તે ક્યાં હશે અને તેનું શું થયું હશે?"

"એટલા માટેજ હું તને કહું છું, ચંપા! કે તું તેની આશા હવે મૂકી દે અને કોઇ લાયક યુવકની સાથે લગ્ન કરીને સુખી થા." થાનસિંહ શેઠ ચંપાનું છેવટનું વાક્ય સાંભળીને તેનો યોગ્ય ઉત્તર આપતાં ઓરડામાં દાખલ થયા.

ચંપા શરમાઇ ગઇ અને શરમથી તેણે નીચું જોઇ લીધું.

થાનસિંહે ચંપાની સામે પડેલા આસન ઉપર બેસતાં બેસતાં કહ્યું. "ચંપા! શા માટે શરમાય છે? મારૂં કથન શું તને યોગ્ય લાગતું નથી?"

ચંપાએ સહેજ ઉંચું જોઇને તથા પોતાનાં કમળ સમાન નેત્રોને

વિકસિત કરીને કહ્યું. "પિતાશ્રી! આપની સન્મુખ શરમનો ત્યાગ કરૂં છું, તે માટે મને ક્ષમા આપજો. આપનું કથન યોગ્યજ છે; પરંતુ વિજય સિવાય અન્ય યુવકને હું લાયક ગણુતી નથી.

"એનું કારણ?" થાનસિંહે જીજ્ઞાસાથી પૂછ્યું.

"પુત્રીએ પિતા સન્મુખ આવી વાતો કહેવી, એ અનુચિત છે; પરંતુ આપજ જ્યારે પૂછો છો ત્યારે મારે લજ્જાનો ત્યાગ કરીને જે હકીકત હોય, તે સ્પષ્ટતાથી કહેવી જોઇએ. પિતાશ્રી! વિજય સિવાય અન્યને હું લાયક ગણુતી નથી, એનું કારણુ એજ કે મેં મારૂં જીવન વિજયને અર્પણ કર્યું છે." ચંપાએ કારણુ કહી દર્શાવ્યું.

ચંપા! તારે મન વિજયજ માત્ર એક લાયક યુવક છે એ વાતને હું ઘડીભર સ્વીકારૂં છું; પરંતુ ત્વરિત શોધ કરવા છતાં પણ તેનો પત્તો જ્યારે મળતો નથી, ત્યારે શું કરવું? અને ધાર કે તપાસ કરવા છતાં પણ કદાચ તેનો પત્તો મળ્યો નહિ, તો શું તું તારૂં જીવન કુમારી અવસ્થામાં વિતાવી શકીશ?" થાનસિંહે એક નવો સવાલ રજુ કર્યો.

ચંપા ક્ષણુવાર વિચારમાં પડી ગઇ; પરંતુ તેણે તુરતજ સાવધ થઇને ઉત્તર આપ્યો. "પિતાશ્રી! આપની ધારણા મુજબનો પ્રસંગ પરમાત્મા મહાવીર ભગવાનની કૃપાથી કદિ પણુ બનશે નહિ, એવી મને ખાતરી છે; પરંતુ મારા ભાગ્યયોગે કદાચ એવો પ્રસંગ બન્યો, તો હું મારૂં જીવન શી રીતે વ્યતિત કરીશ, તે અત્યારે કહી શકતી નથી. અત્યારે માત્ર એટલુંજ કહું છું કે મેં જે નિશ્ચય કર્યો છે, તેને હું ગમે તે ભોગે વળગી રહેવાને તૈયાર છું. વિશેષમાં મેં આદરેલું ૭ માસી તપનું વ્રત તથા માસક્ષમણુ *આવતી કાલે સંપૂર્ણ થાય છે અને મને આશા છે કે વ્રતના પ્રભાવથી મારી મનકામના સફળ થશે."

થાનસિંહે આસન ઉપરથી ઉઠીને તથા ચંપાના મસ્તકે પ્રેમ પૂર્વક પોતાનો હાથ ફેરવીને કહ્યું. "પ્રિય પુત્રી! તારૂં ધૈર્ય અને તારી એક નિષ્ઠા જોઇને હું બહુજ ખુશી થયો છું અને તારા જેવી દેવીસ્વરૂપા પુત્રીનો પિતા હોવાને માટે હું પરમાત્માનો ઉપકાર માનું છું. વ્હાલી ચંપા! તને ખુશ ખબર કહેવાને માટેજ હું અત્યારે આવ્યો છું; પરંતુ તે કહેતાં પહેલાં તારી પરીક્ષા કરવાની મારી લાલચને રોકી નહિ શક-

* જગદ્‌ગુરૂ કાવ્યમાં ૭ માસના કેવળ ઉપવાસ કર્યાનું લખેલું છે.

ખીમાં દેવીસ્વરૂપા ચંપા પરમાત્માનું ધ્યાન ધરતી બેઠેલી હતી. ક્રમાનુસાર ચાલતું આ સરઘસ શહેરમાં ફરતું ફરતું દેવમંદિરે આવી પહોંચ્યું. ચંપા પાલખીમાંથી નીચે ઉતરીને દેવમંદીરમાં આવી અને તેણે જગન્નાયક પરમાત્માની ભક્તિભાવપૂર્વક પૂજા કરી. તે દરમ્યાન સર્વ મનુષ્યોએ પણ પ્રભુની નિર્મળ ચિત્તે સ્તુતિ કરી લીધી. ત્યારબાદ ચંપા પુનઃ પાલખીમાં બેઠી અને સરઘસ પાછું ચાલ્યું. જે વખતે સરઘસ શાહી મહેલ પાસેથી પસાર થતું હતું, તે વખતે બાદશાહ અકબર મહેલના વાતાયનમાંથી રાજમાર્ગનું અવલોકન કરી રહ્યો હતો અને તેથી તેની દ્રષ્ટિ સરઘસ ઉપર પડી. તેણે તુરતજ પાસે ઉભેલા દિવાન ટોડરમલ્લને સરઘસ વિષે પૂછ્યું.

"જહાંપનાહ!" ટોડરમલ્લે જવાબ આપ્યો. "થાનસિંહ શેઠની પુત્રી ચંપાએ ધાર્મિક વ્રત કરેલું હોવાથી તેના ઉદ્યાપનના ઉત્સવનું આ સરઘસ છે અને તે જૈનીઓના મુખ્ય મંદિરે દર્શન કરીને પાછું જતું જણાય છે."

"થાનસિંહની પુત્રીએ શું વ્રત કર્યું હતું?" અકબરે જીજ્ઞાસાથી પૂછ્યું.

"તેણે છ માસી તપ અને માસક્ષમણનું વ્રત કરેલું હતું." ટોડરમલ્લે જવાબ આપ્યો.

"છમાસી તપ અને માસક્ષમણનું વ્રત શી રીતે થતું હશે?" અકબરે પુનઃ પૂછ્યું.

"બાદશાહ સલામત! એક દિવસ ઉપવાસ અને એક દિવસ માત્ર એકજ વખત નિયમ પૂર્વક જમવું, એ રીતે છ માસ સુધી કરવું તેને છ માસી તપ કહે છે, અને એક માસ પર્યંત માત્ર ગરમ પાણી પીનેજ રહેવું, તેને માસક્ષમણ કહેવાય છે." ટોડરમલ્લે કહ્યું.

"ટોડરમલ્લ! તમે કહ્યું તે મુજબનું શું તેણે વ્રત કર્યું હતું?" બાદશાહે આશ્ચર્ય દર્શાવ્યું.

"જી, હા," ટોડરમલ્લે કહ્યું.

"તમારો એ વિષે શું અભિપ્રાય છે; બીરબલ!" બાદશાહે બીરબલ પ્રત્યે જોઇને પૂછ્યું.

"દિવાન ટોડરમલ્લ કહે છે, તે સત્ય છે, જનાબ! જૈનીઓ વ્રત, નિયમ, તપ, જપ વગેરે ધાર્મિક ક્રિયાઓ કરવામાં બહુજ આગ્રહી હોય છે અને તેથી તેમાં આપે આશ્ચર્ય દર્શાવવાનું કશું પણ પ્રયોજન નથી" બીરબલે ઉત્તર આપ્યો.

" ઠીક, પણ હું એ સ્ત્રીનાં મુખથીજ સર્વ હકીકત જાણવા ઇન્તેજાર છું: માટે તેને ઘટતા માન સાથે અહીં તેડી લાવવાની ગોઠવણ કરો. " બાદશાહે બીરબલને આજ્ઞા કરી.

બીરબલ, બાદશાહના ફરમાનથી તુરતજ નીચે આવ્યો અને એક નોકર મારફત થાનસિંહ શેઠ તથા વિજયને પોતાની પાસે બોલાવી તેમને બાદશાહની આજ્ઞા કહી સંભળાવી. થાનસિંહે બીરબલની વાત સાંભળી લીધા બાદ કહ્યું "બાદશાહ સલામતની આજ્ઞાને માન આપવું, એ અમારૂં કર્તવ્ય છે અને તેથી મારી પુત્રી આપ કહો ત્યાં આવવાને તૈયાર છે."

" આપની પુત્રીને બાદશાહ સલામતની હજુરમાં આવવાનું છે: માટે આપ, આપની પુત્રી તથા વિજયકુમારના સાથે મારી પાછળ ચાલ્યા આવો. " બીરબલે કહ્યું.

થાનસિંહ સરઘસના સર્વ મનુષ્યોને થોડીવાર સુધી ત્યાં રાહ જોવાનું કહીને પોતાની પુત્રી સાથે બીરબલની પાછળ ગયો. વિજય પણ તેમની સાથે સાથે ગયો. ક્ષણ વારમાં તેઓ બાદશાહની સન્મુખ આવી પહોંચ્યાં અને તેને કુર્નિસ બજાવીને સામે ઉભા રહ્યાં. બાદશાહે થાનસિંહને ઘટિત આવકાર આપીને તેને ટોડરમલ્લની પાસેના આસન ઉપર બેસવાની ઇશારત કરી એટલે તે બાદશાહને નમીને ત્યાં જઇને બેઠો. બીરબલ તથા વિજય બાદશાહનાં ફરમાનથી તેમની સામેનાં આસનો ઉપર બેઠા. કૃશાંગી ચંપા નીચી નજરે સામે ઉભી હતી, તેના પ્રતિ દૃષ્ટિપાત કરીને બાદશાહે થાનસિંહને પૂછ્યું. " આજ તમારી પુત્રી ચંપા કે ? "

" જી હા. " થાનસિંહે જવાબ આપ્યો.

" થાનસિંહ શેઠ ! મેં સાંભળ્યું છે કે ચંપાએ છેલ્લા એક માસથી માત્ર ગરમ પાણી પીવા સિવાય કાંઇ પણ ચીજ ખાધી નથી, એ વાત શું સત્ય છે ? " બાદશાહે પૂછ્યું.

" આપે સાંભળેલી વાત સર્વથા સત્ય છે. " થાનસિંહે કહ્યું.

બાદશાહે પુનઃ ચંપા પ્રતિ ધ્યાનપૂર્વક જોયું અને તેનું તેજસ્વી વદન નિહાળીને તેને એ વાતમાં સત્ય પ્રતીત થયું: તો પણ પૂર્ણ ખાતરી કરવાને માટે તેણે પૂછ્યું. " ચંપા ! તારા બાપા કહે છે, એ પ્રમાણે તેં આટલી કોમળ અને નાજુક વયે એક માસના ઉપવાસ કર્યા છે, તે શું સત્ય છે ? "

" જહાંપનાહ ! " ચંપાએ પોતાની નજર જરા ઉંચી કરીને ઉત્તર આપ્યો. " મેં માસક્ષમણનું વ્રત કર્યું છે, એ વાત તદ્દન સત્ય છે.

આપ જ વિચાર કરો કે આવા વિષયમાં મારા પિતાશ્રીએ તથા મારે શા માટે અસત્ય બોલવું જોઇએ ?"

ચંપાની નિર્દોષ વાણી તથા તેની શાંત પ્રકૃતિ જોઇને બાદશાહને એ વાતની સંપૂર્ણ ખાતરી થઇ અને તેથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું. "ચંપા! ખરેખર તું જન્નતની પરી છે: કેમકે એક સામાન્ય ઓરતથી આવું વ્રત કદિ પણ થઇ શકે નહિ."

"નામવર શાહેનશાહ !" ચંપાએ મધુર સ્વરે કહ્યું. "ધર્મના પ્રતાપથી હર કોઇ મનુષ્ય પોતે ધારે તેવું વ્રત કરી શકે છે એટલે તેમાં શંકા ધરવાનું કાંઇ પણ કારણ નથી."

"બહુત ખુશ, ચંપા !" બાદશાહે હસીને કહ્યું. "પરંતુ તેં આવું સખત વ્રત શા માટે અને શી રીતે કર્યું છે, તે મને તું કહી શકીશ ?"

"જહાંપનાહ !" ચંપાએ કહ્યું. "આ વ્રત આત્મહિત સાધવાને માટે કરવામાં આવે છે અને સાક્ષાત્ ધર્મસ્વરૂપ મહાત્મા હીરવિજય-સૂરિની સુકૃપાથી જ હું કરી શકી છું."

બાદશાહે જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો. "હીરવિજયસૂરિ કોણ છે અને તે ક્યાં રહે છે, તે તું જાણે છે, ચંપા ?"

ચંપાએ પોતાના પિતા થાનસિંહની સામે અર્થસૂચક દૃષ્ટિથી જોયું એટલે તે તેનો ભાવ સમજી ગયો અને બોલ્યો. "બાદશાહ સલામત ! હીરવિજયસૂરિ અમારા જૈનધર્મના એક મહાન્ વિદ્વાન્ અને સમર્થ આચાર્ય છે અને તેઓશ્રીનું નિવાસસ્થાન હાલમાં ગુજરાતમાં છે."

"તમારા એ આચાર્ય અહીં આવી તેમના ઉપદેશનો લાભ શું આપણને ન આપી શકે? હું એવા વિદ્વાન્ પુરૂષોનો ઉપદેશ સાંભળવાને બહુજ ઇન્તેજાર છું." બાદશાહે પૂછ્યું.

"જી હા. આપનું આમંત્રણ થશે તો તેઓશ્રી અવશ્ય અહીં પધારશે, એમ મારી માન્યતા છે." થાનસિંહે જવાબ આપ્યો.

"જ્યારે તેઓ અહીં આવી શકે તેમ છે, ત્યારે તેમને આમંત્રણ મોકલીને ઘટતાં માન સાથે અહીં બોલાવવા, એવી મારી ઇચ્છા છે. ટોડરમલ્લ !" બાદશાહે એમ કહી ટોડરમલ્લ પ્રત્યે જોઇને કહ્યું. "અહમદાબાદના સુબેદાર શહાબુદ્દીન અહમદખાંના નામ ઉપર, જૈનાચાર્ય શ્રી હીરવિજયસૂરિને બડા આદરમાન સાથે અહીં મોકલો, એવું ફરમાનપત્ર લખીને મારા ખાસ કર્મચારીઓમાંથી બે લાયક માણસોને એ ફરમાન પત્ર આપીને તુરત ગુજરાત તરફ રવાના કરવાની ગોઠવણ કરવાનું તમને સોંપું છું."

"ખુદાવીંદ! આપના ફરમાન મુજબ સઘળો બંદોબસ્ત આજેજ કરીને આપને તુરત ખબર આપીશ. મને હુકમ હોય તો હું મારા કાર્ય ઉપર જવાને તૈયાર છું." ટોડરમલ્લે આસન ઉપરથી ઉઠીને કહ્યું.

બાદશાહે ટોડરમલ્લને જવાની રજા આપી એટલે તે નમીને ચાલ્યો ગયો. ત્યારપછી બાદશાહે કહ્યું. "થાનસિંહ શેઠ! તમારી પુત્રીની ધર્મ-પ્રીતિ જોઈને હું બહુજ ખુશી થયો છું અને તેથી તેને બાદશાહી ખજાનામાંથી મુલ્યવાન પોશાક અને રત્નજડિત આભુષણ આપવાનો હુકમ કરૂં છું. આ ચીજો તમારા આવાસે આવતી કાલે ખજાનચી પહોંચની કરશે. વિશેષમાં તમને એક વાત કહેવાની છે." બાદશાહે વિજયની સામે જોઈને આગળ ચલાવ્યું. "અને તે એ કે વિજય હવે એક સામાન્ય યુવક રહ્યો નથી. મેં તેને તેના ઉચ્ચ ગુણોની પરીક્ષા કરી મારો પ્રીતિપાત્ર અધિકારી બનાવ્યો છે; માટે તેની સાથે તમારી પુત્રીનું લગ્ન તુરતમાંજ કરી નાંખજો."

"ખુદાવીંદ! આપના ફરમાન પ્રમાણે વર્તવાને હું તૈયારજ છું" થાનસિંહે કહ્યું.

"બહુત ખુબ" બાદશાહે આસન ઉપરથી ઉઠીને કહ્યું અને તમારી પુત્રીનું વિજય સાથે જ્યારે લગ્ન કરો, ત્યારે મને અવશ્ય ખબર આપજો. હવે તમને જવાની રજા છે.

બાદશાહ ઉઠ્યો, તે સાથેજ સર્વ ઉભા થઇ ગયા હતા. થાનસિંહે કહ્યું નામવર શાહ! આપની કૃપાદ્રષ્ટિ માટે હું આપનો અત્યંત આભારી છું. મારી પુત્રીના લગ્ન સમયે આપને અવશ્ય ખબર આપીશ.

એ પ્રમાણે કહી થાનસિંહ ચંપાને લઇ ચાલ્યો ગયો અને વિજય પણ બાદશાહનો ઉપકાર માની તેને કુર્નિસ બજાવીને તેમની પાછળ ગયો તે પછી શહેનશાહ અકબર બીરબલને લઇ શાહી દરબારમાં ગયો.*



* પંડીત પદ્મસાગર ગણિકૃત જગદગુરુ કાવ્યમાં ચંપાએ છ માસના ઉપવાસ કર્યાનું બાદશાહ અકબરે જાણતાં તે સબંધી ખાતરી કરવા માટે તેણે ચંપાને એકાંત મકાનમાં રહેવાની આજ્ઞા કરી હતી અને પોતાના વિશ્વાસુ નોકરોને ચંપાની રાત દિવસની ચર્ચાની ખબર રાખવા સૂચના આપી હતી. માસ દોઢમાસ પર્યંત એ પ્રમાણે કર્યા પછી તેને જણાયું કે તેની વૃત્તિમાં કોઇ પ્રકારનો દંભ નહોતો અને તેથી ચંપાને બહુ માનપૂર્વક તેના ઘેર જવાની રજા તેણે આપી હતી. એમ

# પ્રકરણ ૧૫ મું.

## જંગલમાં મંગળ

મેવાડના નૈરૃત્ય કોણમાં આવેલા ચપ્પન નામક પ્રદેશનાં ઉપવનમાં નાજુક અને સુકોમળ વેલીઓ વૃક્ષોને આલિંગન કરતી હતી અને પક્ષી યુગલો ઉપવનની અપૂર્વ શોભા નિહાળીને કલ્લોલ કરતાં હતાં આરાવલી પર્વતની હારમાળા ચોતરફ પ્રસરી રહેલી હતી અને તેની ઉપર ઉદય પામતાં સૂર્યનાં તેજસ્વી કિરણોનો પડતો પ્રકાશ વિચિત્રતાનું ભાન કરાવતો હતો. સરખી વયની વેલીઓ સમાન સખીઓનું વૃંદ આ ઉપવનમાં આસપાસ ફરતું હતું અને પરસ્પર આનંદગોષ્ઠી ચલાવતું હતું. આ વૃંદ ચાર યુવાન વયે પહોંચેલી બાળાઓનું બનેલું હતું અને એ ચારે બાળાઓને પરસ્પર એવી તો પ્રીતિ બંધાયલી હતી કે તેઓને ક્ષણવાર પણ એક બીજાના સહવાસ વિના ચાલતું નહોતું. મહારાણા પ્રતાપસિંહની પુત્રી રાજકુમારી *કમળા, સલુંબરરાજની કન્યા યમુના, મહારાણાના મૃત સરદાર રાજા રઘુવીરસિંહની કન્યા રૂકિમણી અને મંત્રીશ્વર ભામાશાહની પુત્રી કુસુમ, એ ચારે સમાન વય અને સમાન રૂપની સખીઓ આજે પ્રભાતમાં ચપ્પન પ્રદેશનાં ઉપવનમાં આવીને હાસ્યવિનોદ કરતી હતી. કોમલમેરના યુદ્ધમાં પરાજય પામ્યા પછી મહારાણા પ્રતાપસિંહે પોતાના પરિવાર અને આત્મીય માણસો સાથે આ પ્રદેશમાં આવીને નિવાસ કર્યો હતો. આ સ્થળે ભીલ લોકોની વસતિ મોટા પ્રમાણમાં વસેલી હતી અને તેમણે જ પ્રતાપસિંહને આશ્રય આપ્યો હતો. પ્રતાપસિંહ આ પ્રદેશના મધ્ય ભાગે આવેલા ચૌન્ડ નગરમાં છૂપી રીતે

---

લખવામાં આવેલુંછે અને અમને પણ એમ બનવું સંભવિત લાગેછે; પરંતુ આ એક નવલકથા હોઇ તેમાં પ્રસંગોપાત ઉચિત ફેરફાર કરવાની અમે હરકત જોતાં નથી તેમ તેથી મૂળ ઇતિહાસને કશો બાધ આવતો હોય એમ પણ અમે માનતા નથી.

* મહારાણા પ્રતાપસિંહને પુત્રી હતી કે કેમ એ સંબંધમાં ઇતિહાસમાં મતભેદ રહેલો છે. કોઇ ઇતિહાસકારે તેમને અજબસતી નામક પુત્રી હોવાનું અને તેને શાહજાદા સલીમ સાથે પ્યારમાં પડ્યાનું દર્શાવેલું છે; પરંતુ એ વાત તદ્દન અસંભવિત જણાય છે; કેમકે પ્રતાપ જેવા અકબરનાં મહાન્ શત્રુની પુત્રી ખુદ અકબરના શાહજાદા સલીમ સાથે પ્યારમાં પડે, એ દેખીતી રીતે પણ કેવળ અસ્વાભાવિક છે. —લેખક.

રહેતો હતો. કેમકે દુશ્મનોનાં જૂદાં જૂદાં સૈન્યો તેને હરાવવાને અને તેને પકડી લેવાને માટે આમતેમ ફરતાં જ હતાં.

મેવાડના નૈરૂત્ય ખુણાને છપ્પન કહેવાય છે. આ પ્રદેશ તદ્દન પહાડી છે અને અમે જે સમયની આ નવલકથા લખીએ છીએ, તે સમયે તેમાં ૩૫૦ ગામડાં હતાં અને તેમાં મુખ્યત્વે કરીને ભીલોજ રહેતા હતા. છપ્પનનો કહેવાતો મુલક જો કે તદ્દન પહાડી હતો; તો પણ, પર્વતની હારમાળા, અનેક જાતિનાં વૃક્ષો, ઉંડી ઉંડી ખીણો, નાની–મોટી સરિતાઓ અને સ્વચ્છ પાણીના ઝરાથી તેની નૈસર્ગિક શોભા અલૌકિક હતી. આ ઉપવનનું સૌંદર્ય નિહાળવાને અને એ રીતા દુઃખી મનને શાંત. કરવાને ખુદ પ્રતાપસિંહ, તેના સરદારો અને તેનાં આપ્ત મનુષ્યો સમયપરત્વે આવતાં હતાં. દુઃખી મનુષ્યો પોતાના દુઃખનાં દિવસો શી રીતે પસાર કરે છે, એ તો માત્ર અનુભવીઓ જ જાણી શકે છે અને તેથી અમે આ વિષે વધુ વિવેચન અત્રે કરતા નથી.

આજે પ્રભાતમાં ઉપર્યુક્ત ચારે સખીઓ ચૌન્ડ નગરની બહારનાં ઉપવનમાં કુદરતી સૌંદર્ય જોવાને આવી હતી. ચૌન્ડ નગરની બહાર ભીલોની માતાનું મંદિર વૃક્ષોની ઘટામાં આવેલું હતું અને એ મંદિરની બહારના ચોરા ઉપર એ ચાર સખીઓ બેઠી બેઠી વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરી રહેલી હતી. કમળા, યમુના, રૂક્મિણી અને કુસુમે સામાન્ય સ્ત્રીઓની જેમ માત્ર સાદાં વસ્ત્રો પરિધાન કરેલાં હતાં અને તેમાંથી એકેના અંગ ઉપર કિંમતી આભૂષણનું નામ નહોતું; તો પણ તેમનુ સ્વાભાવિક સૌંદર્ય એવા પ્રકારનું હતું કે તેમને જોનાર પ્રત્યેક મનુષ્ય મંત્રમુગ્ધ થયા સિવાય રહેતું નહોતું. સ્વર્ગભૂમિની સુરસુંદરીઓ સમાન આ ચાર યુવતીઓ શો વાર્તા વિનોદ કરતી હતી, એજ હવે આપણને જાણવાની અગત્ય છે.

" કુસુમ ! " યમુનાએ એક સુંદર વિકસિત પુષ્પ બતાવીને કહ્યું. " આ પુષ્પનાં સૌંદર્ય જેવું તારૂં સૌંદર્ય પણ અનુપમ છે હો ! ખરેખર કર્મસિંહ ભાગ્યશાળી તો ખરા, કેમ ખરૂં કે નહિ ? "

" અલબત, તારૂં કહેવું કેવળ સત્ય છે; યમુના !" રાજકુમારી કમળાએ કહ્યું. " કુસુમ અને કર્મસિંહ ! કેવું અનુપમ જોડું ? જાણે રતિ અને કામદેવ !

" અને કુસમ પણ ભાગ્યશાલિની નહિ કે ? " રૂક્મિણીએ તુરત કહ્યું. " કર્મસિંહ જેવા સર્વાંગસુંદર અને સર્વગુણસંપન્ન પતિ મળવા શું સહેલ છે ? "

" તમે બધાંએ મારી મશ્કરી કરવા માંડી છે, તો ભલે; મને તેનું કાંઈ એ નથી; પરંતુ આ રૂક્મિણીની ગુપ્ત વાત તમે સાંભળી છે ખરી ? " કુસુમે પૂછ્યું.

"ના" ત્રણેએ સાથે જવાબ આપ્યો.

" તો સાંભળો: કુમાર અમરસિંહ આ રૂક્મિણીબાને ચાહે છે, કહો એ કેવી વાત ? " કુસુમે હસીને કહ્યું.

" વાત તો બહુ સારી છે અને મને પણ એકવખતે તેમનાં પ્રેમની શંકા પડી હતી. હવે જ્યારે એ વાત સત્ય છે, ત્યારે રૂક્મિણીના ભાગ્યની શી સીમા ? મેવાડના મહારાણાની પુત્રવધૂ થવું, એ શું થોડા ઘણા ભાગ્યની વાત છે ? " યમુનાએ પોતાની શંકા કહી બતાવતા કહ્યું.

" ત્યારે તો રૂક્મિણી મારી ભાભી થવાની, ખરૂંને ? આવો, આવો, ભાભી ! તમને મારા ભાઈએ કાંઈક ગુપ્ત સમાચાર કહાવ્યા છે, તે કાનમાં કહું; આમ આવો. " એમ કહી કમળાએ રૂક્મિણીના કાન પાસે પોતાનું મુખ ક્ષણવાર રાખી લઈ લીધું.

" રૂક્મિણી ! કુમારે શા સમાચાર કહાવ્યા છે ? શું અમને તે કહીશ નહિ ? " યમુનાએ પૂછ્યું.

" મહારાણીએ હાલના સમયમાં પ્રેમની નિરૂપયોગી વાતો કરવાની મના કરેલી છે, તેનો તમે આવોજ અમલ કરો છો ને ? " રૂક્મિણીએ કૃત્રિમ ક્રોધથી કહ્યું.

રૂક્મિણી ! તું મહારાણાની પુત્રવધૂ થવાની છું; તેથી અમને ડરાવતી હશેખરૂંને ? પરંતુ અમે એમ ડરીએ એવાં નથી તો, કેમ કુસમ ! " યમુનાએ કહ્યું.

" હાસ્તો. " કુસુમે તુરતજ ઉત્તર આપ્યો.

" હું તમને કાંઇ ડરાવતી નથી; પરંતુ મહારાણાની આજ્ઞાનું માત્ર ભાન કરાવું છું. કેમ કમળાબ્હેન ! મારૂં કહેવું ગેરવ્યાજબી છે ? " રૂક્મિણીએ ખુલાસો કરતાં રાજકુમારી કમળાને પૂછ્યું.

"તારૂં કહેવું સત્યછે, રૂક્મિણી" રાજકુમારીએ પોતાનો અભિપ્રાય આપ્યો. "પરંતુ આપણે અત્યારે જે નિર્દોષ વાતો વિનોદ કરીએ છીએ; તેથી મહારાણીની આજ્ઞાનો કોઇપણ રીતે ભંગ થતો નથી."

" રાજ કુમારી ખરૂં કહે છે. " યમુના અને કુસુમે હાંમાં હા મીલાવી દીધી.

"ઠીક ત્યારે, હું હારી અને તમે જીત્યા; પછી છે કાંઇ" રૂક્મિણીએ સ્મિત હાસ્ય પુર્વક કહ્યું.

"હવે કેવી ઠેકાણે આવી; પરંતુ કુમારે શા સમાચાર કહાવ્યા છે તે હવે અમને કહી શકે નહિ?" યમુનાએ પુનઃએજ સ્વાલ પૂછયો.

"વળી પાછી એની એ વાત; જો હવે મને એ વાત પૂછશો, તો હું તમારાથી રીસાઇશ." રૂક્મિણીએ હસીને કહ્યું.

"જો તું રીસાઇશ તો રાણી રૂક્મિણીને મનાવવા માટે અમે કૃષ્ણને તેડી લાવશું." કુસુમે એમ કહીને નવ યૌવના રૂક્મિણીના ગુલાબી ગાલ ઉપર ચુંટી ખણી.

રૂક્મિણી મ્હોઉંથી સીત્કાર કરતી ગાલ ઉપર હાથ ફેરવવા લાગી અને કમળા, યમુના અને કુસુમ ત્રણે ખડખડાટ હસી પડયાં તેઓના હાસ્યથી ઉપવનની વેલીઓ, વૃક્ષો અને પક્ષીઓ પણ હસવા લાગ્યાં.

ક્ષણ વાર રહીને કુસુમે કહ્યું. સામી બાજુએથી રૂક્મિણીના કૃષ્ણ આવતાં જ્ણાય છે ને શું? ચાલો આપણે આ મંદિરમાં છુપાઇ જાઇએ.

રૂક્મિણીએ વિચાર્યું કે કુસુમ મારી મશ્કરી કરેછે એટલે તે તો ત્યાંને ત્યાંજ ઉભી રહી અને કમળા તથા યમુના કુસુમની સાથે માતાના મંદિરમાં ગયા અને અંદરથી તેના બારણા બંધ કર્યા.

ત્યાર પછી રૂક્મિણીએ સામી બાજુએ દ્રષ્ટિ કરી તો ખરેખર કુમાર અમરસિંહ ઉપવનની શોભા જોતો જોતો ચાલ્યો આવતો હતો. મહારાણા પ્રતાપસિંહનો કુમાર અમરસિંહ અને રાજા રઘુવીરસિંહની કન્યા રૂક્મિણી વચ્ચે ગુપ્ત પ્રેમ સંબંધ હતો; એ કહેવાની આવશ્યકતા અમને જણાતી નથી; કેમકે વાંચક મહાશયો ઉપર્યુક્ત સખી મંડલના વાર્તા વિનોદથી એ વાતને સ્પષ્ટતાથી સમજી શકે તેમછે. રૂક્મિણીનો પિતા રઘુવીરસિંહ રાણા પ્રતાપનો મુખ્ય સહાયક અને મેવાડના એક તાલુકાનો રાજા હતો. રાજા રઘુવીરસિંહ મોગલો સાથેના પહેલાં યુદ્ધમાં માર્યો ગયો હતો અને તેની સતી રાણીએ તેની સાથે સહગમન કર્યું હતું; તેથી તેમની કન્યા રૂક્મિણી તે સમયથી મહારાણા પ્રતાપસિંહના આશ્રયે આવીને રહી હતી. પ્રતાપસિંહ અને રાણી પદ્માવતી તેને પોતાની પુત્રી સમાન ચાહતાં હતાં અને તેની દરેક ઇચ્છાને પૂર્ણ કરતાં હતાં. રૂક્મિણીની અવસ્થા અત્યારે પંદરેક વર્ષની હતી. તેનું અલૌકિક સૌંદર્ય અને તેની મીઠી વાણી, તેનો નમ્ર સ્વભાવ અને તેના સ્વાભાવિક ગુણો ઇત્યાદિથી કુમાર અમરસિંહ તેને ચાહતા શીખ્યો હતો અને રૂક્મિણી પણ કુમારને ચાહતી હતી. આ ઉભય પ્રેમીઓ વચ્ચે ઘણોજ પ્રેમ-સંબંધ હતો; પરંતુ તેઓ મહારાણાની આજ્ઞાથી પરસ્પર ભાગ્યેજ મળી શકતાં હતાં. ઉભયનાં હૃદયોમાં પ્રેમ-બીજ રોપાયું હતું;

પરંતુ એ પ્રેમબીજને પરસ્પર મિલન વિના ફૂટીને વૃક્ષ થવાનો પૂરતો અવકાશ હજુ સુધી મળ્યો નહોતો. આજ ઉભય પ્રેમીઓનો મેળાપ થઇ ગયો. કુમાર અમરસિંહ પોતાની હૃદયદેવીને માતાના મંદિરની બહારના ચોરા ઉપર એકલી બેઠેલી જોઇને હૃદયના વેગને રોકી નહિ શકવાથી તે તેની સામે આવીને ઉભો રહ્યો. લજ્જાશીલા રૂક્મિણી જેનું રાત્રિ-દિવસ ચિંતન કરતી હતી, તેને પોતાની સન્મુખ જોઇને શરમાઇ ગઇ અને ઉંચી આંખ કરીને પોતાનાં હૃદયના અધિષ્ઠાયકને જોવાનું પણ સાહસ કરી શકી નહિ. તેણે મંદિરના દ્વાર તરફ પોતાની દૃષ્ટિ કરી તો તેને બંધ જોઇને તે આશ્ચર્યને પામી અને હવે શું કરવું, એના ઉંડા વિચારમાં પડી ગઇ.

કુમાર, સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમાને કેટલોક સમય પર્યંત અનિમિષ નયનોએ જોઇ રહ્યો; પરંતુ તેને તેથી તૃપ્તિ થઇ નહિ. તે પુનઃ પુનઃ નવયૌવના રૂક્મિણીના રૂપ-લાવણ્યને જોવા લાગ્યો અને મનમાં ને મનમાં જ તેનાં નૈસર્ગિક સૌંદર્યની પ્રશંસા કરવા લાગ્યો. આ સમય દરમ્યાન રૂક્મિણી કેવળ નીચી દૃષ્ટિ રાખીને બેસી રહી હતી. તે કુમારની સામે જોવાને અને પોતાના આરાધ્ય દેવનું સન્માન કરવાને મનથી તો બહુજ આતુર હતી; પરંતુ લજ્જાનું આવરણ એ સરલ હૃદયની કિશોરીનાં મુખ ઉપર એટલું બધું જામી ગયું હતું કે તેનાથી ઇચ્છા છતાં પણ પોતાની મનકામના પૂરી થઇ શકતી નહોતી. હવે અમરસિંહ પોતાના મનને બહુ વાર કાબુમાં રાખી શક્યો નહિ. તેણે સ્નેહપૂર્ણ સ્વરે તેને બોલાવી. "રૂક્મિણી!"

રૂક્મિણી પોતાનાં નામનાં સંબોધનથી વિશેષ શરમાઇ ગઇ અને શરીરને સંકોચી જરા દૂર ખસી ગઇ.

કુમારે પુનઃ હસીને કહ્યું. "રૂક્મિણી!"

આ સમયે તેણે સહજ ઉંચું જોયું અને તેનાં સુકોમળ મુખ ઉપર મંદ હાસ્ય સ્પષ્ટ જણાવા લાગ્યું; પરંતુ તે કશું બોલી નહિ.

અધીર હૃદયનો અમરસિંહ હવે ક્યાંસુધી રાહ જુએ? તેણે તુરતજ રૂક્મિણીના કોમળ કરને પોતાના હાથમાં લઇને કહ્યું. "હૃદયેશ્વરી! કેમ કાંઇ બોલતી નથી? ઘણાં સમયથી હૃદયમાં બંધ કરીને રાખેલા પ્રેમનો પ્રકાશ કરવાનો સમય અત્યારે આપણને મળ્યો છે, તેનો સદુપયોગ શા માટે કરતી નથી?"

રૂક્મિણીએ પોતાના મનથી વિચાર્યું કે હવે બોલવા સિવાય ચાલે તેમ નથી અને તેથી તેણે સ્મિતપૂર્વક કહ્યું. "શું બોલું, કુમાર!"

"શું બોલું એ કાંઇ પ્રશ્ન છે ? બોલવાનું-વાર્તાવિનોદ કરવાનું શું કાંઇ નથી ?" અમરસિંહે આશ્ચર્ય યુક્ત સ્વરે પૂછયું.

રૂક્મિણીની લજ્જા હવે પલાયન કરી ગઇ હતી. તેણે ચોરા ઉપરથી નીચે ઉતરી કુમારની સન્મુખ ઉભા રહીને ઉત્તર આપ્યો. "પ્રિય કુમાર ! આપની સાથે વાર્તાવિનોદ કરવાનું ઘણું એ છે; પરંતુ હૃદયમાં રહેલા ભાવોને શી રીતે પ્રગટ કરવા, એ સુજતું નથી. જે દિવસે આપના નયનમનોહર દિદારનું દર્શન મને પ્રથમ થયું હતું, તે દિવસથી મારૂં જીવન કોઇ જૂદાજ પ્રકારનું થઇ ગયું છે અને હૃદયમાં જે પ્રકારના વિચારો ઉત્પન થયા કરે છે, તેની વાત આપને કહેવાને માટે મન ઘણું આતુર થઇ રહેલું; પરંતુ તેને શી રીતે અને કેવા રૂપમાં કહેવી, એ સમજી શકાતું નથી."

"તારૂં કથન કેવળ સત્ય છે, પ્રિય દેવી ! કેમકે દરેક પ્રેમી મનુષ્યનાં હૃદયની તું કહે છે, તેવીજ સ્થિતિ હોય છે અને હૃદયની એ સ્થિતિને તથા હૃદયના એ ભાવોને પ્રેમીઓ સમજાવ્યા વિના સમજી શકે છે; તેઓનાં હૃદયો એટલાં બધાં નિર્મળ અને શુદ્ધ હોય છે કે તેઓ પોતાંના પ્રિયતમ કે પ્રિયતમાનાં હૃદયના ભાવોને સ્વાભાવિક રીતેજ જાણી શકે છે; પરંતુ રૂક્મિણી ! આપણાં હૃદયની મનકામના ક્યારે પૂર્ણ થશે, એ કહી શકાય તેમ નથી; કેમકે મોગલોનું જોર દિનપ્રતિદિન વધતું જાય છે અને આપણો પરાજય થતો જાય છે. આપણા આ ગુપ્ત નિવાસસ્થાન ઉપર તેઓ ક્યારે હુમલો લાવશે, તે અત્યારથી કહેવાય તેમ નથી અને તેથી ભવિષ્યમાં આપણી શી સ્થિતિ નિર્માણ થયેલી છે, તે પણ આપણે જાણી શકતાં નથી." અમરસિંહે ચિંતાયુક્ત સ્વરે કહ્યું.

"પ્રિયતમ !" કિશોરી રૂક્મિણીએ કહ્યું. "ચિંતા કરવાનું કશું પણ પ્રયોજન નથી; કેમકે મહારાણા આપણા દેશ, ધર્મ અને સમાજની આબરૂ અને તેની સ્વતંત્રતા માટે જે પ્રાણાંત કષ્ટો સેહન કરી રહ્યા છે. તેથી ભગવાન્ એકલિંગજી તેમને અવશ્ય સહાય કરશે. હાલ આપણી ગમે તે સ્થિતિ હોય; પરંતુ છેવટે મેવાડનો પુનરૂદ્ધાર થશે અને મહારાણાનો વિજય થશે. એમ મારૂં અંતઃકરણ સાક્ષી પૂરે છે."

"તારા જેવી શુદ્ધ અને પવિત્ર હૃદયની કુમારિકાનું વચન સત્ય નિવડો; એવી મંગલમય ભગવાન પાસે મારી યાચના છે." એમ કહી કુમારે તેને શાબાશી આપવાની ખાતર તેના કોમળ કર ઉપર હસતાં મુખે મીઠું ચુંબન ભર્યું.

રૂક્મિણીએ લજ્જાવશ થઇને તુરતજ પોતાનો હાથ પાછો ખેંચી લીધો. તેણે કહ્યું "આવી ચેષ્ટા કરવાનું આપને હાલના સંગેગોમાં શોભતું નથી, કુમાર !

અમરસિંહે સહેજ હસીને કહ્યું 'તે હું સારી રીતે સમજુ છું રૂક્મિણી ! પરંતુ જ્યારે જ્યારે પ્રેમીઓનું મીલન થાય છે, ત્યારે ત્યારે કેવી ચેષ્ટા કરવી અને કેવી ચેષ્ટા ન કરવી, તેનું શું તેમને ભાન હોયછે ખરૂં? નહિજ, અને તેથી પ્રેમી પુરૂષ પોતાની પરમ લાવણ્યસંપન્ન અને રૂપ નિધાન પ્રિયતમાને જોઇને પોતાનું ચિત્ત કબજે ન રાખી શકે તો એ સર્વથા સ્વાભાવીક છે.

રૂક્મિણીએ સ્મિત પૂર્વક કહ્યું આપને બુદ્ધિવાદમાં તો છતી શકીશ નહિ અને તેથી એ વાતને જવા દઉં છું પરંતુ માતાના મંદિરમાં રાજકુમારી કમળા બ્હેન વિગેરે મારી સખીઓછે, તે આપણને પ્રેમચેષ્ટા કરતાં જોઇને પાછળથી મારી મશ્કરી કરવામાં મણા નહિ મૂકે; માટે આપ હવે આપના ચિત્તને વશ રાખો તો સારૂં."

"શું કમળા અહીં મંદિરમાં છે ?" કુમારે આશ્ચર્ય પામીને પૂછયું.

"હા, કમળા બ્હેન એકલા નથી; પરંતુ યમુના અને કુસુમ પણ છે," રૂક્મિણીએ ઉત્તર આપ્યો.

"ત્યારે તો મારે અહીં વધારે વખત રહેવું, એ ઉચિત નથી." એમ કહી કુમારે પોતાની પ્રિયતમાને પ્રેમપૂર્ણ દ્રષ્ટિએ એકવાર જોઇ લીધી અને ત્યાર પછી તે ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો.

અમરસિંહ ગયા પછી રૂક્મિણી પુલકિત હૃદયે અને હર્ષિત વદને મંદિર તરફ ચાલી; પરંતુ તે ત્યાં પહોંચે તે પહેલાં તો ત્રણે સખીઓ ખડખડાટ હસતી હસતી મંદિરમાંથી બહાર આવી અને રૂક્મિણીને ચુંટી ખણીને, ચુંબન ભરીને અને આલિંગન દઇને તેની મશ્કરી કરવા લાગી. તે સમયે કિન્નરકંઠી સુંદરીઓના મીઠા મંદ હાસ્યનો મધુર ધ્વનિ એ નિર્જન ઉપવનમાં ચોતરફ પ્રસરી રહ્યો અને તે જોઇને કાળી કોયલ પણ પંચમ સ્વરથી આલાપ કરવા લાગી ટુંકામાં કહોને કે જંગલમાં મંગલ વર્તી રહ્યું.

# પ્રકરણ ૧૬ મું.

## ક્ષાત્રવટ.

"રહે પ્રજા ધન યત્ન સોં જહ બાંકી તરવાર,
સો ફલ કોઉ ન લે સકેં, જહાં કટીલી ડાર."

કુમાર અમરસિંહ ચૌંડ નગર પ્રતિ નીચી નજરે અને ધીમા પગલે ચાલ્યો જતો હતો. તેના હૃદયમાં આ સમયે તેની પ્રિયતમ રૂક્મિણીના વિચારો ઘોળાતા હતા. અમરસિંહ પ્રેમી હતો: તે રૂક્મિણીને પોતાના શુદ્ધ હૃદયથી ચાહતો હતો અને તેથી તે તેના મીલનને માટે અત્યાર પહેલાં બહુજ આતુર રહેતો હતો. મેવાડનો પુનરૂદ્ધાર ન થાય ત્યાં સુધી પ્રતાપસિંહે સર્વ ભોગ—વિલાસનો પોતે ત્યાગ કર્યો હતો અને પોતાના પરિવારનાં મનુષ્યનો અને આત્મીય સરદારોને પણ તેનો ત્યાગ કરવાની ફરજ પાડેલી હતી અને તેથી પ્રેમી યુગલો એકાંતમાં મળીને પ્રેમચેષ્ટા કરવાનું સાહસ કરી શકતાં નહોતાં. જો કે અમરસિંહના હૃદયમાં આ વાત ઘણી ખુંચતી હતી: કેમકે તે પ્રેમી અને વિલાસી હતો; તો પણ મહારાણાની ધાકથી તે રૂક્મિણીને મળવાનું ઉચિત માનતો નહોતો. આજે રૂક્મિણી સાથે તેનું જે મીલન થયેલું હતું, તે અગાઉથી કરી રાખેલા શુભ સંકેતનું જ આ પરિણામ હતું. અમરસિંહ ચૌંડ નગર તરફ જતાં જતાં રૂક્મિણીના સૌંદર્યના, તેની મીઠી વાણીના અને તેના આકર્ષક વર્તનના જ વિચારો કરતો હોવાથી આસપાસના પ્રદેશનું તેને કશું પણ ભાન નહોતું. એક મસ્ત માણસની જેમ આનંદ—લહરીમાં ઝુલતો ઝુલતો ચાલ્યો જતો હતો.

આ સમયે બે ઘોડેસ્વારો પોતાના ઘોડા જોરથી દોડાવતા કુમારની પાછળ આવતા હતા. ઘોડાની ખરીઓનો અવાજ નજીક અને નજીક સંભળાતો હતો; પરંતુ પ્રેમસાગરમાં ગોથાં ખાતાં અમરસિંહને તેનું ભાન નહોતું; તે તો જેમનો તેમ નીચી નજરે ચાલ્યો જતો હતો. ઉભય ઘોડેસ્વારો ક્ષણવારમાં અમરસિંહની અત્યંત નજીક આવી પહોંચ્યા અને તે માંહેના એક કુમારનું નામ લઇને તેને બોલાવ્યો, ત્યારે જ તે ઉભો રહ્યો અને તેમની સામે જોઇ રહ્યો. આ બન્ને ઘોડેસ્વારોમાં એક મંત્રી ભામાશાહ હતો અને બીજો કુમારનો મિત્ર રણધીરસિંહ હતો.

ભામાશાહે જરા રૂવાબથી પૂછ્યું. " ક્યાં ગયા હતા, કુમાર ?"

" આ પાસેના ઉપવનમાં જરા ફરવાને ગયો હતો; પરંતુ તમે આમ ક્યાંથી આવો છો ?" અમરસિંહે પોતાને પૂછેલ પ્રશ્નનો ઉત્તર આપતાં પૂછ્યું.

" દુશ્મનોની હિલચાલ જાણી લેવાના હેતુથી અમે આપણા ગુપ્ત ભીલદૂતો પાસેથી ખબર મેળવવાને માટે ગયા હતા." ભામાશાહે ઉત્તર આપ્યો.

" કાંઇ ખબર મળી કે નહિ ?" અમરસિંહે પુનઃ પૂછ્યું.

" હા, મોગલ સેનાપતિ ફરિદખાં અને રાજા માનસિંહનો સરદાર ચંદ્રસિંહ સૈન્ય સહિત ચપ્પન પ્રદેશ ઉપર હુમલો કરવાને માટે થોડા જ કોસના અંતરે છાવણી નાંખીને પડેલા છે, એવી ખબર આપણા વિશ્વાસુ ભીલોએ આપી છે." રણવીરસિંહે જવાબ આપ્યો.

" ત્યારે આપણે હવે અહીંથી ક્યાં જશું ? ક્યાં છુપાઇશું ?" અમરસિંહે ખિન્નતાથી પૂછ્યું.

" ક્યાં જશું ? ક્યાં છુપાઇશું ?" ભામાશાહે ભાર દઇને કહ્યું. " કુમાર ! આવાં નિર્માલ્ય વચનો તમારા મુખમાં શોભતાં નથી."

" ત્યારે આપણે શું કરશું ?" કુમારે ફરીથી પણ એજ સ્વાલ રજુ કર્યો.

" કર્ત્તવ્યની તમને ક્યાં દરકાર છે, કુમાર ?" ભામાશાહે કહ્યું.

અમરસિંહે ભવાં ચડાવીને કહ્યું. " કર્ત્તવ્યની મને દરકાર નથી, ત્યારે કોને છે ?"

" બીજાને હોય કે ન હોય, એ જુદો સ્વાલ છેઃ પરંતુ તમને તો ઘણી ઓછી જ છે." ભામાશાહે સ્પષ્ટતાથી કહ્યું અને હવે અમરસિંહ આગળ શો જવાબ આપે છે, તે સાંભળવાને આતુર થઇ રહ્યો.

" કર્ત્તવ્યની દરકાર મને ઓછી છે, એમ તમે શા ઉપરથી કહો છો ?" અમરસિંહે પુનઃ ભવાં ચડાવીને પૂછ્યું.

" શા ઉપરથી કહો છો, એ કાંઇ પ્રશ્ન નથી, કુમાર ! તમે તમારા અંતઃકરણને જ પૂછી જુઓ એટલે તમને સ્વયં ઉત્તર મળી આવશે." ભામાશાહે ઉત્તર આપ્યો.

" અંતઃકરણને પૂછવાની અગત્ય નથી." અમરસિંહે બેદરકારીથી કહ્યું.

" ઠીક, અંતઃકરણને પૂછવાની અગત્ય ન હોય તો ભલેઃ પરંતુ કુમાર ! જો કે હું હવે પ્રૌઢ થયો છું અને તેથી મારી બુદ્ધિ અને શક્તિ

શિથિલ થઇ ગઇ હશે, એમ સ્વાભાવિક રીતે તમે ધારતા હશો; તો પણ મેવાડનાં અને આપણા પરિવારનાં પ્રત્યેક મનુષ્યના હૃદયમાં રહેલા શુભ સંકેતો અને વિચારોને હજુ હું જાણી લેવાને સમર્થ છું. તમે અત્યારે ક્યાં અને શા હેતુથી ગયા હતા, એ હું પાછળની પરિસ્થિતિને જોઇને સહજમાં જાણી શક્યો છું; માટે કુમાર! વાતને શામાટે છુપાવો છો?" ભામાશાહે ગૌરવયુક્ત સ્વરે કહ્યું.

"વાતને છુપાવવાનું મને કશું પ્રયોજન નથી; કેમકે મારું અત્યારનું વર્તન કોઇ પણ રીતે અઘટિત નથી." અમરસિંહે જવાબ આપ્યો.

ભામાશાહે કહ્યું. "તમારું વર્ત્તન અઘટિત હતું, એમ કહેવાનો મારો કિંચિત માત્ર પણ આશય નથી; પરંતુ અત્યારના કટોકટીના સમયે વિલાસની વાતો અને પ્રેમની ચેષ્ટાઓમાં રોકાઇ રહેવાથી આપણા ખરા કર્ત્તવ્યને શું હાનિ પહોંચતી નથી? મહારાણાએ આદરેલ સત્યાગ્રહને આપણી આવી રીતિની બેદરકારીથી શું ધક્કો પહોંચતો નથી? અવશ્ય પહોંચે છે અને તેથી મારા કથનનો ભાવાર્થ કિંવા આશય એટલો જ છે કે તમે હમણાં તમારા વિલાસી સ્વભાવનો ત્યાગ કરી ખરા કર્ત્તવ્યમાં સતત્ જોડાઇ રહો, એજ તમારા માટે ઉત્તમ છે. કુમાર! આ ભૂમિના તમે ભવિષ્યના રક્ષણકર્તા છો અને અમે અત્યારે જે સ્વાતંત્ર્યનું બીજારોપણ કરીએ છીએ, તેનાં મધુર ફળોને ચાખવાનો અવસર તમને મળવાનો છે અને તેથી તમારે સાર્વજનિક લાભની ખાતર બેદરકારીનો ત્યાગ કરી કાળજીવાન થવાની જરૂર છે."

અમરસિંહ ઉપર્યુક્ત વચનો સાંભળી શરમથી કેવળ નીચું જોઇ રહ્યો. ભામાશાહને જવાબ દેવાનું તેનામાં સામર્થ્ય રહ્યું નહોતું.

તેને ચુપ રહેલો જોઇને ભામાશાહે આગળ ચલાવ્યું. "કુમાર! તમે એમ સમજતા હશો કે હું મહારાણા પ્રતાપસિંહનો જ્યેષ્ટ પુત્ર અને મેવાડનો યુવરાજ છું એટલે મને કોણ કહેનાર છે? પરંતુ મને કહેવાની અગત્ય જણાય છે કે જો તમારી એવી માન્યતા હોય, તો તે ઘણી જ ભૂલભરેલી છે. તમે યુવરાજ છો, એ વાતનો અમે સ્વીકાર કરીએ છીએ અને તેથી તમારું ઘટિત સન્માન કરવું, એ અમારી ફરજ છે; પરંતુ જો તમે તમારા યુવરાજપદને લાયક ન હો અને તમારા ક્ષાત્રવટ ધર્મને જાણતા ન હો, તો અમે પ્રજાજનો તમને માન આપશું ખરા? તમે રાજવંશમાં જન્મ્યા છો શા માટે? એટલા જ માટે કે તમારે સર્વગુણસંપન્ન બનીને તથા ક્ષાત્રવટ ધર્મને અનુસરીને પ્રજાનં

પાલન અને દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવું અને જો તમે એ પ્રમાણે વર્ત્તો નહિ તો પછી મેવાડ ઉપર તમારો અધિકાર શું કામનો ? યુવરાજ ! તમને મારી આ વાતો અત્યારે તો વિષ સમાન લાગશે; પરંતુ જો તમે એ વાતોના મર્મને સમજશો અને તદનુસાર તમારૂં વર્ત્તન રાખશો, તો તમને છેવટે એ વાતો અમૃત સમાન લાગશે અને તોજ તમે ભવિષ્યના મેવાડના અધિપતિ થવાને લાયક થશો. છેવટમાં યાદ રાખજો કુમાર ! કે જો તમે તમારા વિલાસી સ્વભાવ ઉપર વિજય મેળવશો નહિ અને તમારા ક્ષાત્રવટ ધર્મનું યથાર્થ રીતે પાલન કરશો નહિ, તો મને ખાતરી છે કે તમે મેવાડની સ્વતંત્રતા ગુમાવી દેશો અને મોગલોના દાસત્વને સ્વીકારશો. મારાં આ વચનો તમારા હૃદય ઉપર બરાબર કોતરી રાખજો, એવો ખાસ કરીને મારો આગ્રહ છે."

કુમાર અમરસિંહ આ બધો વખત અવનત મુખે ઉભેલો હતો. તેની મુખચર્યાથી સમજાતું હતું કે તેના હૃદયમાં પશ્ચાતાપ થતો હશે. ભામાશાહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને રણવીરસિંહે પણ તેનું અનુકરણ કર્યું. ભામાશાહે ઘોડા ઉપરથી ઉતરીને કુમારને વિચારગ્રસ્ત સ્થિતિમાં જોઇને કહ્યું. " કુમાર ! મારા ઉપરના કથનથી જો તમને માઠું લાગ્યું હોય તો માફ કરજો; કેમકે મેં તમને જે કહ્યું છે, તે તમારા હિતની ખાતરજ કહ્યું છે. હવે ચાલો; નગરમાં જઇને મહારાણાને શત્રુની હીલચાલની ખબર આપીએ."

આગળ ભામાશાહ અને પછવાડે અમરસિંહ અને રણવીરસિંહ, એ પ્રમાણે તેઓ નગર તરફ ચાલ્યા. માર્ગમાં કોઇએ કાંઇ પણ વાત કરી નહિ. થોડી વારમાં તેઓ નગરમાં આવી પહોંચ્યા અને મહારાણા પ્રતાપસિંહને મળ્યા. ભામાશાહે પ્રતાપસિંહને શત્રુની હીલચાલની સવીસ્તર ખબર આપી અને તે સાંભળી લીધા પછી પ્રતાપસિંહે કહ્યું. " મોગલો આપણને અહીં પણ સુખે બેસવા દે, એવો સંભવ નહોતો અને મારી એ ધારણા તમે આપેલા સમાચારથી આજે સત્ય નીવડી છે: પરંતુ મંત્રીશ્વર ! હવે આપણે શું કરવું ? "

ભામાશાહે તુરતજ જવાબ આપ્યો. " શું કરવું, એ આપ ક્યાં નથી જાણતાં ? અત્યારે આપણી પાસે જેમ કોઇ પણ પ્રકારની યુદ્ધ સામગ્રી નથી, તેમ લડનારા માણસો પણ નથી, એ આપ સારી રીતે જાણો છો અને તેથી મારા અભિપ્રાય પ્રમાણે આપણે આ સ્થળનો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યા જવું, એજ આપણા માટે હિતાવહ છે."

પ્રતાપસિંહેજ રોષદર્શક સ્વરથી કહ્યું. "મંત્રીશ્વર ! તમારો અભિપ્રાય હાલની આપણી સ્થિતિ જોતાં જો કે અયોગ્ય તો નથી, તો પણ હું તેને અત્યારે માન્ય રાખી શકીશ નહિ. મારે આ સમયે પણ પુનઃ મારા ક્ષાત્રવટનું દર્શન મોગલોને કરાવવું છે અને તેથી આપણી પાસે જેટલા માણસો છે, તે સર્વને આવતી કાલે લડવાને માટે તૈયાર રાખવાની ગોઠવણ કરો."

પ્રતાપસિંહનું નિશ્ચયાત્મક કથન સાંભળીને ભામાશાહે તેનો કાંઇ પણ પ્રતિવાદ નહિ કરતાં કહ્યું. "જ્યારે આપની ઇચ્છા યુદ્ધજ કરવાની છે, ત્યારે હું પણ આપના અભિપ્રાય સાથે મળતો થઉં છું અને તેથી આપની આજ્ઞા મુજબ સર્વ પ્રકારની તૈયારી રાખવાની ગોઠવણ હમણાંજ કરૂં છું."

એમ કહી ભામાશાહ, રણવીરસિંહને લઇ ત્યાંથી ચાલ્યો ગયો અને પ્રતાપસિંહ તથા અમરસિંહ જૂદા જૂદા વિષયોની વાતો કરતાં ત્યાં બેસી રહ્યા.

બીજા દિવસનો સૂર્યોદય થયો. ભામાશાહે કરેલી ગોઠવણ મુજબ કેટલાક રાજપૂતો અને આસપાસના પ્રદેશના વિશ્વાસુ ભીલો ચપ્પન પ્રદેશના ઉપવનમાં એકત્ર થયા હતા. તલવાર અને ભાલાંવાળા રાજપૂત સૈનિકો જ્યારે કાંઇક નિરાશ જણાતા હતા, ત્યારે તીરકામઠાંવાળા ભીલો આનંદી દેખાતા હતા. એક બાજુ સલુંબરરાજ અને અન્ય સરદારો અને બીજી બાજુ રણવીરસિંહ તથા કર્મસિંહ વગેરે યુદ્ધકાર્ય સંબંધી મસલત ચલાવી રહ્યા હતા. આ વખતે મહારાણા પ્રતાપસિંહ, કુમાર અમરસિંહ તથા મંત્રીશ્વર ભામાશાહ સાથે આવી પહોંચ્યા. સરદારોએ અને સૈનિકોએ તેમને લશ્કરી નિયમે ઘટિત માન આપ્યું. મહારાણાએ પોતાનો યુદ્ધનો પોષાક પહેરેલો હતો અને કવચ અને ટોપની વચ્ચે માત્ર ઉઘાડા રહેલા મુખની પ્રતિભા અને બે આંખોમાંથી છૂટતી તેજની ધારા સામા માણસના હૃદયમાં પૂજ્યભાવ અને ભયને એકી સાથે જન્મ આપતી હતી. કુમાર અમરસિંહે પણ લશ્કરી પોષાક પરિધાન કરેલો હતો; તો પણ તેનું સુંદર મુખ અને ચંચળ આંખો તેના અતીવ વિલાસીપણાની સાક્ષી પૂરતાં હતાં. મંત્રીશ્વર ભામાશાહે જે પોષાક પહેરેલો હતો, તે પણ યુદ્ધ સમયનો જ હતો અને તેથી તેની ભવ્યતા, ગંભીરતા અને દક્ષતામાં ઓર વૃદ્ધિ થયેલી જણાતી હતી.

ક્ષણવાર રહી પ્રતાપસિંહે પોતાના હાથમાં પકડેલા ભાલાને જમીન ઉપર બરાબર ઠેકીને કહ્યું. "બહાદુર વીરો ! મને કહેવાને

આનંદ થાય છે કે આજે પુનઃ આપણને આપણી જનની જન્મભૂમિની સ્વતંત્રતાના રક્ષણને માટે શત્રુઓ સાથે યુદ્ધ કરવાનો અલભ્ય અવસર પ્રાપ્ત થયો છે. જો કે આજસુધીના પ્રત્યેક યુદ્ધમાં આપણો પરાજય થતો આવ્યો છે; તો પણ આપણે આપણા હૃદયમાં નિરાશાને સ્થાન આપ્યું નથી અને સંપૂર્ણ હિંમત અને બહાદુરીથી આપણે આપણો બચાવ કરતા આવ્યા છીએ. આ વખતના યુદ્ધમાં પણ તમે સર્વ પૂર્વના જેવુંજ પરાક્રમ કરી બતાવશો, એવી હું આશા રાખું છું. આથી વિશેષ પ્રોત્સાહન અને આગ્રહની તમને જરૂરીઆત હોય, એમ હું માનતો નથી; કેમકે તમે તમારા ધર્મને બરાબર સમજો છો અને તમારી ભૂમિ, તમારા સમાજ અને તમારા ધર્મનું રક્ષણ કરવાને માટે તમે આતુર છો, એવી મારી ખાતરી હોવાથી હું તમને વિશેષ પ્રોત્સાહન ન આપું તો એ સર્વથા સ્વાભાવિકજ છે. છેવટે, મારા શૂરવીર સરદારો અને બહાદુર સૈનિકો ! ભગવાન્ એકલિંગજીની ખરા હૃદયથી પ્રાર્થના કરો કે જેથી આપણને આપણા કાર્યમાં સફલતા મળે."

પોતાના મહારાણાની સ્નેહસૂચક આજ્ઞાનુસાર સર્વ સરદારોએ, સૈનિકોએ અને ભીલોએ પોતાનાં વિવિધ હથિયારો નમાવીને ભગવાન્ એકલિંગજીની ક્ષણવાર મનમાં પ્રાર્થના કરી લીધી અને ત્યારબાદ પ્રતાપસિંહનો હુકમ થતાં તેઓ સર્વે યુદ્ધને માટે યોગ્ય સ્થળે જવાને આગળ વધ્યા. મધ્યાન્હનો સમય થયો તે પહેલાં પ્રતાપસિંહ પોતાના નાના લશ્કર સાથે ચપ્પન પ્રદેશમાંહેના યોગ્ય સ્થળે આવી પહોંચ્યો અને ત્યાં લશ્કરને યોગ્ય હરોલમાં ગોઠવીને તથા લશ્કરની મુખ્ય સરદારી કુમાર અમરસિંહને આપીને મોગલ સૈન્યની રાહ જોવા લાગ્યો. ક્ષણ વારમાં મોગલ સૈન્ય સામી બાજુએ આવી પહોંચ્યું અને આવીને ઉભું રહેતાંજ બન્ને સૈન્યો વચ્ચે યુદ્ધની શરૂઆત થઇ ગઇ. મોગલો અને રાજપૂતો સામસામા આવીને તલવાર, અને ભાલાથી અરસપરસ પ્રહાર કરવા લાગ્યા અને લાગ મળતાંજ એક બીજાનાં મસ્તકોને ધડથી જૂદાં કરવાનું ચૂકતા નહોતા. રાજપૂત સૈનિકો મદોન્મત થઇને યુદ્ધકાર્યમાં પ્રવૃત્ત થયેલા હતા અને વિશેષમાં ચાલાક ભીલો બાણોનો અને પત્થરોનો વરસાદ વર્ષાવતા હતા; તો પણ મોગલ સૈનિકોની હરોલમાં ભંગાણ પડે તેમ નહોતું; કેમકે તેની સંખ્યા એટલી બધી વિશાળ હતી કે થોડાક હજાર રાજપૂતો અને ભીલોના ગમે તેવા ધસારાથી તેઓ સહેજ પણ આંચકો ખાય તેમ નહોતું. પ્રતાપસિંહ અને ભામાશાહ એક બાજુ ઉભા

ઉભા આ દૃશ્ય જોતા હતા. તેઓ પોતાના સૈન્યની નબળાઇ તુરતજ સમજી ગયા અને તેથી પોતપોતાના ઘોડાને એડી મારીને તેઓએ યુદ્ધમાં ઝંપલાવ્યું. પ્રતાપસિંહ સૈનિકો વચ્ચે ઘુમતો ઘુમતો મોગલ સેનાપતિ ફરિદખાં અને ચંદ્રસિંહ જ્યાં ઉભા હતા, ત્યાં આવી પહોંચ્યો. ફરિદખાં તથા ચંદ્રસિંહ સાવધ જ હતા એટલે પોતાના ખરેખરા પ્રતિસ્પર્ધિને જોઇ એકદમ તેની સામે ધસી આવ્યા અને પોતાની તલવારોને મ્યાનમાંથી ખેંચી કહાડી તેની ઉપર તુટી પડ્યા.

પ્રતાપસિંહે પોતાનો બચાવ પોતાના અતિ તેજદાર ભાલાથી કરતાં કરતાં ચંદ્રસિંહ તરફ જોઇને કહ્યું. " ચંદ્રસિંહ! તમે હમણાં એક બાજુ ઉભા રહો; કેમકે તમે, ગમે તેમ હોય તો પણ મારા જાતિબંધુ છો અને તેથી હું મારા બાહુબળનો સ્વાદ પ્રથમ જ તમને ચખાડવાને ઇચ્છતો નથી. મને પ્રથમ ફરિદખાં સાથે લડી લેવા દો અને ત્યારપછી તમારી સાથે લડીશ અને તમને પણ બતાવી આપીશ કે પ્રતાપસિંહમાં કેટલું સામર્થ્ય રહેલું છે. "

ફરિદખાંએ પ્રતાપસિંહનું એ કથન સાંભળી લઇને કહ્યું. " ચંદ્રસિંહજી ! તમારા જાતિબંધુ હોવાનો દાવો કરનાર પ્રતાપસિંહ સત્ય કહે છે; માટે તમે હમણાં તો એક બાજુ ઉભા ઉભા અમારા યુદ્ધને જોયા કરો, એજ ઠીક છે; કારણ કે તેથી મેં લીધેલી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાની મને સરલતા થશે. "

પ્રતાપસિંહે પોતાના ઘોડાને ગોળ ફેરવતાં ફેરવતાં પૂછ્યું. " શી પ્રતિજ્ઞા લીધી છે, ખાંસાહેબ ! શું તે કહેવા જેવી નથી ? "

ફરિદખાંએ ગર્વથી જવાબ આપ્યો. " એ પ્રતિજ્ઞા તમને મારે કહેવીજ જોઇએ, રાણાજી ! અને તે એ છે કે મારે ગમે તે ભોગે તમને પકડીને શહેનશાહ અકબરની હજુરમાં લઇ જવા છે. આ મારી પ્રતિજ્ઞા. "

પ્રતાપસિંહે મુછો ઉપર હાથ મુકતાં કહ્યું. "એમ કે? ખાંસાહેબ! પ્રતિજ્ઞા તો અવશ્ય સારી કરી છે; પરંતુ મને પકડો તે પહેલાં તમેજ ખુદાના બંદિવાન થઇને તેની હજુરમાં પહોંચી ન જાઓ, એ ધ્યાનમાં રાખજો. "

ફરિદખાંએ કાંઇક ક્રોધથી કહ્યું. "રાણાજી! મારે ધ્યાનમાં રાખવા જેવું કાંઇ છેજ નહિ; જે ધ્યાનમાં રાખવાનું છે, તે તમારે જ છે; કેમકે બધાની અજનમી વચ્ચે તમે જુઓ છો તેમ તમને હમણાંજ કેદ પકડી

લઉં છું. તમે જ્યાં સુધી મારા સામર્થ્યને જાણ્યું નથી, ત્યાં સુધીજ તમે બેદરકાર છો; પરંતુ જ્યારે જાણશો, ત્યારેજ ખબર પડશે કે દુનિયાની સપાટી ઉપર ફેરિદખાં નામક એક શેરમર્દ હયાતી ધરાવે છે."

પ્રતાપસિંહે હસીને કહ્યું. "વાહ, વાહ ખાંસાહેબ ! તમે ભાષણ તો સારૂં કરી જાણો છો; પરંતુ તમને એટલું તો યાદજ હશે કે યુદ્ધના મેદાનમાં શબ્દોની કશી પણ કિંમત નથી. યુદ્ધમાં તો બળવાન હાથનુંજ કામ છે. માટે મિથ્યા પ્રલાપનો ત્યાગ કરી મર્દ હો તો સામા ચાલ્યા આવો; પ્રતાપસિંહ તમારા જેવા માનનીય પુરૂષનું યોગ્ય સન્માન કરવાને તૈયાર જ છે."

પ્રતાપસિંહના ઉપર્યુક્ત વચનો સાંભળી ફેરિદખાંનો મીજાજ હાથમાં ન રહ્યો. તે ક્રોધાંધ થઇને એકદમ તેની ઉપર ધસી આવ્યો. બંન્ને વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું અને કોણ કોને હરાવશે, એ બન્નેની યુદ્ધકાર્યની દક્ષતા જોઇને કહી શકાય તેમ નહોતું. એક આખા કલાક પર્યંત આ પ્રમાણે તેઓ વચ્ચે યુદ્ધ ચાલ્યું; પરંતુ એમાંથી એક પણ થાકે તેમ જણાતું નહોતું. પ્રતાપસિંહે હવે વિચાર્યું કે ફેરિદખાં સામાન્ય પુરૂષ નથી, એટલે તેણે પોતાના ઘોડાને અચાનક એડી મારીને એવા તો જોરથી કુદાવ્યો કે તે ફેરિદખાંના ઘોડાની અત્યંત પાસે જઇ પહોંચ્યો. બરાબર તેજ ક્ષણે પ્રતાપે પોતાનો તેજદાર ભાલો લાગ જોઇને જોરથી ફેરિદખાંની છાતીમાં ઘોંચી દીધો. ફેરિદખાંએ પહેરેલું બખ્તર તુટી ગયું અને ભાલો તેની છાતીમાં પેસી જતાં તે ઘોડા ઉપરથી ઉછળીને નીચે પડી ગયો અને પડતાંજ તેનો પ્રાણ ખુદાની હજુરમાં પ્રયાણ કરી ગયો. ચંદ્રસિંહ કે જે અત્યારસુધી આ ઉભયનું યુદ્ધ જોતો સામે ઉભો હતો, તે આ સ્થિતિ નિહાળીને એકદમ પ્રતાપ ઉપર ધસી આવ્યો અને તેના મસ્તક ઉપર પોતાની તલવારનો સખત ફટકો લગાવ્યો. ચંદ્રસિંહના આ ફટકાથી મેવાડનો સૂર્ય તુરતજ અસ્ત પામી જાત; પરંતુ મેવાડનો ભાગ્યરવિ ભામાશાહ ભાગ્યયોગે એકદમ પોતાનો ઘોડો દોડાવતો ત્યાં આવી પહોંચ્યો અને ચંદ્રસિંહની તલવારના ઘાને પોતાની તલવાર ઉપર ઝીલી લીધો. ચંદ્રસિંહની તલવાર ભામાશાહની તલવાર સાથે અથડાતાં ભાંગી ગઇ અને ભાંગેલો કટકો ખણખણાટ કરતો દુર જઇને પડયો. આ દરમ્યાન પ્રતાપસિંહ ફેરિદખાંની છાતીમાંથી પોતાનો ભાલો પાછો ખેંચી કહાડીને સાવધ થઇ ગયો હતો અને તે તુરતજ ચંદ્રસિંહ ઉપર ધસી ગયો અને તેના ઘોડાને એવા તો

જોરથી ભાલો માર્યો કે તે પોતાનો જીવ લઇને યુદ્ધભૂમિમાંથી પલાયન કરી ગયો. મોગલ સૈનિકો કે, જેઓ અત્યાર સુધી સંપૂર્ણ બહાદુરીથી લડતા હતા, તેઓ પોતાના સેનાપતિના મૃત્યુના સમાચાર સાંભળી તથા ઉપસેનાપતિ ચંદ્રસિંહની પલાયનની વાત સાંભળી નિરાશ થઈ ગયા અને તેથી તેમનો યુદ્ધનો જુસ્સો નરમ પડી ગયો. યુદ્ધનો જુસ્સો નરમ પડતાં તેમની હરોળમાં ભંગાણ પડવા લાગ્યું અને ઘણા ખરા તો પોતાનો જીવ બચાવવાને માટે નાશી પણ ગયા. રાજપૂતો અને બીજાએ આ તકનો લાભ લઇ નાશી જતાં મોગલ સૈનિકો ઉપર તુટી પડ્યા અને ઘણાને મૃત્યુને શરણ કરી દીધા. ક્ષણ વારમાં યુદ્ધભૂમિ ઉપર એક પણ મોગલ સૈનિક જોવામાં નહિ આવતાં પોતાના સૈનિકોને પાછા ફરવાની આજ્ઞા આપી પ્રતાપસિંહ પોતાનો જીવના જોખમમાંથી બચાવનાર ભામાશાહ પાસે આવી પહોંચ્યો.

તેણે આવતાં વેંત જ કહ્યું. "મંત્રીશ્વર ! તમે વખતસર આવીને મને ચંદ્રસિંહની તલવારનો ભોગ થતો બચાવી લીધો છે, તે માટે હું તમારો ઉપકાર માનું તો તે અઘટિત ગણાશે નહિ. આજથી કેટલાક વર્ષો પૂર્વે આશાશાહે મારા મર્હુમ પિતા મહારાણા ઉદયસિંહને બાલ્યાવસ્થામાં આશ્રય આપી તેમનું મૃત્યુના ભયમાંથી રક્ષણ કર્યું હતું, એ વાત સર્વત્ર જાણીતી છે અને આજે તમે મારૂં રક્ષણ કરીને મેવાડના ભાગ્યવિધાયકનું પદ પ્રાપ્ત કર્યું છે, એ વાત સર્વત્ર જાણીતી થવા સાથે મેવાડના ઇતિહાસમાં મહત્ત્વને પામશે. ભગવાન એકલિંગજીની કૃપાથી જો આપણે મેવાડનો પુનરુદ્ધાર કરી શકશું, તો તેનો બધો યશ, તમારા આજના સમયોચિત વર્તનથી તમને જ મળવો જોઇએ, એવી મારી ઇચ્છા છે."

"મહારાણા !" ભામાશાહે નમ્રતાથી કહ્યું. "મેવાડના પુનરોદ્ધારનો યશ મને જ મળવો જોઇએ એવી આપની ઇચ્છા જાણી હું આપનો અહેશાનમંદ થયો છું; પરંતુ મેં મારી ફરજ કરતાં કાંઇ વિશેષ મહત્ત્વનું કાર્ય કર્યું નથી. સ્વામીની સેવા અને તેને ખરા વખતે સહાય કરવી, એ સેવકનું કર્તવ્ય જ છે અને તેથી આપને મેં જે યત્કિંચિત્ સહાય કરી છે, તે માટે મારી પ્રશંસા કરવાની શી અગત્ય છે ?"

"સેવકના ખરા કર્તવ્યની કદર કરવી, એ સ્વામીની ફરજને હું સારી રીતે જાણું છું અને તેથી જ મેં તમારી યોગ્ય પ્રશંસા કરેલી છે; પરંતુ હાલ તે વિષે વધુ વાતચિત કરવાનો આપણને સમય નથી. આ

વખતે જો કે આપણી જીત થઇ છે; તો પણ એથી આપણું કાર્ય સરલ થાય તેમ નથી. આ યુદ્ધમાં આપણા ઘણા સૈનિકો માર્યા ગયા છે અને કેટલાક ઘાયલ પણ થયેલા છે; માટે તમે ઘાયલ થયેલા સૈનિકોની દવા-દારૂ કરાવવાની ગોઠવણ કરો અને હું તથા કુમાર અમરસિંહ નગરમાં જઇએ છીએ. વળી રણવીરસિંહ ખબર લાવ્યો છે કે કર્મસિંહ સખત રીતે ઘાયલ થયેલો છે અને તેને નગરમાં લઇ જવામાં આવ્યો છે; તેથી તમે ઘાયલ થયેલા સૈનિકો માટે યોગ્ય વ્યવસ્થા કરી તુરત જ આવજો." પ્રતાપસિંહ એ પ્રમાણે કહીને કુમાર અમરસિંહ સાથે ત્યાંથી ચાલ્યો ગયો અને ભામાશાહ રણવીરસિંહને લઇ ઘાયલ થયેલા સૈનિકોની વ્યવસ્થા કરવામાં ગુંથાયો.

# પ્રકરણ ૧૭ મું.

## કર્મસિંહની માંદગી.

"લલાટે રાખ કર ત્હારો, પછી આ તાવ પણ સારો."

"કુસુમ!" યમુનાએ કહ્યું. "તું દીલગીર શામાટે થાય છે? કર્મસિંહને ત્રણ ચાર ઘા વાગેલા છે, એ વાત ખરી છે; પરંતુ તેમની સ્થિતિ ભય ઉપજાવે તેવી નથી. વૈદ્ય હમણાં જ આવીને દવાદારૂ અને મલમપટ્ટા કરીને ગયા છે; તે કહેતા હતા કે કર્મસિંહની તબિયતને માટે કોઇએ ચિંતા કરવાની નથી."

"યમુના કહે છે તે કેવળ સત્ય છે, કુસુમ!" રાજકુમારી કમળાએ અનુમોદન આપતાં કહ્યું. "કર્મસિંહની તબિયત જોવાને વૈદ્ય આવ્યા, ત્યારે હું માતુશ્રીની સાથે ત્યાં હતી અને યમુના પણ હતી; વૈદ્યે જે અભિપ્રાય આપ્યો હતો, તે અમે સાંભળ્યો હતો અને તેથી કર્મસિંહની સ્થિતિ ભયંકર નથી, એમ હું ખાતરીપૂર્વક કહું છું."

કુસુમે ચિંતાતુર વદને અને સજળ નેત્રોએ રાજકુમારી કમળા તથા યમુના તરફ અર્થસૂચક દ્દષ્ટિથી જોયું પણ કાંઇ જવાબ આપ્યો નહિ.

યમુનાએ કહ્યું. "કુસુમ! અમે તને સત્ય જ કહ્યું છે કે કર્મસિંહની તબિયત સારી અને સુધારા ઉપર છે; તેમ છતાં તું શામાટે દીલગીરીનો ત્યાગ કરતી નથી! એ અમે સમજી શકતાં નથી. કર્મસિંહે

યુદ્ધમાં જે શૌર્ય અને બહાદુરી બતાવ્યાં છે, તે માટે તો તારે અભિમાન લેવું જોઇએ, તેને બદલે તું દીલગીરી ધારણ કરે છે, એ આશ્ચર્ય સરખું છે. ઠીક, પણ તું કર્મસિંહ પાસે જઇ આવી કે નહિ ?"

"ના." કુસુમે ટુંકો ઉત્તર આપ્યો.

"તો પછી તું અત્યારે તેમની પાસે જા. તારી હાજરીથી તેમનું દુઃખ ઓછું થશે અને તેમના જીવને શાંતિ વળશે." રાજકુમારીએ સૂચના કરી.

"પણ ત્યાં પિતાજી, ભાઇ વગેરે બેઠા હશે, તેનું કેમ ? તેમની હાજરીમાં મારાથી ત્યાં જઇ શકાય ખરું ?" કુસુમે પૂછ્યું.

"વૈદ્ય ગયા પછી મંત્રીશ્વર, કૃષ્ણલાલ વગેરે મહારાણાની પાસે મહત્ત્વની મસલત કરવાને હમણાં જ ગયા છે એટલે અત્યારે કર્મસિંહ ઓરડામાં એકલા જ સુતેલા છે અને તેથી તેમની પાસે જવાની આ સારી તકનો લાભ લેવાનો અમે તને આગ્રહ કરીએ છીએ." યમુનાએ કહ્યું.

"મારો આગ્રહ પણ એવો જ છે કે તારે અત્યારે કર્મસિંહ પાસે જવું અને તેની યોગ્ય સેવા કરીને તેના દુઃખી હૃદયને શાંત કરવું." રાજકુમારીએ યમુનાના મતને ગળતાં થઇને કહ્યું.

"ભલે, તમારા ઉભયના આગ્રહથી હું તેમની પાસે જઇશ; પરંતુ તેથી રાણાની આજ્ઞાનો ભંગ તો થતો નથીને ?" કુસુમે જીજ્ઞાસાથી પૂછ્યું.

"કુસુમ !" યમુનાએ ગંભીરતા પૂર્વક કહ્યું. "અત્યારે તારે કર્મસિંહ પાસે જવું છે, તે પ્રેમની નિરૂપયોગી વાર્તા કરવાને નહિ, પણ તેમની આવશ્યક વખતે સેવા કરવાને માટે જ જવું છે અને તેથી મહારાણાની આજ્ઞાનો ભંગ થતો હોય, એવી મારી માન્યતા નથી. કેમ કમળાબ્હેન. તમે શું માનો છો ?"

"મારી માન્યતા પણ એવી જ છે અને તેથીજ અમે તને તેમની પાસે જવાનો આગ્રહ કરીએ છીએ. હું જાણું છું કે તને ત્યાં જવામાં કેટલેક અંશે શરમ પણ આડે આવતી હશે અને એમ થવું એ આપણી સ્ત્રીજાતિને માટે સ્વાભાવિક પણ છે, પરંતુ આવા વખતે શરમનો ત્યાગ કરીને કર્મસિંહની પાસે જવાની અગત્ય છે; કેમકે તારી હાજરીથી તેમનું ઘણું દુઃખ ઓછું થઇ જશે." રાજકુમારીએ વિશેષ આગ્રહ કરીને કહ્યું.

"ઠીક, જ્યારે તમારી બન્નેની એવી મરજી છે, ત્યારે હું ત્યાં જાઉં છું; પરંતુ મહારાણી મને યાદ કરે તો આ વાતની તેમને ખબર નહિ

પાડતાં મને બોલાવવાને દાસીને મોકલજે." કુસુમ એમ કહીને તેમની સામે જોઈ રહી.

"હવે વખત ગુમાવવો એ ઠીક નથી; માટે જેમ ત્વરાથી જવાય તેમ જા. મહારાણી તને યાદ કરશે તો અમે તને ખબર આપશું." યમુનાએ કુસુમને જવાની ઉતાવળ કરાવતાં કમળા પ્રતિ જોઈને કહ્યું. "ચાલો, આપણે હવે રૂક્મિણી પાસે જઈએ."

કુસુમ પાસેના પોતાના મકાન તરફ ગઈ અને તે ગયા પછી કમળા તથા યમુના વાતો કરતાં રૂક્મિણી પાસે જવાને આગળ ચાલ્યાં.

કુસુમ અનેક પ્રકારના વિચારો કરતી કરતી પોતાના મકાને પહોંચી અને પોતાની ભાભીને કંઈ પણ કહ્યા વિના ચુપચુપ કર્મસિંહ સુતો હતો, તે ઓરડામાં ચાલી ગઈ. કુસુમે ઓરડામાં પ્રવેશ કરીને દ્વારને જરા બંધ કર્યું અને પછી જોયું તો કર્મસિંહ નીચે જમીન ઉપર બીછાવેલી સાદી પથારીમાં સુતેલો હતો. ઓરડામાં તેના સિવાય બીજું કોઈ નહોતું અને તેથી કુસુમ લજ્જાનો ત્યાગ કરીને તેની પથારી પાસે જઈને બેઠી. કર્મસિંહને તલવારના બે ત્રણ ઘા વાગેલા હોવાથી તેની સ્થિતિ પ્રથમ તો ભયંકર હતી; પરંતુ વૈદ્યની તાત્કાલિક અને કાળજીયુક્ત સારવારથી તેની સ્થિતિમાં એક રાત્રિમાંજ સુધારો થયો હતો. ઘાની તીવ્ર પીડાથી કર્મસિંહને તાવ પણ આવ્યો હતો; પરંતુ વૈદ્યે આપેલી દવાથી તેનું બહુ જોર નહોતું અને તેની અત્યારે દવાની અસરથી તે નિદ્રામાં પડેલો હતો. ખીલતી વયના નવજુવાન કર્મસિંહનું સુંદર મુખ, તેની અર્ધ મિંચાયલી આંખો, તેના મસ્તકના કાળા વાળ, તેના દીર્ઘ બાહુ, તેના ઉજ્જવલ પગ અને તેનું પાતળું કસાયેલું શરીર, એ સર્વને જોતાં કુસુમના હૃદયમાં પોતાના ભાવિ પતિને માટે માન અને સ્નેહ ઉત્પન્ન થયાં. તેણે અંતરના પ્રેમથી કર્મસિંહના વિસ્તૃત કપાળ ઉપર પોતાનો મૃદુ અને કોમળ કર ધીમેથી મૂક્યો અને તેનાં વતી તેના મસ્તકને દબાવવા લાગી. કુસુમના કોમળ કરસ્પર્શથી કર્મસિંહની નિદ્રા દવાની અસરને લઈ ભંગ તો થઈ નહીં; પરંતુ તેની જ્ઞાનેન્દ્રિયને જોઈતી અસર થઈ અને તેથી અર્ધ જાગૃત અને અર્ધ નિદ્રિત અવસ્થામાં કેમ જાણે તે લવતો હોય નહિ ? એવી રીતે તેના મુખમાંથી નીચે મુજબ શબ્દો નિકળ્યાઃ—

"મહારાણા પ્રતાપસિંહનો જય, મેવાડના સૂર્યનો ઉદય અને મંત્રીશ્વર ભામાશાહની ઉદારતા ! કેવા મધુર એ શબ્દો છે ? મેવાડનો જય, એ શબ્દો

હૃદયને કેવા પ્રિય લાગે છે! કહે છે કે આ વખતના યુદ્ધમાં મહારાણાએ મોગલસરદાર ફરિદખાંને જાનથી મારી વિજય મેળવ્યો છે. અને મંત્રીશ્વર ભામાશાહે મહારાણાને ચંદ્રસિંહની તલવારના ભોગ થતાં બચાવી લઇ મેવાડના ભાગ્યને ઉજ્જવળ બનાવ્યું છે! આવા વિજયી યુદ્ધમાં મારાથી કાંઇપણ પરાક્રમ ન થઈ શક્યું, એ કેવી દીલગીરીની વાત કહેવાય? ઠીક, પણ, મારાથી યુદ્ધમાં પરાક્રમ થાય કે ન થાય, એની મારે ચિંતા કરવી નિરૂપયોગી છે. ઉપયોગી માત્ર એટલું જ છે કે ગમે તે ઉપાયે મેવાડનો વિજય થવો જોઇએ. અને તેની સ્વતંત્રતા અબાધ રહેવી જોઇએ. શાસનદેવો! મારી આ પ્રાર્થના સાંભળશો? ......"

ક્ષણવાર તેની વાચા બંધ રહ્યા પછી તેના મુખમાંથી પુનઃવાગ્ધારા નીકળવા લાગી:—

" અને કુસુમ, પ્યારી કુસુમ; એને હું કેમ વિસરી શકું? મારા હૃદયની દેવીને વિસારી દઉં, એવો હું નિષ્ઠુર છું? નહિ, જરા પણ નહિ; પરંતુ તે મારાથી કાંઈક બેદરકાર રહેતી કેમ જણાય છે? તેનો પ્રેમ: એમાં તો મને શંકા લેવાનું કશું કારણ આજ સુધી મળ્યું નથી. ત્યારે શું તે અભિમાનિની છે? હા, તેના વર્તનથી કાંઇક એમ જણાય છે ખરૂં; પરંતુ એમ માનવાનું કારણ શું? કારણ છે; તે મેવાડના મંત્રીશ્વર ભામાશાહની પુત્રી છે, ત્યારે હું એક સામાન્ય યુવક છું. વળી આજ બે દિવસ થયા છતાં તે મારી તબિયતની ખબર પૂછવા પણ આવી નથી, એ તેનું અભિમાન નહિ તો બીજું શું? ભલે, તેને અભિમાન રાખવા દો: મને તેના અભિમાનની શી પરવા છે? હું તો તેને મારા ખરા હૃદયથી ચાહું છું અને ભવિષ્યમાં પણ તેવા જ પ્રેમથી ચાહીશ, એ નિશ્ચિત છે. ઠીક, જવા દો એ વાતને; પરંતુ મારા કપાળને કોણ દબાવી રહ્યું છે? કેવો મૃદુતાભર્યો કોમળ કર છે! મગજને કેવી શાંતિ વળે છે! શું આ કર કુસુમનો તો ન હોય ને?"

કુસુમથી હવે બોલ્યા સિવાય રહી શકાયું નહિ. તેણે કહ્યું. "તમને કેમ લાગે છે? અભિમાનિની કુસુમ તમારી તબિયતની ખબર પૂછવા પણ આવી નથી, એ તમારૂં મસ્તક દબાવવા આવે, એ શું સંભવિત છે?"

" હા સંભવિત છે, પ્રેમીઓને માટે અસંભવિત કાંઇ છેજ નહિ: કેમકે કર પણ કુસુમનો જ છે અને વાણી પણ કુસુમની જ છે; પ્યારી કુસુમ વિના મૃદુતાથી મસ્તકને કોણ દબાવે?" આ શબ્દો બોલતાંની સાથે કર્મસિંહની આંખ ઉઘડી ગઇ. કુસુમની અને તેની આંખો મળી.

કર્મસિંહે અને કુસુમે અકથ્ય આનંદનો અનુભવ લીધો. બન્નેની આંખોમાં પ્રેમ રમી રહ્યો.

કર્મસિંહે હર્ષાતિરેકથી કહ્યું. "કુસુમ! તમે અહીં ક્યાંથી ?"

કુસુમે નિચી નજરે કહ્યું. "હું અહીં ક્યાંથી, એ પ્રશ્નની પછી વાત; પરંતુ તમે મને "તમે" સંબોધનથી ક્યાં સુધી બોલાવશો ? કારણકે મને એવું માન જોઈતું નથી."

"તમને તુંકારથી બોલાવવાનો અધિકાર જ્યારે મને પ્રાપ્ત થશે, ત્યારે તમને તેજ પ્રમાણે બોલાવીશ; હાલતો તમે એ શબ્દનેજ યોગ્ય છો અને તેથીજ પૂછુંછું કે તમે અહીં ક્યાંથી ?" કર્મસિંહે "તમે" નો ખુલાસો કરતાં પુનઃ પૂછ્યું.

"પહેલોજ એ પ્રશ્ન પૂછવાનું શું પ્રયોજન છે, કર્મસિંહ !" કુસુમે પ્રતિવાદ કરતાં કહ્યું.

"એ પ્રશ્ન પૂછવાનું બીજું કોઇ પ્રયોજન નથી; તેમ છતાં જો તમે પ્રયોજન હોય, એમ માનતા હો તો એટલુંજ કે અહીં આવવામાં અને મારી સાથે વાત કરવામાં તમે મહારાણાની આજ્ઞાનો ભંગ તો નથી કરતાને ?" કર્મસિંહે પ્રયોજન દર્શાવી પ્રશ્ન કર્યો.

કુસુમ કર્મસિંહના પ્રશ્નનો ભાવાર્થ સમજી ગઇ અને તેથી તેણે સહેજ ખિન્નતાપૂર્વક કહ્યું. "તમે પૂછેલા પ્રશ્નનો મર્મ મારા સમજવામાં આવી ગયો છે. તે દિવસે કોમલમેરના બાગમાં મેં તમને મારી સાથે પ્રેમ-સંભાષણ કરતાં અટકાવી કર્ત્તવ્યની સૂચના કરી હતી, તે માટે તમે મને એ પ્રશ્ન પૂછોછોને ?"

"કુસુમ !" કર્મસિંહે પથારીમાંથી ઉઠીને બેસતાં કહ્યું. "મેં તમને એ પ્રશ્ન માત્ર તમારી મીઠી મશ્કરી કરવા ખાતરજ પૂછ્યો હતો; તેમ છતાં જો તમને એથી વિરૂદ્ધ અસર થઇ હોય, તો હું તે માટે દીલગીર છું અને મારા બોલેલા શબ્દો પાછાં ખેંચી લઉં છું."

"મને તમારા પ્રશ્નથી જરા પણ વિરૂદ્ધ અસર થઈ નથી; પરંતુ મેં એ સમયે વાપરેલા ડહાપણ માટે મને અત્યારે સહેજ દીલગીરી અને ખિન્નતા થતી હોવાથી તમને એમ જણાયું હશે. જવાદો એ વાતને; કેમકે એવી અર્થહીન વાતો કરવાનો અત્યારે પ્રસંગ તેમજ સમય નથી. કર્મસિંહ ! તમે પથારીમાં શા માટે બેઠા છો ? બેસવાથી તમને શ્રમ પડશે; માટે સુઇ જાઓ અને બની શકે તો નિદ્રા પણ લો; હું તમારા મસ્તકને દબાવતી અહીં બેઠી છું. કુસુમે એમ કહી કર્મસિંહને પથારીમાં તેની ઇચ્છા નહિ હોવા છતાં પણ સુઇ જવાનો આગ્રહ કર્યો.

કર્મસિંહે કુસુમની ઈચ્છાને માન આપી પથારીમાં સુઇને કહ્યું. "કુસુમ ! મારી તબિયત હવે સુધારા ઉપર આવતી જાય છે એટલે ચિંતા કરવાનું કાંઈ પણ કારણ નથી. વળી તમારા અત્યારના આગમનથી મારા જીવને એટલો બધો કરાર વળ્યો છે કે મારી તબિયત હવે થોડા જ સમયમાં તદ્દન સુધરી જશે, એમ મને જણાય છે."

"પરમાત્મા મહાવીરની કૃપાથી તમને તુરતમાં આરામ આવી જ જશે; પરંતુ મારો જીવ એટલો બધો ઉદાસીમાં હતો કે ગયા બે દિવસમાં મેં અન્નનો એક દાણો પણ મારા મુખમાં મુકયો નથી. અત્યારે તમારી તબિયત સુધારા ઉપર જોઇને મને આનંદ થાય છે. ગયા બે દિવસ મેં કેવી રીતે પસાર કર્યા છે, એ મારૂં મન જાણે છે; પરંતુ કર્મસિંહ ! તે દરમ્યાન હું તમારી પાસે તબિયતની ખબર પૂછવા લજ્જાના કારણથી નથી આવી શકી, એ માટે મને હજુ પણ ખેદ થાય છે; શું તમે મને એ માટે માફ નહિ કરો ?" કુસુમે પોતાના હૃદયની વાત કહીને આર્જવતાથી પૂછ્યું.

કર્મસિંહે ઉત્તર આપ્યો. "કુસુમ ! ગયા બે દિવસોમાં તમારા પિતાશ્રી તથા તમારા બંધુ વગેરેની હાજરી મારી પાસે કાયમની હતી એટલે તમે તેમની લજ્જાના કારણથી અહીં ન આવી શકો, એ સર્વથા સ્વાભાવિક જ હતું અને તેથી તમારે તે માટે ક્ષમા માગવાની અગત્ય નથી. તમારા હૃદયમાં મારા માટે જે પ્રેમ રહેલો છે, તેને હું સારી રીતે જાણું છું અને તેથી તમારી ગેરહાજરીથી તેમાં ન્યુનતા આવતી હોય, એમ હું માનતો નથી."

"તમારી એ માન્યતા તમારા ઉદાર સ્વભાવની સાક્ષી પૂરે છે; પરંતુ મને તો હું તમારી પાસે ન આવી શકી, એ માટે બહુ જ દીલગીરી થાય છે અને તેથી તમે મને "હું તને માફ કરૂં છું." એમ જ્યાંસુધી કહેશો નહિ, ત્યાં સુધી મારા હૃદયનો ભાર ઓછો થશે નહિ." કુસુમે વિનનિભર્યા અવાજે કહ્યું.

"કુસુમ ! મારા એ શબ્દોથી જ જો તમારી દીલગીરી દૂર થાય તેમ હોય, તો મને તેમ કહેવાને કશી પણ હરકત નથી. હું તને માફ કરૂં છું, પ્યારી કુસુમ ! પછી છે કાંઇ ?" કર્મસિંહે તેને માફી આપતાં પૂછ્યું.

"બસ, એજ મને જોઇતું હતું; મારા જીવને હવે શાંતિ થશે અને હૃદય હલકું થશે. પ્યારા કર્મસિંહ ! જીવનના દેવતા ! શરીર, મન અને આત્માના નાયક ! ખરેખર... ......" કુસુમ આગળ બોલવા

જતી હતી; પરંતુ ઓરડાના દ્વારને ખખડતું સાંભળી તે ચુપ થઈને દ્વાર તરફ જોઈ રહી.

"બ્હેન ! કર્મસિંહની તબિયત કેમ છે ? કુમાર અમરસિંહ તથા રણવીરસિંહ તેમની તબિયતની ખબર પૂછવા આવ્યા છે." ઓરડાની બહારથી કૃષ્ણલાલનો અવાજ આવ્યો.

"ભાઈ! અંદર આવો." એમ કહી કુસુમ ઓરડાના બીજા દ્વારથી એકદમ અન્યત્ર ચાલી ગઈ.

કુમાર અમરસિંહ, રણવીરસિંહ તથા કૃષ્ણલાલ ત્રણે ઓરડાની અંદર આવ્યા. તેમને આવતાં જોઈને કર્મસિંહે ત્વરિત આવકાર આપ્યો. ત્રણે જણા યોગ્ય સ્થળે બેઠા, તે પછી કર્મસિંહે પુછ્યું: "કેમ કૃષ્ણલાલ ! કાંઈ નવિન ખબર છે ?"

"આવા કટોકટીના સમયે નવિન ખબર હોવાનું સ્વાભાવિક છે; પરંતુ તમારી તબિયતને હવે કેમ છે?" કુમાર અમરસિંહે સામો સવાલ કર્યો.

"મારી તબિયત હવે સુધરતી જાય છે અને મને આશા છે કે એકાદ અઠવાડીયામાં તો તદન સુધરી જશે." કર્મસિંહે ઉત્તર આપ્યો.

"બહુ સારૂં; તમારી તબિયત સુધરતી જાણી અમે બહુ ખુશી થયા છીએ અને ભગવાન્ એકલિંગજીને પ્રાર્થના કરીએ છીએ કે તમને તુરત આરામ આવી જાય." રણવીરસિંહે કહ્યું.

"રણવીરસિંહજી! તમારી સર્વેની શુભેચ્છા માટે હું તમારો આભાર માનું છું." કર્મસિંહે કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું.

"એમાં આભાર માનવાની કશી પણ અગત્ય નથી, કર્મસિંહ !" રણવીરસિંહે કહ્યું.

"આભાર માનવાની અગત્ય ન હોય તો ભલે; પરંતુ યુદ્ધ સંબંધી કાંઈ નવીન ખબર મળી છે કે નહિ ?" કર્મસિંહે પૂછ્યું.

"નવી નવી ખબરો તો ઘડીયે ઘડીયે મળતી રહે છે, પરંતુ હમણાં જ એક બીજી ખબર લાગ્યો છે, તે જરા ચિંતાજનક છે. આ વખતની તેમની હારથી મોગલો એટલા બધા ખીજવાઈ ગયા છે કે તેઓ એક મોટું સૈન્ય લઈને ચપ્પંન ઉપર પુનઃ ચઢી આવવાની તૈયારી કરે છે અને તેથી મહારાણા વગેરેનો એવો મત છે કે આપણે આ સ્થળનો એકદમ ત્યાગ કરવો; પરંતુ તમારી તબિયત બરાબર સુધરી હોય, તો જ આપણે આજકાલ જઈ શકીએ તેમ છીએ." કૃષ્ણલાલે ઉત્તર આપ્યો.

"આ સ્થળનો ત્યાગ કરવાનું નક્કી થઈ ગયું હોય, તો તમારે

કોઇએ મારી ચિંતા કરવાનું કશું પણ પ્રયોજન નથી; કેમકે મારી તબિયત જો કે તદ્દન સુધરી નથી; તો પણ હું તમારી સાથે જ્યાં જાઓ ત્યાં આવવાને તૈયાર જ છું. મહારાણાને ખબર આપો કે મારી તબિયત સુધરતાં સુધી રાહ જોવાની કાંઈ પણ અગત્ય નથી." કર્મસિંહે દૃઢતાથી કહ્યું.

"બહુ સારૂં; મહારાણાને એ ખબર આપવાને હું જઉં છું." કૃષ્ણલાલે ઉભા થતાં કહ્યું.

"ચાલો, અમે પણ તમારી સાથે આવીએ છીએ." અમરસિંહ તથા રણવીરસિંહ એમ કહી ઉભા થયા.

ત્રણે જણા કર્મસિંહને આશ્વાસન આપી તથા તબિયત માટે ઘટતી કાળજી રાખવાની સૂચના કરી ચાલ્યા ગયા.

કુસુમ પોતાના ભાઈ વગેરેને કર્મસિંહની તબિયત જોવાને આવેલા જાણી ઓરડાના બીજા દ્વારથી બહાર નીકળી ગઇ હતી, એ આપણે વાંચી ગયા છીએ. કુસુમ એ દ્વારથી બહાર નીકળી અને જરા આગળ ચાલી કે તુરત જ તેના ભાઇ કૃષ્ણલાલની પત્ની મનોરમા તેને સામી મળી. મનોરમા કુસુમથી બે ત્રણ વર્ષે મોટી હતી અને તેથી લગભગ સરખી વયની એ બન્ને નણંદ અને ભાભી વચ્ચે સખીભાવ હતો. મનોરમાએ પોતાની નણંદ કુસુમને ઉતાવળી ઉતાવળી ચાલી આવતી જોઇને મશ્કરીની ઢબથી પૂછ્યું. "કુસુમ બ્હેન! આમ ઉતાવળાં ઉતાવળાં ક્યાંથી આવો છો?"

કુસુમે ઉત્તર આપ્યો. "ક્યાંથી કેમ? રાજકુમારી કમળા બ્હેનને ત્યાંથી."

"ખોટું બોલોમાં; હું કાંઇ તમારી રીતભાતથી અજાણી નથી કે મને ઉડાવો છો." મનોરમાએ મંદ હાસ્ય કરીને કહ્યું.

"મારા સમ, ભાભી! હું રાજકુમારીના આવાસથી જ આવું છું." કુસુમે કહ્યું.

"ખોટી વાત; તમે તો સાવ જુઠાંજ છો. શું હું નથી સમજી શકતી કે તમે કર્મસિંહ પાસેથી આવો છો? જુઓ, કુસુમ બ્હેન! તમે કર્મસિંહ પાસે બેઠાં હશો અને કોઇ તેમની તબિયત જોવા આવી ચઢ્યું હશે એટલે તમે એકદમ ભાગી આવ્યા છો. કહો, મારી ધારણા ખરી છે કે નહિ?" મનોરમાએ કહ્યું.

"માનો કે તમારી ધારણા ખરી છે: પરંતુ તમે તેથી કહેવા શું માગો છો?" કુસુમે પૂછ્યું.

"મારૂં કહેવાનું એટલું જ છે કે તમે ખરેખરી વાત કહી દેતા હો

તો, તમને કોણ ઠપકો આપે છે ? પણ કુસુમ બ્હેન ! તમે તો હવે સાવ નિર્લજ્જ થઇ ગયા છો હો ? કર્મસિંહ સાથે તમારો તો હજુ સગપણ-સંબંધ જ થયો છે, એટલામાં દિવાના બની ગયા છો કે શું ? અમે જો કે પરણેલા છીએ; તો પણ પતિ પાછળ તમારી જેમ ગાંડા થઇને ફરતા નથી. હવે તો તમારા લગ્ન થાય તો જ સારૂં; તમારા ભાઇને આજેજ હું તે વિષે આગ્રહ કરીશ. ” મનોરમા એમ કહીને હસવા લાગી.

“ ભાભી ! ” કુસુમે કૃત્રિમ ક્રોધપૂર્વક કહ્યું. “ તમને તો બધી બાબતમાં બીજાની મશ્કરી કરવાનું જ આવડે છે; પરંતુ પોતે કેવા શાણી સીતા છે, તેનો તો કાંઇ વિચાર જ કરતાં નથી. તમે પણ ક્યાં સારામાંથી જાઓ એવા ભોળા છો ? ”

“ અમે ગમે તેવા છીએ, તે અમારૂં મન જાણે છે; પરંતુ તમા-રાથી તો સારા, એ ચોક્કસ માનજો. ” એમ કહી મનોરમા કુસુમને ચુંટીઓ ખણવા લાગી.

કુસુમ સીત્કાર કરતી જરા દૂર ખસી ગઇ અને કાંઇક કહેવા જતી હતી એટલામાં કૃષ્ણલાલ આવી પહોંચ્યો. તેણે આવતાંવેંતજ પૂછ્યું. “ શી વાતો કરો છો, કુસુમ ! ”

કુસુમે કાંઇ જવાબ આપ્યો નહિ એટલે મનોરમાએ હસતાં હસતાં કહ્યું. “ વાતો તો એજ છે કે હવે કુસુમ બ્હેનનાં લગ્ન ક્યારે કરશો ? ”

કુસુમ શરમથી નીચું જોઇ ગઇ અને મનોરમાને બળપૂર્વક ખેં-ચીને ત્યાંથી દૂરના ઓરડામાં લઇ ગઇ. કૃષ્ણલાલ તેમનું આ નાટક જોઇને હસતો હસતો પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.



# પ્રકરણ ૧૮ મું.

## આચાર્ય શ્રી હીરવિજયસૂરિ.

“ Lives of great men all remind us
We can make our lives sublime,
And, departing, leave behind us
Footprints on the sands of time. ”

—*Longfellow.*

મહાપુરૂષના જીવનનું વાંચન અને તેનો અભ્યાસ કરવાથી સામાન્ય મનુષ્યવર્ગને પોતાના જીવનના નિશ્ચયોને નક્કી કરવાનું અત્યંત સરલ

થઈ પડે છે. આ કારણથીજ વિવેકી વિદ્વાનો પૂર્વે થઇ ગયેલા મહાપુરૂષોના જીવન ઇતિહાસને આલેખી તેને જનસમાજ સન્મુખ મૂકવાનું પસંદ કરે છે. પ્રાચીન સમયમાં જે જે મહાન્ વ્યક્તિઓ થઇ ગઇ છે, તે સર્વનો સંપૂર્ણ અને સર્વથા વિશ્વાસપાત્ર ઇતિહાસ હાલના સમયમાં મળતો નથી, એ જો કે અસત્ય તો નથી; તો પણ તેવી ઉત્તમ અને ચારિત્ર-સંપન્ન વ્યક્તિઓનો જેટલો ઇતિહાસ ઉપલબ્ધ થાય તેટલાને આલેખવાની ફરજ પ્રત્યેક સમાજના વિદ્વાનો ઉપર અને તેને પ્રગટ કરવાની ફરજ શ્રીમંતો ઉપર રહેલી છે. હિન્દુસ્થાન દેશમાં ઘણાં ધર્મો અને ઘણી જાતિઓ લાંબા કાળથી અસ્તિત્વ ધરાવતાં આવે છે અને તેમાં ઘણી મહાન્ વ્યક્તિઓ થઇ ગઇ છે, એ આપણે જાણીએ છીએ. દરેક મહાનુભાવ વ્યક્તિએ સમયને અનુસરી ધર્મ, સમાજ કે દેશનું કલ્યાણ કરવામાં તનતોડ પ્રયાસો કરેલાં છે, એ પણ આપણે જાણીએ છીએ; પરંતુ જૈન ધર્મ કિંવા જૈન સમાજમાં જે જે મહાન્ મનુષ્યો થઇ ગયાં છે, તે વિષે જનસમાજની દ્રષ્ટિએ અન્ય ધર્મનાં મહાન્ મનુષ્યો કરતાં ઘણુંજ થોડું જાણવામાં આવ્યું છે. ભગવાન્ મહાવીરને વર્ત્તમાન જૈન શાસનના નાયક ગણવામાં આવતાં હોવાથી તેમના પહેલાના ઇતિહાસને આપણે બાજુએ રાખીએ; તો પણ ભગવાન્ મહાવીર પછી ઘણાં જૈનાચાર્યો, ઘણા જૈન વિદ્વાનો, ઘણાં જૈન રાજાઓ અને ઘણાં જૈન મંત્રીઓ થઇ ગયા છે કે જેમણે માત્ર પોતાના ધર્મ કે સમાજનું જ નહિ; કિન્તુ સમસ્ત દેશનું અને સમસ્ત માનવસમાજનું હિત કરવામાં અગ્ર ભાગ લીધેલો હતો. અત્રે અમે શ્રી હીરવિજયસૂરિ કે જેઓ સમર્થ વિદ્વાન્ અને મહાન પ્રભાવિક જૈનાચાર્ય હતા, તેમના પરોપકારી અને નિઃસ્વાર્થી જીવનનો વાંચક બંધુઓને પરિચય કરાવવાને માટે પ્રવૃત્તિ કરેલી છે. આઇન-ઇ-અકબરીના બીજા ભાગનું ૩૦ મું પ્રકરણ "તે કાળના વિદ્વાન્ પુરૂષો" સંબંધી છે. તેમાં કેટલાક મહાપુરૂષોની નામાવલી ગોઠવેલી છે. આ નામાવલીનું ૧૬ મું નામ હીરવિજયસૂરિનું છે. આ હીરવિજયસૂરિ તે સમયના એક સમર્થ આચાર્ય હતા અને તેમના સદુપદેશનો પ્રભાવ મોગલ શહેનશાહ અકબરના ચારિત્ર ઉપર એટલો તો સચોટ પડેલો હતો કે તેણે તેમને પોતાના ગુરૂ તરીકે ગણેલા હતા. એક વિજાતીય અને વિધર્મી બાદશાહ પોતાના ગુરૂ તરીકે જૈનાચાર્યને માને અને તદનુસાર તેમનું માન સાચવે, એ બનાવ પ્રત્યેક જૈનને અભિમાન લેવા જેવો છે એટલુંજ નહિ, પણ તેથી તે જૈનાચાર્ય કેવા અને કેટલા બધા સમર્થ વિદ્વાન્ અને વિશ્વના ભેદ તથા તત્ત્વોના જ્ઞાતા હોવા જોઇએ, એ

પણ આપણે સારી રીતે જાણી શકીએ તેમ છે. શહેનશાહ અકબરનું પ્રાથમિક જીવન બહુ વખાણવા લાયક નહોતું. એ તેની કેટલેક અંશે ક્રુરતા અને વિષય–લોલુપતાથી સાબિત થાય છે; પરંતુ જ્યારથી તેને શ્રી હીરવિજયસૂરિનો સમાગમ થયો હતો, ત્યારથી તેના જીવનમાં ઘણા મહત્ત્વનો ફેરફાર થઇ ગયો હતો, એ ઇતિહાસના વાંચનથી જાણી શકાય તેમ છે.

સુપ્રસિદ્ધ ઓશવાળ વંશમાં હીરવિજયસૂરિનો જન્મ થયો હતો. ગુજરાતમાં આવેલા પ્રહ્લાદ પાટણ (પાલણપુર)માં કુંરાશાહ નામે એક જૈનધર્મી વણિક રહેતો હતો. આ કુંરાશાહને નાથી નામે સ્ત્રી હતી. કુંરાશાહ અને નાથી ઉભય પતિ–પત્ની પવિત્ર મનનાં, ઉમદા વિચારનાં, સદ્‌ગુણી, પરોપકારી, દયાળુ અને ધર્મ પ્રત્યે પ્રીતિવાળાં હતાં. વિશેષમાં આ દંપતી વચ્ચે ગાઢ પ્રેમ હતો અને એ શુદ્ધ અને નિર્મળ પ્રેમના ફળરૂપે તેમને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ અનુક્રમે થયાં હતાં. ત્યારબાદ કેટલોક સમય વિત્યા પછી કુંરાશાહને પોતાની પત્ની નાથીથી ચોથા પુત્રરત્ન હીરવિજયસૂરિની પ્રાપ્તિ થઇ. તેમનો જન્મ વિક્રમ સંવત્ ૧૫૮૩ (ઇ. સ. ૧૫૨૬–૨૭)માં માર્ગશિર્ષ શુદિ ૯ ને સોમવારે થયો હતો. હીરવિજયમાં બાલ્યાવસ્થાથી જ ઉત્તમ ગુણો અને લક્ષણોનો વાસ થયેલો હતો. તેમણે પોતાની દશ–બાર વર્ષની અવસ્થા થઇ, તે પહેલાં વ્યાવહારિક વિષયનો જરૂર જેટલો અભ્યાસ કરી લીધો હતો અને તે ઉપરાંત એક વિદ્વાન્ અને શાંત પ્રકૃતિના મુનિ પાસે રહીને ધાર્મિક જ્ઞાન પણ મેળવી લીધું હતું. જે જે મહાપુરૂષો આ અવનિતલ ઉપર થઇ ગયા છે, તેઓ સર્વે સંસારની માયાજાળને વિષમ પ્રકારની ગણીને તેનાથી દૂર રહેવાનું જ પસંદ કરીને પ્રાયઃ વૈરાગ્યવૃત્તિને ધારણ કરનારા હોય છે. મુનિના સહવાસ અને ધાર્મિક જ્ઞાનના સેવનથી હીરવિજયનું મન પણ સંસાર ઉપરથી ઉઠી ગયું હતું અને વૈરાગ્ય તરફ ખેંચાવા લાગ્યું હતું અને તેથી તે વ્યાવહારિક કાર્યોમાં રસપૂર્વક ભાગ લેતા નહોતા. જ્યારે હીરવિજયનું વય તેર વર્ષનું થયું, ત્યારે તેમનાં માતાપિતાનો સ્વર્ગવાસ થયો. હીરવિજયને માતા–પિતા ઉપર બહુજ ભક્તિભાવ હતો અને તેથી તેમનાં મૃત્યુથી તેના હૃદય ઉપર સચ્ચોટ અસર થઇ અને તેનું ચિત્ત વિશેષ ઉદાસિન વૃત્તિને ધારણ કરતું ગયું. કેટલોક સમય વિત્યા બાદ હીરવિજય પોતાની બ્હેનને મળવાને માટે પાટણ ગયા. પાટણમાં રહેતી તેમની બ્હેનનું નામ વિમળા હતું. વિમળા બહુજ સદ્‌ગુણી અને સુશીલા હતી અને તેથી તેણે પો-

નાનો ભાઇને આવેલો જાણી તેને પ્રેમથી વધાવી લીધો અને તેના ઉદાસિન ચિત્તને શાંત કરવાનો પ્રયાસ કરવા લાગી; પરંતુ એથી હીરવિજયના મન ઉપર કશી અસર થવા પામી નહિ. આ સમયે પાટણમાં શ્રી વિજયદાનસૂરિ નામક જૈનાચાર્ય પોતાની પવિત્ર અને હૃદયંગમ ઉપદેશવાણીથી ભવ્યજનોને પ્રબોધી રહ્યા હતા. આ આચાર્ય ઘણા જ પ્રતાપી અને વિદ્વાન્ હતા અને તેથી તેમની સુકીર્તિ ગુજરાત, રાજસ્થાન, કચ્છ વગેરે દેશોમાં પ્રસરી રહેલી હતી. હીરવિજય આવા એક વિદ્વાન્ આચાર્યની શોધમાં જ હોવાથી તેમણે તેમનો સમાગમ કર્યો અને ધીરે ધીરે વધાર્યો. શ્રી વિજયદાનસૂરિની નમ્રતા, તેમનો શાંત સ્વભાવ, તેમની કરૂણામય વિશાળ દૃષ્ટિ અને તેમનાં સુંદર ઉપદેશની સચોટ છાપ હીરવિજયના હૃદય ઉપર એટલે સુધી પડી ગઇ કે તેમનું ચિત્ત વૈરાગ્યભાવમાં વધુને વધુ પ્રવૃત્તિ કરતું ગયું અને છેવટે તે તેમની પાસે દીક્ષા લેવાને પણ તૈયાર થઇ ગયા. આ વાતની તેમની બ્હેન વિમળાને ખબર પડતાં તેણે પોતાના ભાઇને એક દિવસે એકાંતમાં બોલાવીને કહ્યું. "ભાઇ! મેં સાંભળ્યું છે કે તમે સંસારનો ત્યાગ કરી આચાર્યમહારાજ પાસે દીક્ષા લેવાના છો; શું આ વાત સાચી છે? જો સાચી હોય, તો મારે તમને કહેવું જોઇએ કે દીક્ષા લેવી એ કાંઇ રમત વાત નથી. દીક્ષા અથવા સંયમવૃત્ત એ નામ ઘણું સુંદર છે, પરંતુ ડુંગર દૂરથી જેમ રળિયામણો લાગે છે, તેમ દીક્ષા એ નામમાત્રથી જ સુંદર લાગે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરાદિ આંતર શત્રુઓ ઉપર વિજય મેળવવો, એ સરલ વાત નથી; માટે સંયમવૃત્ત અંગિકાર કરવાના વિચારને હૃદયમાંથી કહાડી નાંખી આપણા બીજા બંધુઓની જેમ એકાદ ગુણી અને સ્વરૂપવતી કન્યા સાથે લગ્ન કરીને સંસારના સુખને હાલ તો ભોગવો એવી મારી ઇચ્છા છે."

હીરવિજયે સંપૂર્ણ શાંતિથી કહ્યું. "બ્હેન! તમે જે વાત સાંભળી છે, ને સત્ય જ છે. તમે સંયમવૃત્તને મુશ્કેલી ભર્યું કાર્ય જણાવો છો, એ તમારૂં કથન ગેરવ્યાજબી નથી; પરંતુ મેં એ મુશ્કેલ કાર્યને સાધવાનો નિશ્ચય કરેલો હોવાથી સંસારના સુખને ભોગવવાની મારી ઇચ્છા નથી. બ્હેન! તમે વિચાર કરો કે આ જીવાત્માએ અનેક વખત સંસારનાં સુખોને અનુભવ્યાં હશે; તો પણ તેને તૃપ્તિ થઇ નથી, એનું શું કારણ? એનું કારણ એજ કે સંસારનાં એ કહેવાનાં સુખો ખરી રીતે સુખો નથી, પણ સુખોનો માત્ર આભાસ જ છે અને તેથી તેમાં જીવાત્માની તૃપ્તિ થતી નથી. વસ્તુસ્થિતિ જ્યારે આવી છે અને તેનું

મને જ્યારે સત્ય જ્ઞાન થયું છે, ત્યારે એ નાશવંત, ક્ષણિક અને અંતે દુઃખદાયી સુખોને વારંવાર મેળવવાને માટે મારે શા માટે મારા દુર્લભ મનુષ્ય અવતારને વૃથા ગુમાવવો જોઈએ? બ્હેન! તમે સુખ કોને કહો છો? સંસારમાં સુખ જેવી વસ્તુ કઈ છે? એક તરફ મુસલમાનો અને રાજપૂતો લડે છે અને બીજી તરફ ખુદ હિન્દુઓ જ માંહોમાંહે યુદ્ધ કરી રહ્યા છે અને આ યુદ્ધમાં–માનવીની સ્વાર્થપૂર્ણ લડાઈમાં હજારો મનુષ્યોની કતલ થાય છે અને લોહીની નદીઓ વહે છે: શું આ સુખ છે! બહારથી ઐશ્વર્યવાન અને દમામદાર જણાતાં બાદશાહો અને રાજાઓ અંતરથી દિનરાત રાજ ખટપટ અને પોતાની સત્તા જમાવી રાખવાના ક્રૂર ડાચામાં પીસાતા જણાય છે: શું તેઓ સુખી છે? શ્રીમંત મનુષ્યો ધનને અધિક અને અધિક વધારવામાં પોતાના જીવનને ગાળતાં હોય છે: શું તેમને સત્ય સુખનું એકાદ સ્વપ્ન પણ આવતું હશે ખરું કે? ગરીબ મનુષ્યો પોતાની આજીવિકા માટે સતત દોડધામ કરતાં જોવામાં આવે છે: શું તેમને ખરા સુખનો અનુભવ થતો હશે કે? આવી રીતે દોડધામવાળી અને જીવનનો હ્રાસ કરનારી અનિષ્ટ પ્રવૃત્તિમાં દુનિયા સંડોવાયેલી હોવા છતાં શું તમે તેને સુખી માનો છો? તમે ભૂલો છો: સુખ ક્યાં છે? કામ, ક્રોધાદિ આંતર શત્રુઓને જીતવામાં, ચંચળ ઇન્દ્રિયોને વશ કરવામાં, એકાગ્ર ધ્યાને આત્મસ્વરૂપનું ચિંતન કરવામાં, પરમાત્મા મહાવીરના પગલે ચાલવામાં અને દેશનું, સમાજનું અને પ્રાણીમાત્રનું કલ્યાણ કરવાની પ્રવૃત્તિમાં જ હું ખરા સુખને જોઈ શકું છું અને તેથી તે મેળવવાને માટે મેં દીક્ષા ગ્રહણ કરવાનો વિચાર રાખ્યો છે: માટે બ્હેન! હું તમારી ઇચ્છાને માન આપી શકતો નથી, તે માટે મને ક્ષમા આપો અને સાથે સાથે દીક્ષા લેવાની રજા પણ આપો; કેમકે તમે મારી મોટી બ્હેન હોવાથી તમારી આજ્ઞા મેળવવી, એ મારું કર્તવ્ય છે."

તેર–ચૌદ વર્ષની ઉમ્મરના હીરવિજયના મુખમાંથી આવા જ્ઞાનના શબ્દો નીકળતાં સાંભળી વાંચક મહાશયોને કદાચ આશ્ચર્ય થશે: પરંતુ જે મહાપુરુષો થવાને જન્મેલા છે, તેઓ બાલ્યાવસ્થાથી જ જ્ઞાની અને અનુભવી હોય છે, એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે અને તેથી તેમાં આશ્ચર્ય પામવાનું કે શંકા લાવવાનું પ્રયોજન રહેતું નથી.

વિમળા પોતાના લઘુ બંધુની દૃઢતા સમજી ગઈ અને તેથી તેણે પોતાનો આગ્રહ છોડી દઈને કહ્યું. "ભાઈ! તમે જ્યારે આટલી હદ સુધી સત્યનું શોધન કર્યું છે અને તેથી દીક્ષા લેવાના દૃઢ નિશ્ચય ઉપર આવી ગયા છો, ત્યારે હું તમને તેમ કરતાં અટકાવવાનું પસંદ કરતી નથી. ત-

મારા આવા ઉત્તમ વિચારો જાણીને મને બહુજ આનંદ થયો છે અને સાથે સાથે અભિમાન પણ થયું છે. પ્યારા બંધુ! તમે ખુશીથી દીક્ષા અંગિકાર કરો અને સત્ય સુખને વરવા ભાગ્યશાળી થાઓ. મારી તમને આશીષ છે."

હીરે પોતાની બ્હેનની આ પ્રમાણે આજ્ઞા મેળવ્યા પછી સંવત ૧૫૯૬, કાર્તિક વદી ૨ ના રોજ આચાર્યશ્રી વિજયદાનસૂરિ પાસેથી દીક્ષા લીધી. દીક્ષા લીધા પછી ગુરૂએ તેમનું બુદ્ધિચાતુર્ય તથા તેમના ઉચ્ચ ગુણો જોઇને તેમને દક્ષિણ પ્રદેશમાં ન્યાયશાસ્ત્રનું અધ્યયન કરવા મોકલ્યા હતા. ત્યાં તેઓ કેટલોક સમય રહી ન્યાયશાસ્ત્રમાં પારંગત થઇને પુનઃ પાટણમાં આવી તેમણે પોતાના પાંડિત્યનું દર્શન કરાવીને પોતાના ગુરૂને પ્રસન્ન કર્યા. ત્યારબાદ શ્રી વિજયદાનસૂરિ પોતાના શિષ્યમંડળ સાથે વિહાર કરતાં કરતાં નારદપુરમાં આવ્યા અને ત્યાં હીરવિજયને "વાચક" ની ઉપાધિ મળી. શ્રી વિજયદાનસૂરિને જેમ જેમ હીરવિજયનો પરિચય પડતો ગયો, તેમ તેમ તેમને તેમની ઉત્કૃષ્ટ બુદ્ધિ, તેમનાં ઉચ્ચ ગુણો, તેમનું જ્ઞાન, તેમની નમ્રતા અને તેમની નિરાભિમાનવૃત્તિની ખબર પડતી ગઇ અને તેથી તેઓ તેમના ઉપર બહુજ પ્રસન્ન રહેતા હતા. નારદપુરમાંથી વિહાર કરી તેઓ કેટલોક સમય વિત્યા પછી સિરોહીમાં આવ્યા અને ત્યાંજ ચાતુર્માસ વ્યતિત કરવાનો નિશ્ચય કર્યો. તેઓ ત્યાં ચાતુર્માસ રહ્યા તે દરમ્યાન હીરવિજયની વધુ યોગ્યતા જણાતાં તેમને આચાર્યપદવી આપવાનો તેમણે વિચાર કર્યો અને તે માટે સ્થાનીક શ્રીસંઘની શી ઇચ્છા છે, તે જાણી લેવાને માટે તેમણે પોતાનો વિચાર સંઘ સન્મુખ જાહેર કર્યો. સિરોહીના સંઘે તેમના વિચારને ખુશીથી વધાવી લીધો. તે પછી યોગ્ય મુહૂર્તે હીરવિજયને આચાર્યપદવી આપવામાં આવી અને ત્યારથી તેઓ આચાર્ય શ્રીહીરવિજયસૂરિના નામથી ઓળખાવા લાગ્યા.

ચાતુર્માસ સંપૂર્ણ થયા પછી શ્રીવિજયાનંદસૂરિ અન્યત્ર વિહાર કરી ગયા અને છેવટે તેઓ વડલીમાં આવ્યા અને ત્યાંજ કાળધર્મને પામ્યા. શ્રીહીરવિજયસૂરિ પોતાના ગુરૂએ પરલોકગમન કર્યાની ખબર સાંભળતાં જ બહુજ દીલગીર થયા; પરંતુ તત્ત્વદ્રષ્ટિથી વિચાર કરીને તેઓએ પોતાના મનનું સમાધાન કરી લીધું અને આચાર્ય તરીકેની જવાબદારી ઉપાડી લઇ જૈનશાસનની ઉન્નતિ કરવાના કાર્યમાં જોડાયા. તેઓ પ્રથમ ત્રંબાવતીમાં આવ્યા, ત્યાંથી ડીસા અને બોરસદ વગેરે

સ્થળે વિહાર કરતા અને ભવ્ય જીવોને બોધ આપતા તેઓ ગાંધાર બંદરમાં આવીને ચાતુર્માસ રહેવાનો નિશ્ચય કરીને ત્યાંજ રહ્યા.

પ્રસ્તુત નવલકથાના ચૌદમા પ્રકરણમાં બાદશાહ અકબરે શ્રી હીરવિજયસૂરિની અત્યંત પ્રશંસા સાંભળી તેમને પોતાની પાસે પધારવાનું આમંત્રણ કરવા માટે અહમદાબાદના સુબેદાર ઉપર ફરમાનપત્ર લખીને પોતાના બે કર્મચારીઓને મોકલવાની વ્યવસ્થા કરી હતી, એમ આપણે વાંચી ગયા છીએ. તે મુજબ અકબરના એ બે કર્મચારીઓ અહમદાબાદ આવી પહોંચ્યા અને ત્યાંના સુબેદારને બાદશાહનું ફરમાનપત્ર તેઓએ આપ્યું. સુબેદાર શાહબુદ્દીને અહમદાબાદના મુખ્ય મુખ્ય જૈન શ્રાવકોને પોતાની પાસે બોલાવીને બાદશાહનું ફરમાનપત્ર વાંચી સંભળાવ્યું અને શ્રીહીરવિજયસૂરિને શહેનશાહ અકબરની હજુરમાં જવાને માટે આજ્ઞા આપી. તે પછી જૈન શ્રાવકો ગાંધાર ગયા અને સૂરિજીને બાદશાહ અકબરના આમંત્રણની સર્વ હકીકત તેમને કહી સંભળાવી અને પોતાના તરફથી પણ વિનંતિ કરી કે આપ બાદશાહના આમંત્રણને માન આપી તેમની પાસે જશો, તો જૈન શાસનની બહુજ ઉન્નતિ થશે; માટે આપ ચાતુર્માસ વિત્યા બાદ આગ્રા જવાને માટે જરૂર વિહાર કરશો. સૂરિમહારાજે તેમની વાત સાંભળી લઇ વિચાર કર્યો કે શહેનશાહ અકબર સત્યપ્રિય હોવાથી તેની પાસે જઇને તેને સદુપદેશ આપવાથી ધર્મની ખ્યાતિ અને દેશનું હીત થવાનો પૂરતો સંભવ છે. આ પ્રમાણે વિચાર કરી સૂરિજીએ તેમને જણાવ્યું કે તમારી ઇચ્છા એવી છે તો હું ચાતુર્માસ થઇ રહ્યા બાદ બાદશાહ પાસે જવાને માટે વિહાર કરીશ. શ્રાવકો એ સાંભળીને ખુશી થયા અને ચાતુર્માસને સંપૂર્ણ થવાને થોડો સમય હોવાથી તેઓ વિહાર થતાં સુધી રોકાયા.

ચાતુર્માસ સંપૂર્ણ થતાં શ્રીહીરવિજયસૂરિએ ગાંધારમાંથી પોતાના શિષ્યપરિવાર સમેત વિહાર કર્યો. મહી નદી ઉતરી વટદલ અને ખંભાત થઇને તેઓશ્રી થોડા દિવસમાં અહમદાબાદ આવી પહોંચ્યા. અહમદાબાદના જૈનોએ તેમનો મોટા સમારોહથી નગરપ્રવેશ કરાવ્યો. સુબેદાર શાહબુદ્દીને તેમને ઘણાજ આદરમાન સાથે પોતાના મહેલમાં બોલાવ્યા અને બહુમૂલ્ય હીરા, માણિક્ય અને મોતી વગેરે વસ્તુઓ ભેટ કરીને અકબરશાહની ઇચ્છા જણાવી તેમને બાદશાહની પાસે જવાની વિનંતિ કરી.

સૂરિજીએ જવાબ આપ્યો. "ખાંસાહેબ! સંસારનો ત્યાગ કરીને

મેં મુનિજીવનનો સ્વીકાર કરેલો હોવાથી તમે ભેટ કરેલી આ સુંદર અને બહુમૂલ્ય વસ્તુઓને લઇને હું શું કરૂં? મારે તેમાંની એક પણ વસ્તુની જરૂર નથી, તેમ નિઃસ્વાર્થી જીવનના અંગે તેનો સ્વીકાર પણ મારાથી થઇ શકે નહિ; માટે તમે તેનો ઉપયોગ નિરાધાર અને ગરીબ માનવોને અને પ્રાણીઓને બચાવવામાં કરજો, એવી મારી ઇચ્છા છે. બાદશાહ અકબરશાહની શુભેચ્છાને માન આપી હું તેમની પાસે જવાને માટે જ વિહાર કરતો કરતો અત્રે આવેલો છું અને તેથી અહીં કેટલોક સમય વિતાવ્યા પછી હું અહીંથી વિહાર કરીને તે તરફ જઇશ; માટે તે દરમ્યાન તેમને મારા વિહાર સંબંધી ખબર પહોંચાડવી હોય તો ખુશીથી પહોંચાડજો."

શાહબુદ્દીન સૂરિજીની નિઃસ્વાર્થ બુદ્ધિ જોઇને ચકિત થઇ ગયો અને તેમની ઘણી જ પ્રશંસા કરી તેણે કહ્યું. "સૂરિજી! આપના કહેવા મુજબ બાદશાહ સલામતને આપના વિહાર સંબંધી ખબર આજે મોકલાવીશ; માટે આપને જ્યારે અનુકૂળતા હોય, ત્યારે આપ તેમની હજુર જવાને વિહાર કરજો; ઉતાવળ કરવાની કે તકલીફ ઉઠાવવાની કશી અગત્ય નથી."

ત્યારબાદ જૂદા જૂદા વિષયો ઉપર કેટલોક સમય ચર્ચા ચાલી રહ્યા પછી સૂરિજી પોતાના નિવાસસ્થાને આવી પહોંચ્યા. અહમદાબાદમાં કેટલાક દિવસો સૂરીશ્વરે શાંતિપૂર્વક વ્યતિત કર્યા અને તે પછી બાદશાહે મોકલેલા બન્ને કર્મચારીઓ સાથે પોતાના શિષ્યસમુદાયને લઇ ફતેહપુર જવાને તેમણે વિહાર કર્યો.

# પ્રકરણ ૧૯ મું.

## વિજય શાથી મળે છે?

શિયાળાની ઋતુ હતી અને મધ્યાન્હનો સમય હતો. આ વખતે પૃથ્વિરાજ પોતાના મહેલના એક ઓરડામાં વિરામાસન ઉપર દીલગીરી ભરેલા ચહેરે બેઠો હતો. તેનો સલાહકાર કરમચંદ, તેની સામેના આસન ઉપર બેઠેલો હતો.

"કેમ, કરમચંદ! મહારાણા પ્રતાપસિંહ તરફથી કાંઇ સમાચાર હમણાં આવ્યા છે કે નહિ?" પૃથ્વિરાજે ખિન્નતાથી પૂછ્યું.

"જી હા; તેમના તરફથી અગત્યના સમાચાર લઈને એક ભીલ બહુજ સંભાળપૂર્વક અને ગુપ્ત વેશે આજે પ્રાતઃકાળમાં આવી પહોંચ્યો છે અને તેણે આવીને મને મહારાણાનો કાગલ આપ્યો કે તુરતજ હું અહીં આવ્યો હતો; પરંતુ નોકરે આપ બાદશાહની હજુરમાં ગયાની ખબર આપતાં હું પાછો ફર્યો હતો." કરમચંદે મહારાણા તરફથી સમાચાર આવ્યાનો જવાબ આપતાં સાથે સાથે ખુલાસો પણ કર્યો.

"હા, સવારમાં બાદશાહે મને યાદ કરવાથી હું તેમની પાસે ગયો હતો; પરંતુ મહારાણાએ શા સમાચાર મોકલ્યા છે?" પૃથિવીરાજે પોતે બાદશાહની પાસે ગયાના કબુલાત કરતાં પૂછ્યું.

કરમચંદે મહારાણાનો કાગલ કહાડી તેને પૃથિવીરાજને આપતાં ઉત્તર આપ્યો. "કોમલમેરનો ત્યાગ કર્યા પછી મહારાણા પોતાના પરિવાર સાથે ચપ્પન પ્રદેશમાં આવેલા ચૌન્ડ નગરમાં જઈને વિશ્વાસુ ભીલોના આશ્રયે રહ્યા હતા તથા તે સમયે મહારાણાને પકડી બાદશાહ સન્મુખ લાવવાની પ્રતિજ્ઞા કરીને સેનાપતિ ફરિદખાં અને તેની સાથે રાજા માનસિંહનો સરદાર ચંદ્રસિંહ ચપ્પન પ્રદેશ ઉપર ચડાઈ લઈ ગયા હતા, તે તો આપણે જાણીએ છીએ. આ યુદ્ધમાં મહારાણાનો વિજય થયો છે અને ફરિદખાંનો સદંતર નાશ થયો છે તથા ચંદ્રસિંહ નાશી છૂટ્યો છે. આ ઘટનાઓનું વર્ણન કરતાં સલુંબરરાજ ગોવિંદસિંહજી કાગલમાં લખે છે કે આ યુદ્ધમાં ખરેખરૂં મહત્ત્વનું કાર્ય મંત્રીશ્વર ભામાશાહે કરેલું છે અને જો તેણે ચંદ્રસિંહની તલવારનો ભોગ થતાં મહારાણાને યોગ્ય વખતે આવીને બચાવી લીધા ન હોત, તો આજે મેવાડનો સૂર્ય ક્યારનો અસ્ત પામી ગયો હોત અને સમસ્ત રાજસ્થાનમાં અંધકાર વ્યાપી ગયો હોત. ગોવિંદસિંહે ભામાશાહની કાર્યકુશળતા અને બહાદુરીની ઘણીજ પ્રશંસા કરેલી છે. છેવટે એ અનુભવી સરદાર લખે છે કે જો કે આ યુદ્ધમાં અમને ભગવાન્ એકલિંગજીની કૃપાથી વિજય મળ્યો છે; તો પણ અમે નિરાંત કરીને શાંતિથી એક સ્થળે બેસી શકીએ તેમ નથી; કારણ કે પોતાના થયેલા આ પરાજયથી બાદશાહ અકબર ક્રોધે ભરાઈને તુરત જ બીજો હુમલો કરવાને માટે વિશાળ સૈન્યને રવાના કરશે અને તેથી અમારે અમારા બચાવને માટે આ સ્થળનો ત્યાગ કરવો પડશે. વળી અમારી પાસેના ઘણાં ખરા સૈનિકો આ યુદ્ધમાં કામ આવી ગયા છે તથા જે જીવતા રહ્યા છે, તેને લાંબો વખત ચાલે એટલું અનાજ વગેરે પણ અમારી પાસે રહેલું નથી. આવી સ્થિતિમાં ભવિષ્યમાં શું થશે, એની કલ્પના

અત્યારથી કરવી નિરૂપયોગી છે અને તેથી માત્ર ભગવાન્ એકલિંગજીની કૃપાને ઈચ્છતાં અમે સર્વે આ સ્થળનો ત્યાગ કરીને તમને આ કાગળ પહોંચશે તે પહેલાં અન્યત્ર ચાલ્યા ગયા હશું."

"કરમચંદ!" પૃથિવીરાજે કાગળનો વૃત્તાંત સાંભળી લીધા પછી કહ્યું. "કાગળની હકીકત સાંભળતાં એક તરફથી આનંદ અને તેજ ક્ષણે બીજી તરફથી દિલગીરીનો સાથે જ અનુભવ થાય છે. મંત્રીશ્વર ભામાશાહનાં યુદ્ધકૌશલ્ય માટે મને બહુ માન હતું જ અને તેમાં તમે કહેલી વાતથી વિશેષ વૃદ્ધિ થયેલી છે. ભામાશાહ એ ખરેખર અલૌકિક પુરૂષ છે અને મને ખાતરી છે કે મેવાડનો ઉદ્ધાર પણ તેના જ હાથે થશે. મહારાણાની દઢતા અને સ્વદેશની સ્વતંત્રતા મેળવવા માટે તેમનો ઉત્સાહ જોઇને પણ તેમના માટે ધન્યવાદના શબ્દો મારાં મુખમાંથી નીકળ્યા સિવાય રહેતા નથી. આવા રાજા અને આવા મંત્રીને જે દેશ અને જે ભૂમિ ધરાવે છે, તેનો ઉદ્ધાર ગમે ત્યારે પણ થયા સિવાય રહેશે નહિ; પરંતુ તેમની અત્યારની દુઃખી સ્થિતિનો અહેવાલ સાંભળીને મને બહુ દિલગીરી થાય છે. શું હું એક ક્ષત્રિય થઇને મારા દુઃખી થતાં જાતિભાઇને કાંઇ સહાય ન કરી શકું ? કરમચંદ!"

"અવશ્ય મદદ કરી શકો; પરંતુ જ્યાંસુધી આપ બાદશાહના કેદી છો, ત્યાંસુધી અહીં બેઠા મહારાણાને માત્ર અત્યંત ગુપ્ત રીતે કાગલથી આશ્વાસન આપવા સિવાય બીજું કાંઇ કરી શકો તેમ નથી." કરમચંદે સ્પષ્ટતાથી ઉત્તર આપ્યો.

પૃથિવીરાજને તેની ખરી વસ્તુસ્થિતિનું ભાન થતાં તેણે પોતાની ભ્રકુટી ચડાવીને પૂછ્યું: "તમારી વાત સત્ય છે, કરમચંદ! પરંતુ બાદશાહની નજરકેદમાંથી શું છુટી શકાય તેમ નથી ? તમે કાંઇ ઉપાય બતાવી શકો તેમ છો ?"

કરમચંદે ઉત્તર આપ્યો: "રાજસાહેબ! હું કેટલાએ દિવસોથી એજ વિચાર કરી રહ્યો છું; પરંતુ હજુ સુધી કાંઇ પણ ઉપાય મળી આવ્યો નથી."

"તો પછી આપણે આ સ્થિતિમાં અહીં હાથ–પગ જોડીને ક્યાંસુધી બેસી રહેવું ?" પૃથિવીરાજે પુનઃ પૂછ્યું.

"એ વિષે હાલ કાંઇ પણ કહી શકાય તેમ નથી; કેમકે અકબરશાહ જેવા મહાન્ દક્ષ અને રાજકળાનિપુણ બાદશાહના પંજામાંથી સ્વતંત્ર થવું, એ કાંઇ સરલ કાર્ય નથી; તેમ છતાં તેથી નિરાશ થવાનું પણ કાંઇ પ્રયોજન નથી." કરમચંદે સત્ય જવાબ આપ્યો.

"નિરાશ થવાનું પ્રયોજન ન હોય, તો પછી શા માટે તમે કોઈ ઉપાય શોધતા નથી ?" પૃથ્વીરાજે આતુરતા દર્શાવી.

"ઉપાય શોધી કહાડવો, એ બહુ મુશ્કેલ કાર્ય નથી; પરંતુ યોગ્ય તક મળ્યા પહેલાં ઉપાય શોધી કહાડવા માત્રથીજ અર્થ સરે તેમ નથી અને તેથી હું યોગ્ય તકનીજ રાહ જોયા કરું છું." કર્મસિંહે કહ્યું.

"મને લાગે છે કે તકની રાહ જોવામાં આપણો અર્થ સરે તેમ નથી; તકની રાહ જોવી એ શું નિર્માલ્યતા નથી ?" પૃથ્વીરાજે કહ્યું.

"ક્ષત્રિયો એને નિર્માલ્યતા કહે છે, ત્યારે મુત્સદ્દી-વણિકો એને કાર્યકુશળતા કહે છે. રાજસાહેબ! એકલા બાહુબળથીજ કોઈ કાર્ય સફળ થતું નથી; પરંતુ બાહુબળ સાથે જ્યારે મનોબળનો સંયોગ થાય છે, ત્યારેજ સફળતા પ્રાપ્ત થાય છે અને તેથી તકની રાહ જોયા વિના સાહસ કરીને કોઈ કાર્યમાં પડતું મૂકવું, એ શરીરબળનો વિના કારણે ક્ષય કરવા બરાબર છે." કરમચંદે મુત્સદ્દીગીરીની વ્યાખ્યા કરતાં કહ્યું.

પૃથ્વીરાજે સહેજ હસીને કહ્યું. "કરમચંદ! તમારું કથન સત્ય છે અને શરીરબળ કરતાં મનોબળ વિશેષ બળવાન છે, એ હું સ્વીકારું છું; પરંતુ તમને મેં જે પ્રશ્ન પૂછ્યો હતો, તે માત્ર તમારું બુદ્ધિચાતુર્ય જોવાને માટેજ પૂછ્યો હતો અને તમે તેનો આબાદ ઉત્તર આપીને મારા મનનું સમાધાન કર્યું છે. અમારી રાજપૂત જાતિમાં બાહુબળ ઘણું છે; પરંતુ મનોબળની અગર તો મુત્સદ્દીપણાની ખામીને લઈ તેને અત્યારે પરતંત્રતાની સ્થિતિમાં મૂકાવું પડ્યું છે. મને અનુભવ છે કે કોઈ પણ કાર્યમાં શરીરબળ અને મુત્સદ્દીપણાનો સંયોગ થાય છે, ત્યારેજ વિજય મળે છે અને મારો આ અનુભવ જો કે સત્ય છે; તોપણ તેથી શરીરબળને ઉતારી નાંખવામાં અને તેના પ્રતિ ઉપેક્ષા કરવામાં ડહાપણ નથી, એ પણ શું સત્ય નથી ?"

"એ પણ કેવળ સત્ય છે." કરમચંદે તુરતજ ઉત્તર આપ્યો. "હું પ્રથમજ કહી ગયો છું કે બાહુબળ સાથે જ્યારે મનોબળનો-મુત્સદ્દીપણાનો સંયોગ થાય છે, ત્યારે સફલતા પ્રાપ્ત થાય છે. એકલા બાહુબળને મેળવવાથી અથવા તો તેનો એકપક્ષીય ઉપયોગ કરવાથી અર્થ સરતો નથી. જેટલે અંશે મુત્સદ્દીપણાની અગત્ય છે, તેટલેજ અંશે બાહુબળની પણ અગત્ય છે અને જ્યાં એ ઉભય બળોનો સંયોગ

થાય છે, ત્યાં અવશ્ય વિજય પ્રાપ્ત થાય છે. આપ જાણો છો કે મહારાણા પ્રતાપસિંહ બાહુબળની, દૃઢ નિશ્ચયની, વીરોચિત સ્વભાવની અને લડાયક જુસ્સાની સાક્ષાત્ મૂર્તિ છે અને મંત્રીશ્વર ભામાશાહ મુત્સદ્દીપણાની, બુદ્ધિચાતુર્યની, સહનશીળતાની અને યુદ્ધકાર્યકુશળતાની સાક્ષાત્ મૂર્તિ છે અને જ્યાં આવી બે વ્યક્તિઓનું અસ્તિત્વ છે, ત્યાં સફળતા સ્વયં આવીને મળે છે. હાલમાં જોકે તેઓ સંપૂર્ણ સંકટમાં છે; તોપણ છેવટે મહારાણાનો કહો કે મેવાડનો વિજય થશે, એવી મારી માન્યતા છે."

"જેવી તમારી માન્યતા છે; તેવી જ મારી માન્યતા પણ છે; પરંતુ તેમની હાલની સ્થિતિ તરફ ધ્યાન આપતાં તેમનો વિજય થશે કે નહિ, એ શંકાયુક્ત વાત છે. તમે જાણો છો કે મહાન્ ઐશ્વર્યશાળી અને પ્રબળ પ્રતાપી શહેનશાહ અકબરની સામે કોઇ પણ પ્રકારનાં સાધન વિના યુદ્ધ ચાલુ રાખવું, એ મોટામાં મોટી મુશ્કેલીનું કાર્ય છે અને તેથી તેમનો વિજય થશે કે નહિ, એ શું શંકાયુક્ત વાત નથી?" પૃથિવીરાજે પોતાની માન્યતાને કહી બતાવતાં પ્રશ્ન કર્યો.

"આપની માન્યતા સાચી હોવાનું હું સ્વીકારું છું અને એ પણ જાણું છું કે ભારતસમ્રાટ અકબરશાહની સામે બાથ ભીડવી, એ સાધારણ વાત નથી; પરંતુ દૃઢનિશ્ચય અને શ્રદ્ધાને સેવનારાં કલાવિન્દ મનુષ્યો વિજયને કિંવા સફલતાને ગમે તે ભોગે પ્રાપ્ત કરે છે, એ વિશ્વનો એક અટલ સિદ્ધાંત છે અને તેથી મહારાણા પ્રતાપસિંહના વિજયને માટે શંકા ધરવાનું મને કશું પણ પ્રયોજન જણાતું નથી." કરમચંદે વિશ્વના સિદ્ધાંતને દર્શાવતાં ઉત્તર આપ્યો.

"કરમચંદ!" પૃથિવીરાજે કહ્યું. "તમારા આવા ઉત્તમ વિચારો જાણીને તથા તમારા જેવા સમર્થ કલાવિન્દ પુરુષ મારા સલાહકાર અને મિત્ર હોઇને મને બહુ જ આનંદ થાય છે; પરંતુ આનંદની સાથે એટલી દીલગીરી પણ થાય છે કે તમારા જેવા મુત્સદ્દી મારી પાસે હોવા છતાં હું મારી માતૃભૂમિના કલ્યાણને માટે હાલની મારી નજરકેદીની સ્થિતિના અંગે કાંઇ પણ કરી શકું તેમ નથી અને તેથી મને થતો આનંદ એ માત્ર મનનું સમાધાન કરવા પૂરતો છે."

"રાજાસાહેબ!" કરમચંદે કહ્યું. "જેવી આપને દીલગીરી થાય છે, તેવી મને પણ થાય છે; પરંતુ હાલ તો મનનું સમાધાન ગમે તે પ્રકારે કર્યા સિવાય અન્ય એક પણ ઉપાય આપણી પાસે રહેલો નથી.

આપણાથી જો હાલના સંયોગોમાં કાંઇ પણ થઇ શકે તેમ હોય, તો તે એટલું જ છે કે મહારાણા પ્રતાપસિંહને પત્ર દ્વારાએ આપણે આશ્વાસન આપવું અને તેમને ગમે તે ભોગે પોતાની દઢતા ટકાવી રાખવાને આગ્રહ કરવો."

"બરોબર છે; હાલની સ્થિતિમાં આપણે તેથી કાંઇ વિશેષ કરી શકીએ તેમ નથી અને તેથી મનનું સમાધાન નિરૂપાયે પણ કરવું પડે છે; પરંતુ મહારાણાના પત્રનો ઉત્તર ક્યારે લખવાનો છે?" પૃથિવીરાજે કરમચંદના અભિપ્રાયને સ્વીકારીને પૃછ્યું.

"આપ કહો ત્યારે હું લખવાને તૈયાર જ છું." કરમચંદે જવાબ આપ્યો.

"તો પછી આજેજ ઉત્તર લખી નાંખીને આવેલ ભીલને પાછો ગુપ્ત રીતે રવાના કરી દેવો, એજ ઠીક છે: કેમ ખરું ને?" પૃથિવીરાજે કહ્યું.

"હા, એજ ઠીક છે અને તેથી હું હમણાંજ ઉત્તર લખીને આવું છું અને આપ તેને વાંચી લ્યો કે તુરત જ આવેલ ભીલને એ ઉત્તરરૂપી કાગળને આપી રવાના કરી દેશું." કરમચંદે આસન ઉપરથી ઉભા થતાં કહ્યું.

કરમચંદ પાસેના બીજા ઓરડામાં ગયો અને ત્યાંબેસીને સલુંબરરાજ ગોવિંદસિંહે લખેલા પત્રના ઉત્તરરૂપે સરસ શબ્દોમાં એક કાગળ થોડી વારમાં લખી નાંખ્યો અને ત્યારબાદ પુનઃ પૃથિવીરાજ પાસે આવીને તેને એ કાગળ વાંચવાને આપ્યો. પૃથિવીરાજે સદરહુ કાગળને વાંચી લીધો અને પોતાનો સંતોષ જાહેર કરતાં કહ્યું. "કરમચંદ ! કાગળ બહુજ સારી રીતે લખેલો છે અને તેથી તેમાં કાંઇ સુધારો વધારો કરવા જેવું નથી; માટે તેને પરબીડિયામાં બરોબર બંધ કરીને તમે જાતે જ મહારાણાના ભીલને હાથોહાથ આપજો."

"બહુ સારૂં; આપની આજ્ઞા મુજબ અમલ કરીને આપને ખબર આપીશ." એમ કહી કરમચંદ પૃથિવીરાજ પાસેથી કાગલને લઇને પોતાના આવાસે આવવાને ઓરડાની બહાર નીકળ્યો અને જરા આગળ ચાલ્યો; પરંતુ મસ્તકમાં કાંઇક વિચાર ઉદ્ભવતાં તે પાછો વળીને પુનઃ ઓરડામાં આવ્યો.



# પ્રકરણ ૨૦ મું.

## ચંપાદેવી.

"ન થા માલુમ કે ઉલ્ફતમેં, ગમ ખાનાં ભી હોતા હે,
જીગરકી બેકલી ઓર જીકા, ગભરાનાં ભી હોતાં હે.
અગર દાની સીમી રોઝન, અઝલ દાગે જુદાકરા,
નમીકરદન બદીલ રોશન, ચીરાગે આશનાકરા."

કરમચંદ પુનઃ ઓરડામાં આવ્યો, ત્યારે પૃથિવીરાજ વિચાર-સાગરમાં ગોથાં ખાતો હતો અને તેથી તેને કરમચંદના આગમનની ખબર પડી નહિ.

કરમચંદે તેને બેધ્યાન જોઇને તેનું ધ્યાન પોતાની તરફ ખેંચવા માટે કહ્યું. "રાજાસાહેબ!"

પૃથિવીરાજે ઝટ લઇને તેની સામે જોયું અને આતુરતાથી પૂછ્યું. "કેમ કરમચંદ!"

"મારી એક વિનંતિ સાંભળશો?" કરમચંદે આસન ઉપર બેસતાં કહ્યું.

"મારા સાચા સલાહકાર અને મિત્રની વિનંતિને શું હું સાંભળીશ નહિ, એમ ધારીને તમે એ પ્રશ્ન કરો છો?" પૃથિવીરાજે પૂછ્યું.

"આપ મારી વિનંતિને નહિ સાંભળો, એ હેતુથી મેં એ પ્રશ્ન કર્યો નથી; પરંતુ આપને તેને સાંભળવા જેટલી અત્યારે ફુરસદ છે કે નહિ એ જાણવાના હેતુથી જ મેં એ પ્રશ્ન કર્યો છે." કરમચંદે ઉત્તર આપ્યો.

"પ્રિય મિત્ર! તમારી વિનંતિ તો શું પણ તમારી સલાહ પણ ગમે તે સમયે સાંભળવાની મને ફુરસદ જ છે, માટે તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો; હું તેને સાંભળવાને તૈયાર જ છું."

"બહુ સારૂં; સાંભળો ત્યારે." કરમચંદે એમ કહીને પૃથિવીરાજની બરોબર સામે જોઇને પૂછ્યું. "મારી વિનંતિ એવી છે કે આપ આમ ને આમ આ સ્થિતિમાં ક્યાં સુધી જીવનને વ્યતિત કરશો?"

"તમે શું કહેવા માગો છો, તે હું બરાબર સમજી શકતો નથી; માટે તમારે જે કહેવું હોય, તે જરા સ્પષ્ટતાથી કહેશો, તો તેને સમજવાની મને સરલતા થશે." પૃથિવીરાજે તેના મર્મને નહિ સમજતાં કહ્યું.

" મારો કહેવાનો ભાવાર્થ એવો છે કે રાણીજીના પરલોકગમનને હવે ઘણો સમય થઇ ગયો છે અને તેથી આપ ફરીથી લગ્ન કરો, તો શી હરકત છે ? " કરમચંદે પોતાના કથનનો ભાવાર્થ કહી બતાવ્યો.

પૃથિવીરાજે એ સાંભળીને નિશ્વાસ મૂકતાં કહ્યું. " કરમચંદ ! તમારૂં કહેવું ઠીક છે; પરંતુ ફરીથી લગ્ન કરવાનો મારો વિચાર નથી; કારણ કે લીલાદેવી જેવી સદ્‌ગુણી અને સૌંદર્યવતી પત્ની શું વારંવાર મળવી સહેલ છે ? "

" રાજાસાહેબ ! " કરમચંદે ગંભીરતા પૂર્વક કહ્યું. " આપનું કથન સત્ય છે કે શ્રીમતી લીલાદેવી જેવા રાણીજી મળવા, એ સહેલ નથી; પરંતુ આપ તેમના શોકમાં રહીને ફરીથી લગ્ન નહીં કરો, તો તેથી એક વખત મૃત્યુ પામેલા રાણીજી જેમ આપને પુનઃ મળવાના નથી, તેમ તેથી આપનો શોક પણ ઓછો થવાનો નથી; માટે મારી વિનંતિનો સ્વીકાર કરીને આપે ફરીથી લગ્ન કરવું, એજ આપને માટે શ્રેયસ્કર છે.

" કરમચંદ ! " પૃથિવીરાજે દીલગીરી ભરેલા અવાજે કહ્યું. " તમારી મારા પ્રત્યેની લાગણીને માટે હું તમારો ઉપકાર માનું છું: પરંતુ દીલગીર છું કે હું તમારી વિનંતિનો સ્વીકાર કરી શકતો નથી. "

" તેમ કરવાનું કાંઇ કારણ ? " કરમચંદે પ્રશ્ન કર્યો.

" હા, કારણ છે અને તે તમે ક્યાં જાણતા નથી ? મારી હૃદયેશ્વરી લીલાદેવી જો કે મૃત્યુ પામી છે અને તે મને પુનઃ મળે, એવી આશા રાખવી એ પણ કેવળ મૂર્ખતા છે; તો પણ તેના અતુલનીય પ્રેમને, તેના ઉચ્ચ સદ્‌ગુણોને, તેની મીઠી વાણીને, તેના અપ્રતીમ રૂપ-લાવણ્યને અને તેના સદૈવ હસતા મુખારવિંદને હું હજી ભૂલી ગયો નથી; તેનો અમર આત્મા જો કે સ્વર્ગમાં જ વિરાજતો હશે; તો પણ તેની સ્મૃતિરૂપ મૂર્તિ મારાં હૃદયમંદિરમાં જ વિરાજે છે અને તેથી તેનો તિરસ્કાર કરીને, તેને વિસારી દઇને હું અન્ય સ્ત્રીની સાથે લગ્ન કરવાને તૈયાર નથી. કરમચંદ ! તમે ચતુર અને વિદ્વાન્ થઇને મને ખોટે માર્ગે કાં દોરો છો ? " પૃથિવીરાજે કાંઇક આવેશથી જવાબ આપ્યો.

" રાજાસાહેબ ! " કરમચંદે કહ્યું. " આપને ખોટે માર્ગે દોરવાનું મને શું પ્રયોજન છે ? હું તો આપને ખરા જ માર્ગે દોરૂં છું અને એમ કરવું, એ મારી ફરજ છે; પરંતુ રાણીજીના મૃત્યુ પછી આપનો જીવ ઉદાસ રહેતો હોવાથી આપને મારી સાચી સલાહ પણ વિપરીત લાગે છે અને તેથી જ આપ તેને ખોટો માર્ગ કહો છો. "

"તમને મારા કથનથી માઠું લાગ્યું હોય તેમ જણાય છે: પરંતુ કરમચંદ ! તમેજ વિચાર કરો કે લીલાદેવી જેવી બીજી સ્ત્રી મળવી, એ શું સહજ વાત છે ? પૃથિવીરાજે પૂછ્યું.

"એ સહજ વાત નથી, તેમ એ સંભવિત પણ નથી: પરંતુ એથી લીલાદેવી શું આપને પુનઃ મળશે ખરાં ?" કરમચંદે પૃથિવીરાજના પ્રશ્નનો ઉત્તર આપતાં સ્વાલ કર્યો.

"નહિજ: એક વખત મૃત્યુ પામેલું માણસ પુનઃ મળતું નથી, એ તો હું સારી રીતે જાણું છું." પૃથિવીરાજે જવાબ આપ્યો.

"તો પછી એ માટે શોક કરવાથી શું ફળ મળવાનું છે ? કાંઇજ નહિ અને તેથી મારી વિનંતિનો સ્વીકાર કરી આપ પુનઃ લગ્ન કરીને સુખી થાઓ, એવી મારી ઇચ્છા છે." કરમચંદે મૂળ વાત લાવીને મૂકી.

"ઘડી ભર માનો કે હું તમારી વિનંતિ સ્વીકાર કરીને લગ્ન કરવાને તૈયાર છું: પરંતુ મારે કોની સાથે લગ્ન કરવું ?" પૃથિવીરાજે પ્રશ્ન કર્યો.

"એ વિષે મેં મારા મનથી સઘળી ગોઠવણ કરી રાખી છે. લીલાદેવીના બ્હેન ચંપાદેવી આપના રાણી થવાને સર્વાંશે લાયક અને વળી તેની સાથે લગ્ન કરવાથી સ્વર્ગસ્થ રાણીજીના પ્રેમને પણ આપ સ્મૃતિમાં રાખી શકશો. માટે આપે ચંપાદેવી સાથે લગ્ન કરવું, એ ઉત્તમ છે." કરમચંદે પોતાના મનની ગોઠવણ કહી બતાવી.

"એ વાત પણ ઘડી ભરને માટે હું સ્વીકારી લઉં છું: પરંતુ શું ચંપા મને ચાહે છે ! અને જો તે મને ન ચાહતી હોય, તો તેની સાથે બળાત્કારે મારે લગ્ન કરવું, એ શું ઉચિત છે ?" પૃથિવીરાજે પુનઃ પ્રશ્ન કર્યો.

"કોઇની સાથે બળાત્કારે લગ્ન કરવાને માટે હું આપને આગ્રહ કરતો નથી: પરંતુ જો ચંપાદેવી આપને ચાહતા હોય, તો પછી આપ તેની સાથે લગ્ન કરવાને તૈયાર છોને !" કરમચંદે એમ કહીને પૃથિવીરાજની સામે જોયું.

પૃથિવીરાજ હવે વિચારમાં પડી ગયો. તેણે કરમચંદના પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

પૃથિવીરાજને નિરુત્તર રહેલો જોઇને કરમચંદે કહ્યું. "કેમ ઉત્તર આપતાં નથી રાજન સાહેબ !"

"કરમચંદ ! હું તમારા પ્રશ્નનો વિચાર કરીને જવાબ આપીશ. શહેનશાહ અકબરે પણ મને ગઈ કાલે પુનઃ લગ્ન કરવાની વિનંતિના

દાવે સલાહ આપી છે અને તેનો જવાબ પણ મારે વિચારીને આપવાનો છે" પૃથિવીરાજે કહ્યું.

"ત્યારે તો આપે શાહેનશાહની સલાહને માન્ય રાખવી પડશે, કેમ ખરૂં ને ?" કરમચંદે જરા હસીને પૂછ્યું.

"ઉપરથી મિત્રતાનો દાવો કરનારા અને અંદરથી શત્રુતા ધરાવતા શાહેનશાહની સલાહને માન્ય રાખવાને હું કોઇ પણ રીતે તૈયાર નથી; પરંતુ આ વિષયમાં તમારો જ્યારે બહુ આગ્રહ છે, ત્યારે મારે અવશ્ય વિચાર કરવો પડશે. હાલ તો તમે તમને સોંપેલા કામ ઉપર જાઓ; દરમ્યાન હું વિચાર કરીને તમને નિરાંતે યોગ્ય જવાબ આપીશ."

"બહુ સારૂં; આપને યોગ્ય લાગે ત્યારે જવાબ આપજો; પરંતુ મારી વિનંતિનો અસ્વીકાર કરવાનું સાહસ એકદમ કરી નાંખતા નહિ, એવો મારો ખાસ કરીને આગ્રહ છે. હું હવે રજા લઉં છું અને સાંજે અગર કાલે સવારે આપને મળીશ." એમ કહી કરમચંદ ચાલ્યો ગયો અને પૃથિવીરાજ કરમચંદે કરેલા આગ્રહ વિષે વિચાર કરવા લાગ્યો.

તેણે ઘણો સમય સુધી એ વિષય ઉપર વિચાર કર્યો; પરંતુ તે કાંઇ પણ નિશ્ચય ઉપર આવી શક્યો નહિ; કારણ કે લીલાદેવીનો અસ્ખલિત પ્રેમ અને અંતે થયેલો તેનો વિયોગ તેને એટલો બધો સાલતો હતો અને તેના હૃદયમાં એથી એટલી બધી ગંભીર અસર થયેલી હતી કે તેનું જીવન તેને હવે અપ્રિય થઈ પડયું હતું અને તેથી પોતાની એવી દુઃખી સ્થિતિમાં તે અન્ય સ્ત્રી સાથે લગ્ન કરવાને ખુશી નહોતો. ચંપાદેવી પોતાને ચાહતી હશે, એવો ખ્યાલ તેને આજ સુધી આવ્યો નહોતો; પરંતુ કરમચંદે જ્યારે એ વાત ભાર દઇને કહી છે, ત્યારે તે સત્ય હોવી જોઇએ અને તેથી જો ચંપાદેવી પોતાને ખરી રીતે ચાહતી જ હોય, તો તેના પ્રેમનો સ્વીકાર કરવો કે નહિ, એ વિચારે તેના મસ્તકને ભ્રમિત બનાવી દીધું. ચંપાદેવીના પ્રેમનો સ્વીકાર કરવાથી પોતાનું દુઃખ કેટલેક અંશે દૂર થવાની સાથે લીલાદેવીની સ્મૃતિ કાયમને માટે રહી શકશે, એ કરમચંદનું કહેવું અસત્ય તો નથી જ, એવો વિચાર તેના મસ્તકમાં ઉત્પન્ન થયો; પરંતુ તે પોતાને ચાહે છે કે નહિ, એની ખાતરી પ્રથમ કરવાની તેને જરૂર જણાઈ અને તેથી તે ચંપાદેવીને મળવાને અને તેના વિચારો જાણી લેવાને આતુર થઈ ગયો. આ પ્રમાણે વિચાર કરી પોતાની આતુરતાને શમાવવાની ખાતર તે ચંપાદેવીની પાસે જવાને ઉઠયો અને બે ત્રણ પગલાં આગળ ચાલ્યો કે તુરત જ ચંપાદેવીને ઓરડામાં પ્રવેશ કરતી અને પોતાની તરફ ચાલી આવતી તેના જોવામાં

આવી. પૃથિવીરાજે આજપર્યંત ચંપાદેવીને કદાપણ ધ્યાન પૂર્વક જોઈ નહોતી અને તેથી તેનું સૌંદર્ય કેવું છે, તેની કલ્પના સરખી. પણ તેને નહોતી: પરંતુ અત્યારે તેણે તેને બરાબર જોઈ અને તેને જોતાં જ તે આશ્ચર્ય પામી ગયો. તેણે જોયું કે ચંપાદેવી પોતાની સ્વર્ગસ્થ પ્રિયપત્નિ લીલાદેવીથી રૂપમાં જરા પણ ઉતરતી નહોતી. એજ લાવણ્યના ભંડાર સરખું મુખ, એજ સીધી સરલ નાસિકા, એજ ગુલાબી ગાલો, એજ ચંચળ આંખો, એજ દાડમની કળીઓ જેવી દંતપંક્તિ, એજ કનકકળશ જેવાં સ્તન, એજ કમળદંડને પણ શરમાવે તેવા નાજુક હાથ, એજ પાતળો કટીભાગ, એજ સ્થૂળ નિતંબપ્રદેશ, એજ સંપકવર્ણીય દેહલતા અને એજ ગજગામિની ચાલ! ટુંકામાં કહું તો એજ લલિત લલના લીલાદેવી! પૃથિવીરાજ ચંપાદેવીને જોઈને–તેના અનુપમ રૂપ–લાવણ્યને નિરખીને પોતાનું ભાન ક્ષણવારને માટે ભૂલી ગયો. તેણે પોતાના મનથી પ્રશ્ન કર્યો. ' શું આ લીલાદેવી છે ? ' અંતરમાંથી તુરત જ જવાબ મળ્યો કે આ લીલાદેવી તો નથી, પણ તેની પ્રતિમૂર્તિરૂપ તેની બ્હેન ચંપાદેવી છે. પૃથિવીરાજે ચંપાદેવીની સામે જોઈને કહ્યું. " ચંપાદેવી ! "

" શું કહો છો, જામસાહેબ ! " ચંપાદેવીએ પૂછયું.

" તું ખરેખર ચંપાદેવી છો કે લીલાદેવી ? " પૃથિવીરાજે પ્રશ્ન કર્યો.

" કેમ, આપ મને ઓળખી શકતા નથી, એ કેવી વાત ! હું ચંપાદેવી જ છું. લીલાદેવી હવે આ સંસારમાં નથી, એ આપ કયાં જાણતા નથી ? " ચંપાદેવીએ એક નિશ્વાસ નાંખીને જવાબ આપ્યો.

" ઠીક, તું ચંપાદેવી છે તો ભલે; પરંતુ લીલાદેવી તને કદિ યાદ આવે છે ? તું તેને કદિ સંભારે છે ? " પૃથિવીરાજે બીજો પ્રશ્ન કર્યો.

" રાજા સાહેબ ! એ પ્રશ્ન પૂછીને મને શા માટે દુઃખી કરો છો ! લીલાદેવી–મારી પવિત્ર અને સદ્‌ગુણી બ્હેનને હું દિનરાત સંભારૂં છું: પરંતુ સંભારવા માત્રથી તેનો ચિરકાળને માટે થયેલો વિયોગ શું દૂર થાય તેમ છે ખરો ? " ચંપાદેવીએ પુનઃ નિશ્વાસ નાંખીને જવાબ આપતાં પૂછયું.

" નહિ, તેનો વિયોગ મટીને સંયોગ થાય તેમ નથી તે નથી જ. ઠીક, જવાદે એ વાતને: પરંતુ ચંપાદેવી ! હું તારી પાસેથી એક વાત જાણવા માગું છું. " પૃથિવીરાજે મૂળ વાત લાવીને મૂકી.

"શી વાત જાણવા માગો છો, રાજા સાહેબ?" ચંપાદેવીએ પૂછ્યું.

"એજ કે તેં તારૂં દિલ કોઇને અર્પણ કર્યું છે? તું કોઇને ચાહે છે?" પૃથિવીરાજે પૂછ્યું અને હવે તે શો ઉત્તર આપે છે, એ જાણવાને તે આતુર દૃષ્ટિએ તેની સામે જોઇ રહ્યો.

પૃથિવીરાજનો નહીં ધારેલો પ્રશ્ન સાંભળીને તે વિચારમાં પડી ગઇ અને શરમથી નીચું પણ જોઇ ગઇ. તેણે તેના પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

પૃથિવીરાજને જ્યારે કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ, ત્યારે તેણે પુનઃ એજ પ્રશ્ન કર્યો. "ચંપાદેવી કેમ ઉત્તર આપતી નથી? તું કોઇને ચાહે છે?"

ચંપાદેવીએ પૃથિવીરાજની સામે અર્થસૂચક દૃષ્ટિથી જોઇને કહ્યું. "એ પ્રશ્ન પૂછવાનું આપને શું પ્રયોજન છે?"

"પ્રયોજન છે અને તેથીજ તને પૂછું છું." પૃથિવીરાજે કહ્યું.

"પરંતુ એ પ્રયોજન મને કહી શકાય તેમ નથી?" ચંપાદેવીએ પૂછ્યું.

"પ્રયોજન તો એજ છે કે તું હવે ઉમ્મરલાયક થઇ છું અને તેથી કુમારી અવસ્થામાં તને મારા આવાસે રાખવી, એ યોગ્ય નથી. તું જેને ચાહતી હોય, તેની સાથે તારૂં લગ્ન કરી દેવાનો મારો વિચાર હોવાથી મેં તને એ પ્રશ્ન પૂછ્યો છે." પૃથિવીરાજે ખુલાસો કર્યો.

"આપે વિચાર તો સારો કર્યો છે; પરંતુ એમાં મને પૂછવા જેવું શું છે? આપને તથા મારા પિતાશ્રીને યોગ્ય લાગે તેમ કરો." ચંપાદેવીએ ઉદાસિન ભાવે કહ્યું.

"એ ઠીક છે; પરંતુ લગ્ન જેવા ગંભીર વિષયમાં તારી સંમતિની ખાસ અગત્ય છે અને તેથીજ મેં તને એ સ્વાલ કર્યો છે કે તું કોઇને ચાહે છે? તેં તારૂં હૃદય કોઇને અર્પણ કર્યું છે? અને જો કર્યું હોય, તો મને કહે એટલે તારા પિતાશ્રીને કહીને તારૂં લગ્ન તેની સાથે કરાવી આપવાની ગોઠવણ કરૂં." પૃથિવીરાજે નિખાલસ દિલથી કહ્યું.

"રાજાસાહેબ! તમારા પ્રશ્નનો ઉત્તર આપવો એ મને જો કે ઉચિત નથી; તો પણ આપ મારી બ્હેનના પતિ હોઇને મારા નિકટના સંબંધી છો, એમ ધારી આપના પ્રશ્નનો ઉત્તર આપવાને હું બહુ હરકત જોતી નથી અને તેથી કહું છું કે આજ કેટલોએ સમય થયાં મેં મારૂં હૃદય એક પુરૂષને અર્પણ કર્યું છે." ચંપાએ શરમનો ત્યાગ કરીને સ્પષ્ટ ઉત્તર આપ્યો.

"કોને અર્પણ કર્યું છે?" પૃથિવીરાજે તુરતજ બીજો સ્વાલ કર્યો.

"એ શું આપના જાણવામાં નથી?" ચંપાદેવીએ પૃથિવીરાજની સામે ધ્યાન પૂર્વક જોઇને તિક્ષ્ણ કટાક્ષ સાથે પૂછ્યું.

"નહિ, એ વાત મારા જાણવામાં નથી; કેમકે તારા હૃદયની ગુપ્ત વાતને હું શી રીતે જાણી શકું?" પૃથિવીરાજે અજાયબી સાથે કહ્યું.

"મારાં હૃદયની ગુપ્ત વાતને આપ શી રીતે જાણી શકો, એ એક જૂદો જ સ્વાલ છે; પરંતુ આપ જ્યારે એ વાતને જાણતાં નથી, ત્યારે મારે તે તમને કહેવી જ પડશે. રાજાસાહેબ! મારી સાથે ચાલો; હું આપને હમણાંજ બતાવી આપું છું કે મેં મારૂં હૃદય કોને અર્પણ કર્યું છે." ચંપાદેવીએ એમ કહીને તેને નેત્રસંકોચથી પોતાની સાથે આવવાની સૂચના કરી.

ચંપાદેવી આગળ અને પૃથિવીરાજ પાછળ, એ પ્રમાણે બન્ને એ ઓરડામાંથી નીકળીને બીજા ઓરડામાં આવી પહોંચ્યાં. આ ઓરડો ચંપાદેવીનો હતો. ઓરડામાં પ્રવેશ કરીને ચંપાદેવીએ દિવાલમાં ગોઠવેલા સુંદર નકશીદાર દ્વારવાળા કબાટને ઉઘાડ્યું અને તે પછી પૃથિવીરાજ સામે જોઇને કહ્યું. "રાજાસાહેબ! આ કબાટની અંદર આપ કાંઇ જોઇ શકો છો?"

પૃથિવીરાજ કબાટથી જરા દૂર ઉભો હોવાથી તેણે બરોબર ધ્યાનપૂર્વક જોઇને કહ્યું. "હા, કબાટની મધ્યમાં ગોઠવેલા એક ચિત્રને જોઇને હું જોઇ શકું છું."

"પણ તે ચિત્ર કોનું છે, તે શું આપ જોઈ શકતાં નથી?" ચંપાદેવીએ પૂછ્યું.

ચંપાદેવીના એ પ્રશ્નથી તે તેની અત્યંત નજીક આવ્યો અને ત્યારબાદ કબાટની અંદર જોઇને આશ્ચર્ય દર્શાવતાં તેણે જવાબ આપ્યો. "આ ચિત્ર તો મારૂં પોતાનું જ છે; પરંતુ તે તારી પાસે ક્યાંથી?"

ચંપાદેવીએ કહ્યું. "મારી બ્હેન લીલાદેવીએ મને આ ચિત્ર એક દિવસે આપ્યું હતું અને ત્યારથી તે મારી પાસે છે."

"પણ તેને બતાવીને તું મને શું કહેવા માગે છે?" પૃથિવીરાજે આતુરતા પૂર્વક પૂછ્યું.

"એજ કે એ ચિત્ર જે પુરૂષનું છે, તે પુરૂષને હું ચાહું છું અને તેને જ મેં મારૂં દિલ અર્પણ કર્યું છે." ચંપાદેવીએ એકદમ ઉત્તર આપ્યો.

પૃથિવીરાજ તેનો ઉત્તર સાંભળીને અજાયબ થઇ ગયો. તેણે ચંપાદેવીના મુખારવિંદ પ્રત્યે ધ્યાનપૂર્વક જોઇને શંકાશીળતાથી પૂછ્યું. "ચંપાદેવી! શું તું મને ચાહે છે? અને ચાહે છે તો શું કારણથી?"

"રાજાસાહેબ! મેં જે કહ્યું છે, તેમાં શંકા ધરવાનું કશું પણ પ્રયોજન નથી: કારણ કે હું આપને ચાહું છું એ નિર્વિવાદ વાત છે; પરંતુ આપને હું શું કારણથી ચાહું છું અથવા તો આપને મેં મારૂં હૃદય શા માટે અર્પણ કર્યું છે, તે હું પણ જાણતી નહિ હોવાથી તેનો ઉત્તર આપી શકીશ નહિ." ચંપાદેવીએ સ્પષ્ટતાથી કહ્યું.

ચંપાદેવીના ઉત્તર પછી પૃથિવીરાજે ક્ષણવાર વિચાર કરીને કહ્યું. "ચંપાદેવી! તારી બ્હેન લીલાદેવીનું મૃત્યુ થતાં અન્ય સ્ત્રીની સાથે લગ્નની ગાંઠથી જોડાવાનો મારો વિચાર કિંચિત્ માત્ર પણ નહોતો અને એ વિચાર પ્રમાણે વર્ત્તવાનો મેં નિશ્ચય પણ કરી રાખ્યો હતો; પરંતુ મારા મિત્ર અને સલાહકારક કરમચંદે આજે મને ફરીથી લગ્ન કરવાનો અને તે પણ તારી સાથે લગ્ન કરવાનો એટલો બધો આગ્રહ કર્યો છે કે હું તેને તે બાબત સ્પષ્ટતાથી ના પાડી શકું તેમ નહિ હોવાથી વિચાર કરીને જવાબ આપીશ, એમ કહીને મેં તેના મનનું હાલ તુરત સમાધાન કર્યું છે. મારી માન્યતા એવી હતી કે તું મને ચાહતી નહિ હોય અને તેથી તારી પાસેથી તેનો ખુલાસો મેળવ્યા પછી કરમચંદને હું જવાબ આપવાનો હતો કે ચંપાદેવી મને ચાહતી નથી એટલે પછી મારે તેની સાથે બળાત્કારે શી રીતે લગ્ન કરવું? આવી રીતે તેને ઉત્તર આપીને હું મારા નિશ્ચયને વળગી રહેવાને માગતો હોઇને મેં તારી પાસેથી તું કોને ચાહે છે, એ જાણી લેવાના હેતુથી એ વિષયના પ્રશ્નો તને કર્યા હતા; પરંતુ તું જ્યારે મને ચાહે છે, ત્યારે તારા પ્રેમનો અસ્વીકાર કરીને તને-મારી પ્રિય પત્નીની બ્હેનને દુ:ખી કરવી અને સાથે સાથે મારા સાચા મિત્ર કરમચંદની સલાહને અમાન્ય રાખવી, એ હવે મને ઉચિત લાગતું નથી. ચંપાદેવી! પ્રિયતમા લીલાદેવીનો પ્રેમ એટલો બધો અગાધ હતો કે જો કે હું તેને મારા આખા જીવનપર્યંત ક્ષણવારને માટે પણ ભુલી શકું તેમ નથી; તો પણ મારી પ્રિયતમાના એ પ્રેમની અને ખુદ તેની સ્મૃતિ કાયમ રાખવાને માટે હું તારી સાથે લગ્ન કરૂં તો મેં મારી પ્રિયતમાને અન્યાય આપ્યો છે, એમ ગણાશે નહિ અને તેથી હું તારા પ્રેમનો સ્વીકાર કરીને તે બદલામાં હું તને મારો અર્ધ પ્રેમ આપું તો તું મારી સાથે લગ્ન કરવાને ખુશી છે?" પૃથિવીરાજે નિખાલસ દિલથી બધી હકીકત કહીને છેવટે પૂછ્યું.

"રાજસાહેબ! પ્યારા! આપ મને આપનો અર્ધ પ્રેમ આપો કે બધો પ્રેમ આપો અથવા તો મને ચાહો કે સદંતર ન પણ ચાહો, પણ મેં મારૂં દિલ જે આપને અર્પણ કર્યું છે, તે અન્યનું કદિપણ થશે નહિ અને તેથી આપની ગમે તેવી શરત મારે કબુલ છે; હું આપની સાથે લગ્નથી જોડાવાને ખુશી જ છું." ચંપાદેવીએ જવાબ આપ્યો.

પૃથિવીરાજે ખુશી થતાં કહ્યું. "ચંપાદેવી! જ્યારે તું મારી શરતને કબુલ કરે છે, ત્યારે તું મારી સ્વર્ગસ્થ પ્રિયતમાની બ્હેન હોઇને હું પણ તારી સાથે લગ્ન કરવાને ખુશી છું. પ્યારી ચંપા! તું લીલાદેવીની સાક્ષાત્ મૂર્ત્તિ જ છું અને તેથી મારે તારો શા માટે તિરસ્કાર કરવો જોઇએ? આવ, પ્રિય ચંપા! આવ અને આ દુઃખી પૃથિવીરાજના બળતા હૃદયને આલિંગીને તેને શાંત કર."

ચંપાદેવીને એટલુંજ જોઇતું હતું. તે પૃથિવીરાજના વચનોથી અત્યંત ખુશી થઇ ગઇ; પરંતુ સ્ત્રીયોચિત લજ્જાના આવરણથી તે નીચું જોઇને ઉભી રહી અને તેણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

પૃથિવીરાજ તેને નિરૂત્તર રહેલી જોઇને તેની પાસે ગયો અને તેને પોતાના બાહુપાશમાં લઇને લજ્જાથી લાલચોળ બનેલા તેના અધરોષ્ટ ઉપર સ્નેહદાનરૂપી ચુંબન ભરીને તેણે કહ્યું:—

"ચાંપાં ડગલાં ચાર, લટકંતી લાલાં જસી;
ભામન ભર ધર ભાર, પા અમૃત પૃથીરાજરે." *

ચંપાદેવી પોતાના પ્રિયતમ કવિની કાવ્યચાતુરી જોઇને હસી પડી અને હસતાં હસતાં તે પણ વૃક્ષને જેમ સુકોમળ વેલી આલિંગન કરે છે તેમ પૃથિવીરાજને આલિંગતી બેઠી પડી. અમે નથી જાણતા કે આ ઉભય પ્રેમીઓ પ્રેમાલિંગનમાંથી ક્યારે છૂટા થયા? અમે જાણીએ છીએ માત્ર એટલુંજ કે તેઓ તે પછી લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇને પરમાનંદથી દિવસો ગુજારવા લાગ્યા હતા અને અમે આશા રાખીએ છીએ કે અમારા વાંચક બન્ધુઓ એટલાથી જ સંતોષને ધારણ કરશે.

---

* પ્રતાપ અગ્નિના નાટકમાંથી.

# પ્રકરણ ૨૧ મું.

## કષ્ટનો અવધિ.

ચૌન્ડ નગરના ઉપવનમાં થયેલ યુદ્ધમાં મોગલોનો પરાજય થયા પછી તેઓ પુનઃ મોટું સૈન્ય લઇને પ્રતાપસિંહ ઉપર ચઢી આવવાની તૈયારી કરી રહ્યા હતા. આ ખબર પ્રતાપસિંહને પોતાના ગુપ્ત દૂત મારફત મળતાં તેણે ભામાશાહ તથા ગોવિંદસિંહની સલાહથી ચૌન્ડ નગરનો ત્યાગ કરીને આશુથી બાર ગાઉ પશ્ચિમમાં દૂર આવેલા પહાડોમાં ચાલ્યા જવાનો નિશ્ચય કરી રાખ્યો હતો, એ આપણે સત્તરમા પ્રકરણમાં જોઈ ગયા છીએ. આ વખતે પ્રતાપસિંહની પાસે સૈન્ય માત્ર નામનું જ હતું; કારણકે તેના ઘણાખરા બહાદુર યોદ્ધાઓ છેલ્લા યુદ્ધમાં માર્યા ગયા હતા અને જે બચ્યા હતા, તેઓ પણ તેની પાસે આવી દુઃખી સ્થિતિમાં કેટલો સમય રહેશે, તે વિષે કાંઇ કહી શકાય તેમ નહોતું અને તેથી જ્યારે તેણે ચૌંડ નગરનો ત્યાગ કર્યો, ત્યારે તેની સાથે માત્ર તેનાં પરિવારનાં માણસો, તેનાં આપ્તજનો, તેના ત્રણચાર વિશ્વાસુ સરદારો, થોડાક રાજપૂત સૈનિકો અને તે સિવાય કેટલાક વિશ્વાસુ ભીલો જ માત્ર હતા. સમસ્ત મેવાડમાંથી એક પણ નગર કે એક પણ ગ્રામ પ્રતાપસિંહના કબજામાં રહ્યું નહોતું. તેને પોતાનો રાજા જાણીને કોઇ પણ મનુષ્ય આશ્રય આપે તેમ પણ નહોતું અને તેથી તેણે કોઇ ગુપ્ત અને દૂરના પ્રદેશમાં ચાલ્યા જવાનો વિચાર કરીને વનમાં આશ્રયહીન અને નિરાધાર માણસની જેમ આમથી તેમ અને તેમથી આમ ભટકવાનું શરૂ કર્યું. ઘડીમાં એક સ્થળે તો ઘડીમાં બીજે સ્થળે એ પ્રમાણે વનમાં ભટકતાં ભટકતાં તેના દુઃખનો અવધિ આવી રહ્યો હતો. એકાદ ગુપ્ત સ્થળ શોધીને તે ત્યાં વસવાનો નિશ્ચય કરતો હતો કે તુરત જ તેના ભીલદૂતો મોગલો તેની શોધમાં આવી પહોંચ્યાની ખબર આપતા હતા અને તેથી તેને તાબડતોબ ત્યાંથી ચાલ્યા જવું પડતું હતું અને બીજા સ્થળની તપાસ કરવી પડતી હતી. કોઇ વખતે વનમાંથી કંદમૂળાદિ જે મળતું હતું, તેને ખાઇને પોતાની ક્ષુધાને તૃપ્ત કરવાની ખાતર તે પોતાના પરિવારનાં માણસો સાથે બેસવાની તૈયારી કરતો હતો; પરંતુ તે દરમ્યાન શત્રુઓના આગમનના સમાચાર તેને મળતા અને તેથી ખાવાનું મુલ્તવી રાખીને પણ તેને પોતાનાં આપ્તજનોને બચાવવાની ખાતર નાશી જવું

પડતું હતું. આ પ્રમાણે એક બે વાર નહિ, પણ ઘણી વાર બનતું હોવાથી તેના દુઃખનો હવે પાર રહ્યો નહોતો. મોગલો તેની શોધ એટલી બધી ખંતથી અને કાળજીથી કરતા હતા કે તે એક પણ સ્થળે નિરાંત કરીને રહી શકતો નહોતો અને ઘડીએ ઘડીએ તેને એક સ્થળેથી બીજે સ્થળે અને બીજે સ્થળેથી ત્રીજે સ્થળે નાશી જવું પડતું હતું. મેવાડના મહારાણા પ્રતાપસિંહની આ સમયે એટલી બધી દુઃખદ અવસ્થા થઈ પડી હતી કે તેને અને તેના માણસોને ખાવાને પેટપુર અન્ન પણ મળતું નહોતું અને કદિ જ્યાં ત્યાંથી લાવીને ખાવાને બેસતાં તો મોગલો તેની શોધમાં નિરંતર ફરતા રહેતા હોવાથી તેમને નિરાંતે બેસીને ખાવાનો વખત પણ રહેતો નહોતો. ટુંકામાં કહીએ તો આ સમયની પ્રતાપસિંહની સ્થિતિ એક ગરીબમાં પણ ગરીબ અને નિર્ધનમાં પણ નિર્ધન દુઃખી ભિક્ષુકની સ્થિતિ કરતાં પણ ખરાબ હતી; કારણ કે એક ભિક્ષુક જો કે ગરીબ અને નિર્ધન હોય છે; તો પણ તે માગી ભિખીને પોતાનું અને પોતાના કુટુંબનું ઉદરપોષણ કરીને આનંદનો અનુભવ કરી શકે છે; પરંતુ પ્રતાપસિંહને તો તેને અને તેના પરિવારને માટે પેટપુર ખાવાનું મળતું નહોતું, એટલું જ નહિ; પણ ચિંતા, ભય, દુઃખ, ગ્લાનિ અને શોકથી તેને શાંતિ કે આરામનું સ્વપ્ન પણ આવતું નહોતું અને તેથી તે એક સામાન્ય ભિક્ષુકથી પણ દુઃખી હતો, એમ કહેવામાં અમે બીલકુલ અતિશયોક્તિ કરતા નથી. વીરવર પ્રતાપસિંહની આવી સ્થિતિ હતી, એ નિર્વિવાદ વાત છે અને સમર્થ ઇતિહાસવેત્તાઓ પણ એજ પ્રમાણે કહે છે: તો પણ તેના ધૈર્યનો, તેની દઢતાનો, તેની સ્વદેશભક્તિનો અને તેના હૃદયની શાંતિનો આજ સુધી જરા પણ ભંગ થયો નહોતો; પરંતુ આપણે તેના ઉત્તમ ગુણોનું ગમે તેટલું વર્ણન કરીએ; તો પણ તે અંતે તો એક સંસારી મનુષ્ય જ હતો, એ વાતને આપણે ભુલી જવાનું નથી. એક મનુષ્યનું ચારિત્ર ગમે તેટલું ઉત્તમ હોય, તેનામાં ગમે તેટલા અસાધારણ દૈવી ગુણો હોય અને તેનામાં ગમે તેટલી દઢતા હોય, તો પણ જ્યાં સુધી તે એક સંસારની સ્થિતિમાં હોય છે, જ્યાં સુધી તે વ્યક્તિગત પ્રેમમાં મશગુલ હોય છે અને જ્યાં સુધી તે આ મારૂં અને આ તારૂં એવી ભેદબુદ્ધિમાં રહેવાનું ઇચ્છે છે, ત્યાં સુધી તે આત્માની ઉચી હદને પામી શકતો નથી અને તેથી કાળના પ્રભાવે, સંયોગના બળે અને કર્મના ઉદયે જો તેનાથી પોતાની દઢતામાં સર્વથા સ્થિર ન રહી શકાય, તો તે માટે તે જરા પણ દોષને પાત્ર નથી; કારણ કે એવી અવસ્થામાં તેનાથી પોતાની દઢતાને બરોબર સાચવી ન શકાય તો એક મનુષ્યને

માટે તે સ્વાભાવિક જ છે. અમે અત્રે ચરમશરીરી અને પરમાત્મ સ્વરૂપ મહાપુરૂષોની વાત કરતા નથી; પરંતુ સામાન્ય મનુષ્ય વર્ગની જ વાત કરીએ છીએ અને તેથી અમારા કથનમાં કોઇને શંકા લાવવાની કશી પણ અગત્ય નથી: તેમ છતાં અમે અમારા આ કથનને સિદ્ધાંત તરીકે ઠરાવવા માગતા નથી; કારણ કે ઘણાં સામાન્ય ગણાતાં મનુષ્યોએ પણ સમયપરત્વે એવું અદ્ભૂત આત્મવીર્ય દર્શાવી આપ્યું છે અને છેવટ સુધી પોતાના નિશ્ચયને—સત્યાગ્રહને એવી તો દઢતાથી વળગી રહ્યા છે કે તેમણે પોતાના આત્મીય વ્હાલાંઓની, અખુટ સંપત્તિની, અલૌકિક વૈભવ—વિલાસની અને પોતાના પ્રિય પ્રાણની પણ દરકાર કરેલી નથી. આ વાત ઇતિહાસના જાણકારોથી અજાણી નથી; પરંતુ અમારો કહેવાનો આશય માત્ર એટલો જ છે કે એક મનુષ્ય પોતાની ગમે તેટલી દઢતા ટકાવી રાખવાની ઇચ્છા હોવા છતાં પણ જો કાળ, સંયોગ કે કર્મના પ્રભાવથી માનસિક દુર્બળતાને વશ થઇને અસ્થિર બની જાય, તો તેમાં આશ્ચર્ય પામવાનું કશું પણ પ્રયોજન નથી. ઘણી વાર આપણે જોઇએ છીએ કે એક મનુષ્યને માથે દુ:ખનું વાદળ તુટી પડે છે, તેનો વૈભવ ચાલ્યો જાય છે, તેના ધનનો નાશ થાય છે અને વખતે તેના ઉપર પ્રાણસંકટ પણ આવી પડે છે: તો પણ તે પોતાના નિશ્ચયથી જરા પણ ચલિત થતો નથી; પરંતુ જ્યારે તેના હૃદયના ટુકડાઓ રૂપી વ્હાલાંઓ ઉપર કોઇ જાતના સંકટની અસર થાય છે અને તેમને દુ:ખી થતાં જુએ છે, ત્યારે તેનું ધૈર્ય સર્વથા રહેતું નથી. મહારાણા પ્રતાપસિંહના સંબંધમાં પણ આમ જ બન્યાનું કહેવાય છે. તેણે પોતાના દેશની સ્વતંત્રતા પુન: મેળવવાની ખાતર સર્વસ્વનો ત્યાગ કરીને વનવાસનો સ્વીકાર કર્યો હતો અને આનંદથી અસહ્ય દુ:ખોને સહન કરવાનું પણ પસંદ કર્યું હતું અને તે માટે આપણે તે મહાન્ પ્રતાપી નરપુંગવની જેટલી પ્રશંસા કરીએ, તેટલી થોડી જ છે: પરંતુ જ્યારે તેણે પોતાના પ્રિય બાળકો અન્નને માટે રડતાં અને ક્ષુધાથી પીડાતાં જોયા, ત્યારે એ પ્રતાપી પુરૂષના ધૈર્યનો અવધિ આવી રહ્યો અને તેથી તેના મુખમાંથી નિરાશાના ઉદ્ગારો નીકળી પડ્યા હતા. હકીકત એવી છે કે એક સમયે પ્રતાપસિંહ વનમાં યોગ્ય સ્થળે બેઠો બેઠો પોતાના દેશની દુર્બળતા વિષે અવનવી કલ્પનાઓ કરતો હતો, તે સમયે તેની મહારાણી પદ્માવતી તેની પાસે આવી પહોંચી. મેવાડના મહારાણા પતાપસિંહની મહારાણી પદ્માવતીના અંગ ઉપર અતિ સામાન્ય અને સાદાં વસ્ત્રો હતા. આભૂષણનું તો નામ સરખું પણ નહોતું. તેની કાન્તિ ફીકી પડી ગઇ હતી

અને તેનું મુખારવિંદ કરમાઇ ગયું હતું. તે પોતાના પતિ પાસે સામે આવીને જ્યારે ઉભી રહી, ત્યારે તેના નેત્રકમળમાંથી અશ્રુની ધારા ચાલી જતી હતી. પ્રતાપસિંહે પોતાના પ્રાણથી પણ અધિકતર પ્રિય મહારાણીને રડતી જોઇને તેની સામે ક્ષણવાર જોયા પછી ઉદ્વિગ્ન સ્વરે પૂછ્યું. " પ્રિય દેવી ! તારાં નેત્રોમાં અશ્રુની ધારા કેવી? તું તો રોજ મને આશ્વાસન આપે છે અને આજે તુંજ ઉઠીને રડે છે, એનું શું કારણ ? "

" પ્રાણનાથ ! " પદ્માવતીએ રડતાં રડતાં કહ્યું. " હું આપને આજસુધી આશ્વાસન આપતી હોવાથી અત્યારે મારા નેત્રોમાંથી અશ્રુની ધારા નીકળતી જોઇને આપને આશ્ચર્ય થતું હશે અને તેથી આપ તેનું કારણ જાણવાને ઇન્તેજાર છો, એ સ્વાભાવિક છે. મારા નેત્રોમાંથી કદિ નહિ ધારેલી આંસુઓની ધારા નીકળવાનું કારણ માત્ર એજ છે કે આજ સુધી મેં અનેક સંકટોને હસતાં મ્હોડે સહન કર્યાં છે; પરંતુ હવે આપણાં પ્રિય બાળકોનું દુઃખ જોઇને મારી ધીરજ રહેતી નથી અને તેથી જ અનિચ્છાએ પણ આંખોમાંથી અશ્રુઓ નીકળી પડે છે."

" આપણાં બાળકોનું કયું દુઃખ જોઇને તને રડવું આવે છે, પ્રિયા ! " પ્રતાપસિંહે જીજ્ઞાસાથી પૂછ્યું.

" પ્રિય પતિ ! તેમનાં ક્ષુધાનાં અત્યંત તીવ્ર દુઃખને જોઇને મને રડવું આવે છે. તેઓ બિચારાં ભુખથી એવાં તો બેહાલ થઇ ગયાં છે અને એવાં તો કલ્પાંત કરી રહ્યાં છે કે મારાથી તેમનું એ દુઃખ જોઈ શકાતું નથી. આપ એક વખત પર્ણકુટીમાં આવીને જુઓ તો ખરા કે તેમની ભયંકર હૃદયવિદારક સ્થિતિ છે ? " મહારાણીએ જવાબ આપતાં કહ્યું.

મહારાણીના ઉપર્યુક્ત કથનથી પ્રતાપસિંહ જ્યાં બેઠો હતો, ત્યાંથી તુરત જ ઉભો થયો અને તેની સાથે તૃણ અને કાષ્ટથી બાંધેલી કામચલાઉ પર્ણકુટીના દ્વાર પાસે ગયો. દ્વારમાં ઉભા રહીને તેણે પોતાના બાળકોની જે દયાજનક સ્થિતિ જોઇ તેથી તેનું હૃદય અત્યંત દીલગીરીમાં ગરકાવ થઇ ગયું અને તેથી તે એકદમ ત્યાંથી પાછો ફર્યો.. પાછા ફરતાં ફરતાં તેની આંખોમાંથી પણ અશ્રુઓ જોસબંધ નીકળવા લાગ્યા અને તેથી જ્યાં ઉભો હતો ત્યાંજ નીચે બેસી ગયો. કેટલીક વાર રડીને હૃદયના ભારને ઓછો કર્યા પછી તેણે પોતાની પત્નીને કહ્યું "પ્રિયા ! બસ; હવે આપણા દુઃખનો અવધિ આવી રહ્યો છે; કારણ કે રાજવૈભવમાં ઉછરેલાં બાળકોનું ક્ષુધાનું દુઃખ જોઇને મારી ધીરજ પણ હવે રહેતી

નથી. ધીરજ ક્યાં સુધી રહે? રાજ ગયું, વૈભવ ગયો, ધનનો નાશ થયો, કીર્તિ ગઇ અને છેવટે ભુખનાં દુઃખથી પ્રિય બાળકોના પ્રાણ પણ જવાની તૈયારીમાં છે; હવે બાકી શું રહ્યું કે ધીરજને રાખવી? દેશની સ્વતંત્રતાના યજ્ઞમાં સર્વસ્વની આહુતિ આપવા છતાં પણ જ્યારે વિજયની આશા જણાતી નથી, ત્યારે પછી આમ ક્યાં સુધી અને શા માટે દુઃખી થવું જોઇએ? હે પરમાત્મા! હે કૃપાળુ ભગવાન! હવે આ દુઃખને જોયું જાતું નથી: હવે તે સહન થતું નથી અને તેથી જીવીને પણ હવે શું કરવું છે? કાંતો આ દુઃખી જીવતનો સ્વેચ્છાએ અંત આણવો અને કાંતો આ ભૂમિનો સદંતર ત્યાગ કરીને ચાલ્યા જવું; આ બન્નેમાંથી એક ઉપાય અજમાવ્યા સિવાય હવે અન્ય એક પણ માર્ગ આપણા માટે રહ્યો નથી. પ્રિય દેવી! કહે જે સત્ય હોય તે કહે કે આ ઉભય ઉપાયોમાંથી મારે ક્યા ઉપાયને ગ્રહણ કરવો?"

મહારાણીએ જોયું કે પોતાના પતિ તદ્દન નિરાશ થઇ ગયા છે અને તેથી નિરાશાના અતિરેકથી તે વગર વિચાર્યું કોઇ પણ કાર્ય કરી બેસશે, એમ વિચારી તેણે તેની પાસે જઇને અત્યંત મીઠી મધુર વાણીથી કહ્યું. "પ્રાણપતિ!"

"કેમ?" મહારાણાએ આંખો ફાડીને કહ્યું!

"આપને આ શું થયું છે? આપ આમ કેમ સાવ નિરાશ થઇ ગયા છો? મેવાડનો સિંહ એક સામાન્ય દુઃખથી શું કાયર બની ગયો છે કે તેના મુખમાંથી નિર્બળ શિયાળને પણ ન છાજે તેવાં અયોગ્ય વચનો નીકળે છે? મહારાણા? પ્રાણનાથ! આપ વિચાર કરો કે આપ કોણ છો? આપની પ્રતિજ્ઞાને યાદ કરો. ગમે તે ભોગે અને ગમે તે ઉપાયે મેવાડનો પુનરૂદ્ધાર કરવાની આપે પ્રતિજ્ઞા કરી છે, તેનું શું આપને વિસ્મરણ થયું છે? હું નથી ધારતી કે આપને તેનું વિસ્મરણ થયું હોય અને તેમ છતાં આપ આવા નિરાશાના ઉદ્ગારો કહાડો છો એ શું આપને શોભે છે?" પદ્માવતીએ આવેશ પૂર્વક કહ્યું.

પ્રતાપસિંહે દીલગીરી ભરેલા સ્વરથી કહ્યું. "વ્હાલી! પ્રતિજ્ઞાને હું ભૂલી ગયો નથી અને જ્યાં સુધી મારી હૈયાતી હશે, ત્યાં સુધી ભૂલીશ પણ નહિ; પરંતુ તેને ભૂલવી કે ન ભૂલવી, એ બન્ને હવે સરખું જ છે; કારણ કે આવા અત્યંત ભયંકર દુઃખના સમયમાં મેવાડનો પુનરૂદ્ધાર મારાથી થવો શું સંભવિત છે કે મારે તેને સ્મરણમાં રાખવી? નહિ જ અને તેથી આવી દુઃખી અને અપમાનજનક સ્થિતિમાં પ્રતિજ્ઞાનું પાલન કરવાના આગ્રહને ટકાવી રાખી હું હવે તમને વધારે વખત દુઃખી

કરવાને માગતો નથી. પ્રિયદેવી ! હવે હું તમારા મિથ્યા આશ્વાસનને માનવાનો નથી; કિન્તુ મને જે ઠીક લાગશે તેજ કરવાનો છું."

પદ્માવતી કાંઇક બોલવા જતી હતી, પણ એટલામાં મંત્રીશ્વરે ભામાશાહને આવતો જોઇને ચુપ થઇ ગઇ અને તેની સામે જોઇ રહી. ભામાશાહે રાજદંપતીને નમન કરીને મહારાણા તરફ જોઇ મહારાણીને ઉદ્દેશીને પૂછ્યું "રાજરાણી ! શી વાતચિત્ત ચાલી રહી છે ? મહારાણા કેમ ઉદાસ જણાય છે ?"

મહારાણીએ જવાબ આપ્યો. "મંત્રીશ્વર ! વાતચિત્ત બીજી શી હોય ? તમારા મહારાણા બાળકોનું ક્ષુધાનું દુઃખ જોઈ ઉદાસ અને નિરાશ થઇ ગયા હોવાથી હું તેમને આશ્વાસન આપું છું; પરંતુ તેઓશ્રી કહે છે કે હું હવે તમારા મિથ્યા આશ્વાસનને માનવાનો નથી; કિન્તુ મને જે ઠીક લાગશે, તેજ કરવાનો છું."

"મહારાણી !" ભામાશાહે કહ્યું "આપની વાતને હું અસત્ય ઠરાવવા ઇચ્છતો નથી; પરંતુ વીરશિરોમણી અને દૃઢપ્રતિજ્ઞ મહારાણાના સ્વભાવને હું જાણું છું; તેઓશ્રી નિરાશાના ઉદ્‌ગારો કહાડે, એ મને સંભવિત લાગતું નથી. શું સિંહ કદાપિ ઘાસ ખાવાને તૈયાર થતો હશે ખરો ?"

"મંત્રીશ્વર !" મહારાણીએ કહ્યું. "તમારી વાતનો હું સ્વીકાર કરૂં છું કે સિંહ કદાપિ ઘાસ ખાય નહિ; પરંતુ મહારાણાની ઉદાસ મુખમુદ્રાને અને તેમની દુર્બળ સ્થિતિને એક વખત જોઇલ્યો અને પછી જે કહેવું હોય, તે મને કહેજો."

ભામાશાહે મહારાણાની મુખમુદ્રા તરફ જોયું તો ખરેખર તેની ઉપર ઉદાસિનતા અને નિરાશાની કાલિમા છવાઈ ગઇ હતી અને તેથી તેણે પૂછ્યું "મહારાણા ! મેવાડેશ્વર ! દેવી પદ્માવતી જે હકીકત કહે છે, તે શું સત્ય છે ?"

"હા, તે જે કહે છે, તે સત્ય છે; કારણ કે હવે મારા દુઃખનો અવધિ આવી રહ્યો છે; હવે હું તેને સહન કરવાને તૈયાર નથી." મહારાણાએ જવાબ આપ્યો.

"પણ આમ નિરાશ થવાનું કાંઇ કારણ છે ?" ભામાશાહે પુનઃ પૂછ્યું.

"કારણ !" પ્રતાપસિંહે કહ્યું "કારણ વિના કાર્ય સંભવતું જ નથી. ધન, કીર્તિ, માન, મોટાઇ, વૈભવ, વિલાસ, રાજપાટ વગેરે સર્વ સુખનાં સાધનોનો ત્યાગ કરીને દેશની સ્વતંત્રતા સાચવવાને માટે

વનવાસને ગ્રહણ કર્યા છતાં પણ જ્યારે જય મેળવવાની એક પણ આશા રહી નથી, ત્યારે દુરાગ્રહને વશ થઇ અસહ્ય દુઃખોને સહન કરવાં, એ શું મૂર્ખતા નથી ? મંત્રીશ્વર ! હવે તો જે રીતે હું મારાં આપ્તજનોને સુખી કરી શકું, તેજ રીતને ગ્રહણ કરવાની છે અને તેથી જ હું કહું છું કે હું હવે તમારા મિથ્યા આશ્વાસનને નહિ માનતાં મને જે ઠીક લાગશે, તે કરીશ. "

" મહારાણા ! કોઇ દિવસ નહિ અને આજે આપને આપનાં આપ્તજનોનો બહુ મોહ લાગ્યો, એનું શું કારણ ? આપ વિચાર કરશો તો જણાશે કે અમે પણ અમારાં આપ્તજનોને સુખી કરવાને આતુર છીએ; પરંતુ તેમને સુખી શી રીતે કરવા ? બીજા રાજપૂત રાજાઓએ જેવી રીતે પોતાની સ્વતંત્રતા વેચીને તથા પોતાની બ્હેન–દીકરીઓને મોગલ બાદશાહને આપીને મહાન્ ઐશ્વર્યને પ્રાપ્ત કરી પોતાનાં વ્હાલાંઓને સુખી કર્યાં છે, એવી રીતે શું આપ તેમને સુખી કરવાને ચાહો છો ? અને જો ચાહો છો તો આપ શહેનશાહ અકબરનું દાસત્વ સ્વીકારવાને શું તૈયાર છો ? " ભામાશાહે આવેશપૂર્વક કહ્યું.

" શહેનશાહ અકબરનું દાસત્વ ! મોગલોની ગુલામગીરી ! મંત્રીશ્વર, તમે શું કહો છો, તે હું સમજી શકતો નથી. શું હું મારી પુત્રીને વિધર્મી મોગલ બાદશાહને આપીને તથા મારી સ્વતંત્રતાને વેચીને મારાં આપ્તજનોને સુખી કરવાનું ચાહીશ, એમ તમે માનો છો ? અને જો તમે એમ માનતા હો, તો તમારી એ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. " પ્રતાપસિંહે દાસત્વ અને ગુલામગીરી શબ્દો ઉપર ભાર મૂકીને આશ્ચર્ય દર્શાવતાં કહ્યું.

" મારી માન્યતા જ્યારે ભૂલભરેલી છે, ત્યારે આપ શી રીતે સુખી થવાને ઇચ્છો છો ? " ભામાશાહે પૂછ્યું.

" શી રીતે ? " પ્રતાપસિંહે આશ્ચર્ય પામીને કહ્યું અને એમ કહેતાં જ તે વિચારમાં પડી ગયો. કેટલોક સમય સુધી શાંતિ પૂર્વક વિચાર કર્યા પછી તેણે કહ્યું. " ભામાશાહ ! ખરેખર મારી ભૂલ થઈ છે. દુઃખના અતિરેકથી મારાથી નિરાશાના જે શબ્દો બોલી જવાયા છે, તે માટે મને હવે ઘણો જ પશ્ચાત્તાપ થાય છે. મારાં પ્રિય બાળકોને ક્ષુધાના દુઃખથી પીડાતાં જોઇને મારી ધીરજ ચાલી ગઇ હતી; પરંતુ તમારા તથા મહારાણીના આવેશપૂર્ણ શબ્દોથી મારામાં પુનઃ ધીરજ અને દૃઢતાએ આવીને વાસ કર્યો છે અને તેથી ભગવાન્ એકલિંગજીના સોગન ખાઇને પ્રતિજ્ઞા કરૂં છું કે હું જે દુઃખનો અનુભવ હાલ કરી રહ્યો છું,

તેનાથી અધિકત્તર દુઃખને અનુભવવાનો સમય ભવિષ્યમાં કદાચ પ્રાપ્ત થાય અને મૃત્યુ બે દિવસ પછી આવતું હોય, તો ભલે આજે જ આવે; પરંતુ મોગલોના દાસત્વને નહિ સ્વીકારવાનો મેં જે નિશ્ચય કર્યો છે, તેને પૂર્ણ દૃઢતા અને અડગ શ્રદ્ધાથી વળગી રહીશ. કહો, પ્રિયદેવી અને ભામાશાહ! હવે તમે શું કહેવા માગો છો?"

"પ્રાણનાથ!" પદ્માવતીએ તુરત જ ઉત્તર આપ્યો. "હવે અમારે કાંઇ પણ કહેવાનું છે જ નહિ અને જો હોય, તો તે માત્ર એટલું જ છે કે ભગવાન્ એકલિંગજીની કૃપાથી આપનો નિશ્ચય ફલિભૂત થાઓ."

"મારું કહેવાનું પણ એટલું જ છે કે પરમાત્માની કૃપાથી આપનો વિજય થાઓ." ભામાશાહે કહ્યું.

પ્રતાપસિંહ ઉત્સાહિત વદને કાંઇક બોલવા જતો હતો, એટલામાં તેના એક વિશ્વાસુ ભીલે તેની સામે આવી તેને નમીને તેના હાથમાં એક કાગળ મૂક્યો. પ્રતાપે કાગળને હાથમાં લઇ આમ તેમ ફેરવતાં આવેલ ભીલને પૂછ્યું. "મારા મિત્ર પૃથિવીરાજનો આ કાગળ જણાય છે; કેમ ખરું ને?"

"જી હા; તેમનો જ આ કાગળ છે અને તેને લઇને આગ્રા ગયેલો આપણો દૂત હમણાં જ આવી પહોંચ્યો છે." ભીલે જવાબ આપ્યો.

પ્રતાપસિંહે સદરહુ કાગળને ખોલીને ભામાશાહને વાંચવા માટે આપ્યો અને તેણે સાંભળી શકાય તેટલા અવાજેથી તેને નીચે મુજબ વાંચ્યો:—

વીરશિરોમણી રાજેન્દ્ર!

વિનંતિ કે સલુંબરરાજ શ્રી ગોવિંદસિંહજીના હાથથી લખાયલો મારા મિત્ર કરમચંદ ઉપર આવેલો આપનો કાગળ મળ્યો છે અને તેને વાંચીને મને ઘણો જ આનંદ થયો છે. સલુંબરરાજની લેખનશૈલી ઉપરથી આપ કેટલેક અંશે કાયર થઇ ગયા હો, એવું ગર્ભિત રીતે મને જણાયું છે અને તેમ બનવું એ જો કે સંભવિત છે; તો પણ પ્રિય ભૂમિ મેવાડની સ્વતંત્રતા અને આપણી રાજપૂત જાતિની કીર્તિને સાચવવાને માટે આપ આપની પ્રતિજ્ઞામાંથી જરા પણ ચલિત થશો નહિ; કારણકે:—

"અકબર સમદ અથાહ, સુરાપણ ભરિયો સજલ;
મેવાડો તિણમાંહી, પોયણ ફુલ પ્રતાપસી.
અકબર એકણ બાર, દાગલકી સારી દુની;
અણદાગલ અસવાર, રહિયો રાણ પ્રતાપસી.
અકબર ઘોર અંધાર, ઉંઘાણા હિન્દુ અવર;
જાગે જુગ દાતાર, પોહરે રાણ પ્રતાપસી.

**હિન્દુ પતિ પરતાપ, પતિ રાખો હિન્દુ આણરી;**
**સહે વિપત્તિ સંતાપ, સત્ય સપથ કર આપણી.**
**ચૌથો ચિતોડાહ, બાંટો બાજન્તી તણું;**
**દીસે મેવાડાહ, તો સિર રાણ પ્રતાપસી.” ***

માટે રાજેન્દ્ર મેવાડના ઉદ્ધારની અને રાજપૂત જાતિની સ્વતંત્રતાની બધી આશા આપના ઉપર હોઇ આપ આપની પ્રતિજ્ઞામાં દૃઢ રહેજો, એ મારી આપને ખાસ કરીને ભલામણ અરે નહિ, પ્રાર્થના છે. દેશનો ઉદ્ધાર કરવાનું સુકૃત્ય મારા ભાગ્યમાં લખાયલું નથી અને તેથી હું દીલગીર છું; પરંતુ જ્યારે હું આપના સાહસનો અને આપની વીરતાનો વિચાર કરૂં છું, ત્યારે મારી એ દીલગીરી કેટલેક અંશે ઓછી થાય છે. છેવટમાં ભગવાન્ એકલિંગજી આપણા દેશનું કલ્યાણ કરો, એ અંતરની તીવ્ર ઇચ્છા સમેત વિરમું છું. મંત્રીશ્વર ભામાશાહ જેવા મુત્સદી અને કલાવિન્દ પુરૂષ જેના સલાહકારક અને સહાયક છે, તે રાજા કદિ પણ પરાજય પામશે નહિ, એવી મને ખાતરી છે અને મારી એ ખાતરી સાચી નિવડો, એવી પરમાત્મા પાસે મારી નમ્ર પ્રાર્થના છે.

લી૰ પરતંત્રતાની બેડીમાં જકડાયેલો
**પૃથિવીરાજ.**

ભામાશાહ ઉપર પ્રમાણે પત્ર વાંચી રહ્યો, એટલે પ્રતાપસિંહે આનંદ પામીને કહ્યું. “ભામાશાહ ! મારા મિત્ર પૃથિવીરાજની દેશના ઉદ્ધાર માટેની તીવ્ર લાગણી જોઇ મને બહુ જ આનંદ થાય છે અને તેથી મારાં હૃદયમાં બળનો સંચાર થાય છે. પૃથિવીરાજ જેવો રાજા જો આ વખતે સ્વતંત્ર હોત, તો તેની સહાયથી આજે કયારનોએ મેવાડનો ઉદ્ધાર થઇ ગયો હોત, કેમ મારી ધારણા સત્ય છે ને ?”

“આપની ધારણા કેવળ સત્ય છે; કેમકે તેઓ જેમ સાહિત્યરસિક અને કાવ્યકોવિદ છે, તેમ યુદ્ધમાં પણ જવાંમર્દ અને બહાદુર નર છે અને તેથી તેમના જેવા પુરૂષ જો આપણા પક્ષમાં આ વખતે હોત તો આપણને ઘણી જ સરલતા મળી આવી હોત; પરંતુ તેઓ શહેનશાહ અકબરની નજરકેદમાં હોવાથી આપણને તેમની સહાયતાનો લાભ મળી શકે તેમ નથી, એ જો કે દીલગીરી ભરેલું છે; તો પણ તેમની લાગણી અને શુભેચ્છા માટે આપણે તેમનો આભાર માનવો જોઇએ છે. રાજસ્થાનનાં ઘણા ખરા રાજાઓ અને ખુદ તેમના ભાઇ રાયસિંહ પણ

* જુઓ મેવાડનો ઇતિહાસ.

ત્યારે અકબરશાહના દાસત્વનો સ્વીકાર કરી પોતાની પુત્રીઓ તેને આપી ચુક્યા છે, ત્યારે પૃથિવીરાજ જેવા નરરત્ન બાદશાહની નજર-કેદમાં રહ્યાં છતાં પણ આપણને આટલી સહાય અને સલાહ આપે છે, એ કાંઈ જેવી તેવી ખુશાલીની વાત નથી." ભામાશાહે કહ્યું.

આ વખતે કુમાર અમરસિંહ અને રણવીરસિંહ ઉતાવળા ઉતાવળા આવી પહોંચ્યા અને તેમણે મહારાણા તરફ જોઇને કહ્યું. "મોગલોને આપણા આ નિવાસસ્થાનની પણ ખબર પડી ગઇ જણાય છે; કેમકે તેમની એક ટુકડી આ તરફ એકદમ ધસારાબંધ ચાલી આવે છે અને તેથી ભીલના નાયકે આપણને આ સ્થળનો ત્યાગ કરવાની સૂચના મોકલાવી છે."

"હું ધારતો જ હતો કે ચાલાક મોગલોથી આપણું આ સ્થળ પણ ગુપ્ત રહેશે નહિ અને થયું પણ તેમજ. ઠીક, તમે આપણા સઘળાં પરિવારને લઇ ભીલનાયક સલાહ આપે, તે તરફ સહિ સલામત ચાલ્યા જવાની ગોઠવણ કરો અને અમે પણ તમારી પાછળ જ આવી પહોંચીએ છીએ." પ્રતાપસિંહે એમ કહીને તેમને જવાની સૂચના કરી.

"ભીલનાયકે આપણી ગોઠવણ મુજબ સુન્ધાના પહાડોમાં જવાની અમને ખબર મોકલાવી છે અને તેથી અમે ત્યાં જવાની ગોઠવણ કરી લઇએ છીએ." એમ કહી અમરસિંહ તથા રણવીરસિંહ મહારાણીને પોતાની સાથે લઈને તુરત જ ચાલ્યા ગયા.

તેઓના જવા પછી પ્રતાપસિંહ તથા ભામાશાહ અન્ય સરદારો અને રાજપૂતોની સાથે તેમની પાછળ ગયા અને તેઓને ગયાને બહુ વાર થઇ નહિ હોય, એટલામાં તો મોગલો ત્યાં આવી પહોંચ્યા; પરંતુ પ્રતાપસિંહ વગેરેને ત્યાં નહિ જોવાથી તેઓ બીજી દિશામાં તેમની શોધ કરવાને દોડી ગયા.

---

# પ્રકરણ ૨૨ મું.

---

## ધાર્મિક ઐક્ય

શહેનશાહ અકબરના સંબંધમાં આપણે જાણવા યોગ્ય ઇતિહાસ પ્રસ્તુત નવલકથામાં વાંચી ગયા છીએ અને તેના ગુણદોષની બન્ને બાજુઓને પણ પ્રસંગોપાત જોઇ ગયા છીએ; તો પણ તેના વિષે હજુ ઘણું જાણવાનું બાકી રહે છે. અકબરશાહનું પૂર્વાવસ્થાનું જીવન, વિષય

લોલુપતા અને મિથ્યાડંબરથી ગમે તેટલું કલુષિત બનેલું હોય, તો તે વિષે અમે કાંઇ કહેતા નથી; કારણ કે કેટલાક ઇતિહાસકારો પણ તેના કેટલાક દોષો વિષે ફરીયાદ કરે છે; પરંતુ અમારો અત્રે કહેવાનો આશય માત્ર એટલો જ છે કે હિન્દુસ્થાનનાં ચિરસ્મરણીય તખ્ત ઉપર જે મુસલમાન બાદશાહો બેસીને રાજ્યશાસન ચલાવી ગયા છે, તેમાંથી અકબર સર્વશ્રેષ્ટ કીર્તિ સંપાદન કરી ગયો છે, એ નિર્વિવાદ છે. એક મનુષ્ય તરીકે બાદશાહ અકબર સર્વગુણસંપન્ન નહોતો; એ અમે જાણીએ છીએ; પરંતુ તેનામાં ન્યાય, સત્ય, દયા, સમાનતા અને વિદ્વત્તાદિ ઉચ્ચ ગુણોનોજ વાસ હતો, તેથી તે હિન્દુ, મુસલમાન ઉભય જાતિઓમાં પ્રિય થઈ પડ્યો હતો. બાદશાહ અકબર મહાન્ મુત્સદ્દી અને કલાવિન્દ પુરૂષ હતો અને તેથી તેણે પરાજીત હિન્દુ જાતિના દિલને જીતી લેવાને માટે તેમની—રાજપૂતોની પુત્રીઓ સાથે લગ્નસંબંધ યોજીને તથા તેમને ધાર્મિક સ્વતંત્રતા બક્ષીને મોગલ સલ્તનતની જડને મજબુત બનાવી હતી; પરંતુ ઔરંગજેબે હિન્દુઓનું નામનિશાન સદંતર કહાડી નાંખવાની મિથ્યા લાલચને વશ થઈ એ જડને સદંતર ઉખાડી નાંખી હતી અને તેથી મોગલ સલ્તનતની હયાતી તે પછી થોડા સમયમાં નાશ પામી હતી અને તેની વાતો માત્ર ઇતિહાસના નિર્જીવ પાનાં ઉપર લખાયલી રહેવા પામી છે, એ ઇતિહાસના વાંચકોથી અજાણ્યું નથી. રાજસત્તાને ટકાવી રાખવા માટે જીતાયલી પ્રજાના દિલને પ્રસન્ન રાખવાની અને તેના ઉપર ન્યાયપ્રિયતાની છાપ બેસાડવાની ખાસ કરીને અગત્ય રહેલી છે અને શહેનશાહ અકબરે આ અગત્યનો સ્વીકાર કરીને પોતાની હિન્દુ પ્રજાનું દીલ લગ્નસંબંધ યોજીને અને ધાર્મિક સ્વતંત્રતા આપીને ઘણા ભાગે જીતી લીધું હતું. તેણે પોતાના દરબારમાં હિન્દુ અને જૈન પંડિતો, વિદ્વાનો, તત્ત્વજ્ઞો તથા કવિઓને તેમના ધર્મની ખુબીઓ સમજવાને માટે એકત્ર કર્યાં હતા. એટલુંજ નહિં, પણ લાયક હિન્દુ અને જૈન ધર્મિઓને પોતાના રાજ્ય કારોબારમાં જોખમી હોદ્દાઓ આપીને તેમનો વિશ્વાસ સંપાદન કરી લીધો હતો. બાદશાહ અકબર સારી રીતે સમજતો હતો કે હિન્દુસ્થાનના લોકો પોતાના ધર્મને પોતાના પ્રાણ કરતાં પણ વધુ ચાહનારા છે અને તેથી તેણે જૂદા જૂદા ધર્મને માનનારા વિદ્વાનોની એક સભા સ્થાપી હતી અને તે દ્વારાએ પોતે દરેક ધર્મનું રહસ્ય સમજીને સર્વને સંતોષ આપતો હતો. હિન્દુ અને મુસલમાન એ એક વિરૂદ્ધ સ્વભાવ, વિરૂદ્ધ આચાર વિચાર અને વિરૂદ્ધ ધર્મને ધારણ કરનારી જાતિઓ હોવાથી તેમનું ધાર્મિક ઐક્ય કરવાની ખાતર

તેણે આ સભા સ્થાપી હતી અને તેનું નામ તૌહિદ–ઈ–ઇલાહી એટલે કે પરમતત્ત્વની એકતા એવું રાખ્યું હતું. આ સભાને માટે તેણે ફત્તેપુર સીકીમાં ખાસ મકાન તૈયાર કરાવીને તેને ઇબાદતખાનાનું નામ આપેલું હતું. શહેનશાહ અકબરે જો કે પોતાની રાજ્યગાદી આગ્રામાં રાખેલી હતી; તો પણ તે પોતાનો ઘણોખરો સમય ફત્તેહપુર સીકીમાંજ ગાળતો હોવાથી તેણે ઇબાદતખાનાના અતિ ભવ્ય અને સુંદર મકાનને ત્યાંજ બંધાવ્યું હતું. બાદશાહ આ ઈબાદતખાનામાં બેસીને પ્રત્યેક ધર્મના વિદ્વાનોની સાથે ધાર્મિક ચર્ચા ચલાવતો હતો અને પોતાની શંકાનું સમાધાન કરતો હતો, વિદ્વાન અને તત્ત્વજ્ઞ પુરૂષોના સહવાસ અને નિત્યના પરિચયથી તેનું જીવન ઉજ્જવળ બનતું જતું હતું; પરંતુ જ્યારથી તેને જૈનાચાર્ય શ્રીહીરવિજયસૂરિનો સમાગમ થયો અને તેમના ઉત્તમ અમૃતમય ઉપદેશનું તેણે પાન કર્યું, ત્યારથી તેના જીવનમાં ઘણોજ ફેરફાર થઇ ગયો હતો અને તે એટલે સુધી કે કેટલાક કટ્ટર મુસલમાનો તેના જીવનમાં થયેલા ફેરફારના અંગે તેના આચાર વિચાર જોઇને તેનાથી નારાજ થઇ ગયા હતા અને ખુદ શાહજાદા સલીમને પોતાના બાબાની વિરૂદ્ધ ઉશ્કેરીને તેની સામે બળવો જગાડવાને પણ લલચાવી શક્યા હતા; પરંતુ મહા વિચક્ષણ અને રાજ્યકાર્ય કુશળ અકબરે પોતાના વિરોધીઓને શામ, દામ ભેદ અને દંડથી સમજાવીને પોતાની સત્તા જમીને તેવી અટકાવી રાખી હતી.

જે સમયની ઘટનાનો અમે અત્રે ઉલ્લેખ કરીએ છીએ, તે સમયે મોગલકુલતિલક શહેનશાહ અકબર ફત્તેપુર સીક્રીમાં વિરાજતો હતો. જ્યારે જ્યારે તે આગ્રહથી ફત્તેહપુર આવતો હતો, ત્યારે ત્યારે તે પોતાના ખાસ દરબારીઓ, પોતાના મિત્રો, પોતાના સલાહકારો અને તૌહિદ–ઇ–ઇલાહીના સર્વ વિદ્વાનોને પોતાની સાથેજ લઇ જતો હતો અને તેમની સાથે વિવિધ પ્રકારનો વિનોદ કરીને અલૌકિક આનંદનો ઉપભોગ લેતો હતો. રવિવારનો દિવસ અને અનુકુળ સમય હોવાથી ઇબાદત ખાનામાં નિયમ મુજબ તૌહિદ–ઇ–ઇલાહીના વિદ્વાનોની સભા ભરવામાં આવી હતી અને સર્વ સભાસદોની મધ્યમાં બાદશાહ અકબર ઈંદ્ર સમાન શોભતો હતો. આ સભામાં અબુલફૈજ, અબુલફઝલ, અબદુલ કાદર, કાજી, શાહ મનસુર, મીર આઝમ, તાનસેન, રાજા પૃથિવીરાજ, રાજા બીરબલ, દિવાન ટોડરમલ્લ, થાનસિંહ, કરમચંદ, કવિ ગંગ અને પંડિત જગન્નાથ વગેરે વિદ્વાનો હાજર હતા અને તેઓ પરસ્પર અનેક પ્રકારના વિષયો ઉપર

ચર્ચા ચલાવી રહ્યા હતા. * બાદશાહ અકબરે આ વખતે સર્વને ચુપ રહેવાની ઇશારત કરતાં સર્વ સભાસદો ચુપ થઇ ગયા. ત્યાર બાદ તેણે તાનસેન સામે નજર કરીને કહ્યું "તાનસેન!"

તાનસેને તુરતજ જવાબ આપ્યો. "ફરમાન, ખુદાવંદ!"

"આપણે અત્યારે કોઈ પણ વિષય ઉપર ચર્ચા ચલાવીએ તે પહેલાં તમે એકાદ મીઠું અને મધુર ગાન સંભળાવીને અમારા સર્વના દિલને ખુશ કરો. એવી મારી ઇચ્છા છે." બાદશાહે કહ્યું.

તાનસેને બાદશાહની ઇચ્છાને જો હુકમ કરીને પોતાના કર્ણપ્રિય કંઠને ખુલ્લો મૂકી દીધો:—

**"તેરેરી બદન કમળપર શાંમ સુંદર પીય રીઝ રહે એક ઠોર,**
**બીન દેખે નેન, છીયાકું ન પરે ચેન, બોલત ગોર કે ઓર,**
**ઘરી ઘરી પલછન કર ન પરત હે ઓર ન સુઝત કોઇ ઠોર,**
**તાનસેનકે પીયાસો ઉઠ હીલમીલ કરો નોહારત દોરઃ—**
**તેરેરી બદન કમળપર......................................"**

તાનસેને ઉપર્યુક્ત ગાન એવા તો મનોરંજક આલાપ અને મીઠા સુરથી ગાઈ બતાવ્યું કે તેને સાંભળનારા સર્વ સભાસદો ઘડી ભર મંત્રમુગ્ધ બની ગયા અને તેઓ એક અવાજે તેની પ્રશંસા કરવા મંડી ગયા. ખુદ બાદશાહે પણ તાનસેનની ગાયનકળાના વખાણ કરતાં બીરબલને ઉદ્દેશીને કહ્યું. "બીરબલ! ગાયનકળામાં તાનસેન ઘણોજ

---

* દિવાન ટોડરમલ્લ અકબરશાહનો મુખ્ય દિવાન અને જાતિનો બ્રહ્મક્ષત્રી હતો અને તે અરબ્બી, ફારસી અને સંસ્કૃત ભાષામાં મહા નિપુણ હતો, એમ પ્રતાપ પ્રતિજ્ઞા નાટકમાં રા. નથુરામ સુંદરજી શુક્લ લખે છે; પરંતુ શ્રીયુત બાબુ ઉમરાવસિંહજી ટાંક બી. એ. એલ. એલ. બી. કહે છે કે ટોડરમલ્લ શહેનશાહ અકબરનો કોષાધ્યક્ષ હતો. તેનું નામ અકબરના દરબારના પ્રસિદ્ધ જૈનીઓમાં સર્વથી મશહૂર છે. તે જાતિએ ઓસવાલ હતો અને તેના વંશજો ટોડરમલ્લોર નામથી પ્રસિદ્ધ છે અને અજમેર તથા જોધપુરમાં આજ પણ જોવામાં આવે છે. આ બન્ને વાતોમાંથી કઇ ખરી અને કઇ ખોટી, એ નક્કી કરવાનું કાર્ય અમે ઇતિહાસવેત્તાઓને સોંપીએ છીએ. ઐતિહાસિક વિષયોમાં આવા ઘણા મતભેદો રહેલા છે અને તેથી આવા વિદ્વાન પુરૂષોનાં જૂદાં જૂદાં જીવનચરિત્રો લખવામાં આવે, તો જ તેઓ ખરી રીતે કોણ હતા, એ જાણી શકાય. —લેખક.

ઉસ્તાદ અને પ્રવીણ છે; મને લાગે છે કે સમસ્ત હિન્દુસ્થાનમાં તેના જેવો બીજો ગાયક ભાગ્યે જ હશે."

"બાદશાહ સલામતની એ માન્યતા સત્ય છે કે તાનસેન ગાયનકળામાં ઘણા જ ઉસ્તાદ છે; પરંતુ તેથી તેના જેવો બીજો કોઇ ગાયક સમસ્ત હિન્દુસ્થાનમાં ભાગ્યે જ હશે, એમ કહેવું એ મને જરા અતિશયોક્તિ ભરેલું લાગે છે." બીરબલે ખરી હકીકત કહી બતાવી.

"રાજા બીરબલનું કથન સર્વથા સત્ય છે" દિવાન ટોડરમલ્લે તેના મતને અનુમોદન આપતાં કહ્યું.

"હિન્દુસ્થાન જેવા વિશાળ દેશમાં મિયાં તાનસેનથી પણ ગાયનકળામાં અધિક ઉસ્તાદ ગાયકો હોવા, એ કાંઇ અસંભવિત વાત નથી. જ્યાં સુધી આપણે બીજા જ્ઞાન પુરૂષોના સહવાસમાં આવ્યા હોતા નથી, ત્યાં સુધી તુલનાના અભાવે આપણે એક વ્યક્તિને બહુ જ મહત્ત્વ આપી દઇએ છીએ અને એમ બનવું એ સ્વાભાવિક પણ છે. આ ઉપરથી મિયાં તાનસેનને હું ઉતારી પાડવા ઇચ્છતો નથી; કારણકે તેમની ગાયનકળાની નિપુણતા માટે મને સંપૂર્ણ માન છે. મારો કહેવાનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે તાનસેનજી જેવા બીજા ગાયકો પણ ભાગ્યે જ હશે, એ માન્યતા જરા ઉતાવળી છે."

અકબરે રાજા બીરબલ તથા દિવાન ટોડરમલ્લનો એકજ અભિપ્રાય જાણીને ગંભીરતાથી કહ્યું. "તમારો શુદ્ધ અને નિષ્પક્ષપાત અભિપ્રાય જાણીને મને સંતોષ થયો છે; કારણકે આપણી આ સભામાં હરેકોઇ સભાસદને સંપૂર્ણ સ્વતંત્રતા અને નિડરતાથી વિષય પરત્વે પોતાનાં અભિપ્રાયો આપવાની છુટ છે; પરંતુ તાનસેનની ગાયનકળાને માટે આપણે અત્રે વાદવિવાદ કરવાનો નથી અને તેથી એ વાતને પડતી મુકવાની હું સર્વને સૂચના કરૂં છું. અત્રે આપણે જે વિષયને હાથ ધરી વાદવિવાદ કરવાનો છે અને ચર્ચા ચલાવવાની છે, તે આપણા નવિન પંથને પુષ્ટ કરવા વિષેનો હોવાથી તે સંબંધી પોતપોતાના વિચારો જણાવવાને માટે હું તમારૂં સર્વનું ધ્યાન ખેંચું છું."

બાદશાહના ઉપરના શબ્દો સાંભળી કાજીએ જરા આવેશપૂર્વક કહ્યું. "નામવર શહેનશાહ! ધાર્મિક ઐક્ય સાધવાને માટે આપે તૌહિદ-ઇ-ઇલાહી નામક નવિન પંથ સ્થાપીને જે પ્રયાસ કરવા માંડ્યો છે તે પરવરદેગારના ફરમાનથી વિરૂદ્ધ છે, એમ હું ઘણીવાર કહી ગયો છું અને હજી પણ એમજ કહું છું; માટે આપ એ ભ્રમમુલક પ્રયાસનો ત્યાગ કરીને પાક ઇસલામ ધર્મનો પ્રચાર કરવાના કાર્યને હાથ ધરો, એવી મારી આપને અરજ છે."

"મારી પણ આપને એવીજ અરજ છે: કારણકે કાઝી સાહેબ જે કહે છે, તે બીલ્કુલ સત્ય છે." અબ્દુલકાદરે કાઝીના મતને પુષ્ટિ આપતાં કહ્યું.

"પરંતુ ધાર્મિક ઐક્ય સાધવાનો હું જે પ્રયાસ કરૂં છું, તે પરવરદેગારના ફરમાન વિરૂદ્ધ શી રીતે છે, તે મને જરા સમજાવશો?" અકબરે કાઝીને ઉદ્દેશીને પૂછ્યું.

"એ હકીકત આપને કોઇ વખતે એકાંતમાં સમજાવીશ: પરંતુ તે પહેલાં આપને એ સમજવાની જરૂર છે કે હિન્દુ અને ઇસલામ એ ઉભય વિરોધી ધર્મનું ઐક્ય થવું શું સંભવિત છે? હરગીજ નહિ અને તેથીજ હું આપને અરજ ગુજારૂં છું કે આપ ધાર્મિક ઐક્યના પ્રયાસને છોડી દો–સદંતર છોડી દો. હા, એટલું છે કે જો આપને ધાર્મિક ઐક્ય ખરી રીતે કરવુંજ હોય તો કાંતો બધાને મુસલમાન કરવા જોઇએ અને કાંતો આપણે બધાએ હિન્દુ થઇ જવું જોઇએ. કેમ શાહ મનસુર! તમારો આ વિષે શો અભિપ્રાય છે?" કાઝીએ એમ કહીને શાહ મનસુર કે જે પોતાના મતને સર્વથા મળતો આવતો હતો, તેને પૂછ્યું.

"બરોબર છે, કાઝીસાહેબ! તમારૂં કથન રાસ્ત છે." શાહ મનસુરે હા ભણી.

"કાઝીસાહેબ! મને માફ કરજો: પરંતુ મારે કહેવું જોઇએ કે તમે ધાર્મિક ઐક્ય સંબંધી નાહક વહેમને ધરો છો. ધાર્મિક ઐક્યનો અર્થ એવો નથી કે બધાંએ ઇસલામ કે હિન્દુ ધર્મનેજ ગ્રહણ કરવો; તેનો અર્થ માત્ર એટલો જ છે કે હિન્દુ, જૈન અને ઇસલામ ધર્મમાં અરસપરસ જે મતભેદો છે, તેને એક બાજુએ રાખીને સર્વ ધર્મના અનુયાયીઓએ દેશના સામાન્ય હિતની ખાતર પોતાની વચ્ચેના વૈમનસ્યને દૂર કરીને પરસ્પર ભ્રાતૃભાવથી વર્તવું. તૌહિદ–ઇ–ઇલાહીનો અર્થ અથવા તો સિદ્ધાંત આજ છે: તેમ છતાં આવા સામાન્ય વિષયમાં તમે આનાકાની કરીને શહેનશાહને અવળે રસ્તે દોરવા માગો છો, એ તમારા જેવા વિદ્વાન પુરૂષને યોગ્ય નથી." અબુલફજલે ધાર્મિક ઐક્યનો ખુલાસો કરતાં કહ્યું.

"અબુલફજલ! શહેનશાહને હું અવળે રસ્તે દોરવા માગું છું કે તમે દોરવા માગો છો, એ હકીકતને સર્વ ઇસલામીઓ સારી રીતે જાણતા હોવાથી તમારે મને એ વિષે કાંઇ પણ કહેવાની જરૂર નથી. હું તો મને જે યોગ્ય લાગે છે, તે ખુલ્લા દિલથી શહેનશાહને તુરતજ કહું છું: કારણકે હું તેને મારી ફરજ સમજું છું: પરંતુ તેથી તેમણે

મારા વચનોને માન્ય રાખવા જ જોઇએ; એવો મારો તમને આગ્રહ નથી." કાજીએ સ્હેજ રોષપૂર્વક કહ્યું.

"હું ક્યાં કહું છું કે તમે એવો આગ્રહ કરો છો? અને કદાચ કરતા હો; તોપણ શહેનશાહ તેને વગર વિચાર્યે માની લે, એવા ઉતાવળા કે બુદ્ધિહીન નથી. ખુદાતાલાએ તેમને સમજણ શક્તિની ઉત્તમ બક્ષિસ ઉદાર હાથે આપેલી હોવાથી તેઓશ્રી હરકોઇ પુરૂષના આગ્રહને અને તેની વાર્તાના મર્મને સહજમાં સમજી શકે તેવા છે અને તેથી તમે આગ્રહ કરો કે ન કરો, એ સરખુંજ છે." અબુલફઝલે કાજીને સચોટ જવાબ આપ્યો અને તેથી કાજીની આંખોમાં રતાશ છવાઇ ગઇ અને તે તેનો પ્રત્યુત્તર આપવાને તૈયારી કરતો હતો; પરંતુ અકબરે તેને નેત્રની ઇશારતથી શાંત રહેવાની સૂચના કરી એટલે તે અનિચ્છાએ પણ ચુપ રહ્યો.

તે પછી બાદશાહે કરમચંદ પ્રતિ જોઇને તેને ઉદ્દેશીને કહ્યું. "કરમચંદ! ધાર્મિક ઐક્ય સંબંધી તમારો શો અભિપ્રાય છે? તમે કાજી અને અબુલફઝલ એ ઉભયમાંથી કોના મતને મળતા થાઓ છો?"

કરમચંદે ક્ષણવાર વિચાર કરીને કહ્યું. "બાદશાહ સલામત! ધાર્મિક ઐક્ય સાધવાનો પ્રયાસ જો સ્વાર્થરહિતપણે કરવામાં આવતો હોય, તો મારા મત મુજબ પ્રશંસનીય છે; કારણકે તેમ કરવાથી ધર્મના અંગે અરસપરસ જે વિરૂદ્ધતા અસ્તિત્વ ધરાવતી હોય, તેનો ઘણા અંશે નાશ થાય છે અને તેથી દેશમાં સામાન્ય રીતે શાંતિ જળવાઇ રહે છે. ધાર્મિક ઐક્ય કરવાથી કોઇ પણ ધર્મનો નાશ થતો નથી, એ સહજમાં સમજી શકાય તેવી વાત છે; કારણકે તેથી કોઇને પોતપોતાના ધર્મની માન્યતા અને શ્રદ્ધાનો ત્યાગ કરવાની જરૂર રહેતી નથી; કિન્તુ જૂદા જૂદા ધર્મોના જે મતભેદો રહેલા છે, તેની ઉપેક્ષા કરીને સર્વે ધર્માનુયાયીઓએ પરસ્પર એકસંપીથી વર્તવાનું છે. રાજકીય દ્રષ્ટિથી ધાર્મિક ઐક્યનો સિદ્ધાંત બહુ અગત્યનો છે; કારણકે તેથી ખુદ રાજ્યકર્તાને પણ લાભ થવાનો સંભવ છે અને તેથી મારો અભિપ્રાય શેખ અબુલફઝલને મળતો છે."

શહેનશાહ અકબર, કરમચંદનો અભિપ્રાય જાણીને અંતરમાં બહુજ ખુશી થઇ ગયો; પરંતુ તેણે પોતાની ખુશાલીને દબાવી રાખીને રાજા બીરબલને પૂછ્યું. "અને તમે આ વિષે શું કહો છો? તમે કોના મતને મળતા થાઓ છો?"

રાજા બીરબલે તુરતજ જવાબ આપ્યો. "જહાંપનાહ! હું શાહ ફરમચંદના મતને મળતો થાઉં છું; કારણ કે તેમણે ધાર્મિક ઐક્ય સંબંધમાં પોતાનો જે અભિપ્રાય આપ્યો છે, તે ઘણો જ વિચારણીય અને મહત્ત્વનો છે. જે દેશમાં જૂદા જૂદા ધર્મને માનનારી પ્રજા અને વિધર્મી રાજકર્ત્તા હોય, તે દેશમાં ધાર્મિક ઐક્યની ઘણી જ જરૂર છે અને આ જરૂર જેમ પ્રજાને લાભકારી છે, તેમ રાજકર્ત્તાને પણ લાભકારી છે. રાજકર્ત્તા જો પ્રજાના ધર્મમાં હાથ નહિ નાખતાં સર્વને પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તવાની સ્વતંત્રતા આપે છે, તો તેના રાજ્યનો પાયો મજબુત થવાની સાથે પ્રજાજનો તેને દિલોજાનથી ચાહે છે. ધાર્મિક ઐક્યથી હિન્દુએ મુસલમાન અને મુસલમાને હિન્દુ થવાની જરૂર રહેતી નથી; પરંતુ હિન્દુ અને મુસલમાન ઉભય ધર્માનુયાયીઓએ અરસપરસ ધાર્મિક મતભેદો હોય તેને ભૂલી જઇને દેશના સામાન્ય લાભની ખાતર ઐક્ય સાધવું, એજ માત્ર ધાર્મિક ઐક્યનો હેતુ છે અને આ હેતુને લક્ષ્યમાં રાખીને જ તૌહિદ–ઇ–ઇલાહી નામક પંથની આપે સ્થાપના કરી છે, એ અમે સારી રીતે જાણીએ છીએ."

"રાજા બીરબલનું કથન સર્વાંશે સત્ય છે અને તેથી બધાને મુસલમાન કરવા જોઇએ અથવા તો બધાએ હિન્દુ થઇ જવું જોઇએ, એ કાજી સાહેબનો સિદ્ધાંત અસત્ય ઠરે છે." ફૈજીએ કહ્યું.

"મારા સિદ્ધાંતને તમે બધા ભલે અસત્ય ઠરાવવા માગો; પરંતુ મેં જે કહ્યું છે, તે બીલકુલ રાસ્ત છે અને તેથી તમે તેને અસત્ય ઠરાવી શકશો નહિ; કારણકે હિન્દુ અને મુસલમાન એ ઉભય કોમનું ધાર્મિક ઐક્ય થવું, એ તદ્દન અસંભવિત છે." કાજીએ દૃઢ નિશ્ચયપૂર્વક કહ્યું.

કાજીના ઉપર્યુક્ત શબ્દો સાંભળી લીધા પછી સર્વ સભાસદો ક્ષણ વાર ચુપ રહ્યા અને શહેનશાહ અકબર વિચારમાં પડી ગયો. થોડી વાર પછી તેણે પોતાના આસનમાં ટટ્ટાર થઇને કહ્યું. "મારા વિદ્વાન્ મિત્રો! ધાર્મિક ઐક્ય સંબંધમાં તમે અત્યારે જે જે અભિપ્રાયો આપ્યા છે, તે બધાને મેં ધ્યાનપૂર્વક સાંભળ્યા છે. ધાર્મિક ઐક્ય કરવાનો આપણો આશય શાહ ફરમચંદ અને રાજા બીરબલ કહે છે તેમ પરસ્પરના ધાર્મિક ભેદોને ભૂલી જઇને હિન્દુ અને મુસલમાન ઉભય કોમોએ અરસપરસ એકસંપીથી વર્તવું એટલો જ છે અને આ આશયને લક્ષ્યમાં રાખીને તૌહિદ–ઇ–ઇલાહીની સ્થાપના આપણે કરેલી છે. આપણો આશય આ રીતે શુદ્ધ અને કોઇ પણ ધર્મને બાધક થાય તેવો નથી; તોપણ તેમાં

આપણે ફલિભૂત થશું કે નહિ, એની મને શંકા જ રહ્યા કરે છે; કારણકે આપણા આ ધાર્મિક ઐક્યના પ્રયાસથી હિન્દુ તેમજ મુસલમાનનો મોટો ભાગ વિરૂદ્ધ છે. એટલુંજ નહિ, પણ તેવા વિરોધીઓ આપણા વિરૂદ્ધ ખટપટ પણ ચલાવી રહ્યા છે. મારી પ્રજાનાં સુખશાંતિ અને મારા મુલકના સામાન્ય હિતની ખાતર હું તેવા વિરોધીઓની દરકાર નહિ કરતાં ધાર્મિક ઐક્ય કરવાના ઉમદા વિચારને સતત વળગી રહેવા ઇચ્છું છું અને તમે મારા સર્વ મિત્રો મારા આશયને સમજી મને આ કાર્યમાં સહાય કરવાને સદા તત્પર રહેશો, એવી મારી ઇચ્છા છે. તેમ છતાં જેઓ મારા મતથી વિરૂદ્ધતા ધરાવતા હોય, તેઓને આગ્રહથી મારા પ્રયાસમાં જોડાવાનું હું કહેતો નથી; કારણ કે ધર્મ સંબંધી વિષયમાં હું કોઇ ઉપર ફરમાન ચલાવવાને ઇચ્છતો નથી. આ વિષય સંબંધી આપણે આગળ ઉપર વિશેષ ચર્ચા કરશું; હાલ તો અગત્યના રાજકીય કામ માટે મારે જવાનું હોઇ એ ચર્ચાને બંધ કરવી પડે છે."

બાદશાહ તુરતજ આસન ઉપરથી ઉઠયો અને તે સાથે સર્વ સભાસદો પણ ઉભા થઇ ગયા. ત્યારબાદ તે દિવાન ટોડરમલ તથા ફૈઝીને પોતાની સાથે લઇ ત્યાંથી રવાના થઇ ગયો અને અન્ય સભાસદો પણ પોતપોતાના કાર્ય ઉપર ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૨૩ મું.

## સૂરીશ્વર અને સમ્રાટ.

આચાર્ય શ્રી હીરવિજયસૂરિ અહમદાબાદથી વિહાર કર્યા પછી પાટણ, સિદ્ધપુર, સરોતરા, સિરોહી, સાદડી, રાણપુર, આઉઆ, અને મેડતા વગેરે પ્રસિદ્ધ નગરો અને ગામોમાં થોડો થોડો સમય રહી છેવટે સાંગાનેર સ્થાનમાં આવી પહોંચ્યા. સૂરિજી જે જે સ્થાનોમાં થઇને વિહાર કરતા હતા, તે સર્વ સ્થાનોના શ્રાવકો અને રાજાઓ તેમનો પ્રવેશમહોત્સવ ઘણી જ ધામધૂમથી કરતા હતા અને તેમના ઉત્તમ ઉપદેશનો લાભ લેતા હતા. પાટણમાં એક શ્રાવિકાએ મોટો ઉત્સવ કરીને સૂરિજીના હાથે જીનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી, સિદ્ધપુરમાંથી પંડિત શાંતિચંદને સૂરિજીએ પોતાની સાથે લીધા હતા, સરોતરાનો ઠાકોર અર્જુનસિંહ કે જે ઘણો દુર્વ્યસની અને પાપી હતો, તેને

સૂરિજીએ સદુપદેશ આપીને સારા માર્ગે ચડાવી દીધા હતા અને આહિ-
આના તારાચંદ શેઠે સૂરિજીનો નગરપ્રવેશ બહુજ ઉત્સાહપૂર્વક કરાવીને
ભારી મહોત્સવ કર્યો હતો. આ પ્રમાણે સ્થળે સ્થળે ઉપદેશ આપતાં,
સન્માન પામતાં અને પ્રસિદ્ધ તીર્થોની યાત્રા કરતાં સૂરીશ્વરે સાંગાનેર
નગરમાં આવીને વિશ્રાંતિ લેવાને માટે સ્થિરતા કરી. શહેનશાહ અકબ-
રને હીરવિજયસૂરિ અહીં સુધી આવી પહોંચ્યાની ખબર પડતાં તેણે
થાનસિંહ, કરમચંદ, અમીપાલ અને માનુ વગેરે પ્રસિદ્ધ જૈનીઓ અને
અબુલફજલ તથા બીરબલ વગેરે અધિકારીઓને સૂરિજીને આદરમાન
સાથે ફત્તેહપુર તેડી લાવવાને માટે આજ્ઞા આપી દીધી અને તેથી તેઓ
અનેક હાથી, ઘોડા, રથ અને સૈન્ય લઇને સાંગાનેર આવ્યા. સાંગાનેર
આવીને તેઓએ સૂરીશ્વરને ફત્તેહપુર આવવાની વિનંતિ કરી. એટલે
તેઓશ્રી પોતાના પરિવાર સમેત ધીમે ધીમે વિહાર કરીને ફત્તેહપુર
આવી પહોંચ્યા અને નગરની બહાર એક રાજપૂત સરદારના મહેલમાં
નિવાસ કર્યો. ત્યાર પછી થાનસિંહ, બીરબલ વગેરે બાદશાહની પાસે
આવ્યા અને તેને સૂરિજીના આગમનની ખબર આપી. બાદશાહ એ
સમાચાર સાંભળીને ઘણોજ ખુશી થયો અને સૂરિજીને બીજે દિવસે
સવારમાં પોતાની પાસે આવવાની વિનંતિ કરવાને માટે કરમચંદને
આજ્ઞા આપી. કરમચંદ સૂરિજીને બાદશાહની ઇચ્છા મુજબ વિનંતિ
કરીને તુરતજ પાછો આવ્યો અને એ ખબર બાદશાહને આપીને પો-
તાને આવાસે ગયો.

બીજે દિવસે સવારમાં હીરવિજયસૂરિ પોતાની પાસે આવે, તે
પહેલાં ઇબાદતખાનામાં રાજ્યના સર્વ મુખ્ય મુખ્ય અધિકારીઓ અને
દરબારીઓ તથા નગરના આગેવાન શ્રાવકોને હાજર રહેવાનો હુકમ
બાદશાહે કર્યો હતો અને તેથી વખત થતાં તેઓ સર્વ હાજર થઇ ગયા
હતા અને ઇબાદતખાનામાં સૂરીશ્વર તથા સમ્રાટની રાહ જોતાં બેઠા
હતા. આચાર્ય શ્રી હીરવિજયસૂરિ પોતાના શિષ્યમંડલ સાથે સવારના
નવ વાગે શાહી દરબારમાં આવી પહોંચ્યા એટલે હાજર રહેલા સર્વ
સભાસદોએ તેમનો આદરસત્કાર કરીને તેમને સર્વને યોગ્ય સ્થળે બેસ-
વાની વિનંતિ કરી. સૂરિજી તથા તેમના શિષ્યો પોતાને યોગ્ય એવી
જગ્યાએ બેસી ગયા, તે પછી થાનસિંહ તથા કરમચંદ બાદશાહને સૂરિ-
જીના આગમનની ખબર આપવાને તેના ખાસ આવાસમાં ગયા. સૂરી-
શ્વરની સાથે આ વખતે પ્રધાન તેર શિષ્યો હતા અને તેઓ સર્વે
શાસ્ત્રના પારગામી અને વિદ્વાન હતા. થાનસિંહ તથા કરમચંદ જ્યારે

બાદશાહને સૂરિજીના આગમનની ખબર આપવાને ગયા. ત્યારે બાદશાહ પોતે મહત્ત્વયુક્ત રાજકીય વાતચિત્તમાં પોતાના સેનાપતિઓ સાથે રોકાયલો હોવાથી તેણે થાનસિંહ તથા કરમચંદના મુખથી સૂરિજીના આગમનની વાત સાંભળીને દિવાન ટોડરમલ્લ તથા શેખ અબુલફજલને તેમનું આતિથ્ય કરવાને માટે તુરતજ મોકલ્યા. દિવાન ટોડરમલ્લ તથા અબુલફજલ બાદશાહની આજ્ઞા પ્રમાણે સૂરિજીની પાસે આવી પહોંચ્યા અને તેમને બાદશાહ સલામત ખાનગી મશલતમાં રોકાયલા હોઇ તેમને આવતાં થોડી વાર થશે, એમ કહીને તેમનાં કુશલ સમાચાર પૂછ્યા. સૂરીશ્વરે તેનો યોગ્ય ઉત્તર આપ્યા પછી અબુલફજલે ધર્મ સંબંધી ચર્ચા કરતાં કરતાં પોતાના ઇસલામ ધર્મ વિષે અને ખુદાતાલાની હયાતી વિષે અનેક પ્રકારનાં પ્રશ્નો પૂછીને સૂરિજીનું જ્ઞાન કેવું અને કેટલું છે, તે જાણી લીધું અને તેથી ખુશી થઇને તેણે તેમનો બહુજ ઉપકાર માન્યો. અબુલફજલ પણ વિદ્વાન હતો અને તેથી સૂરિજીની અપૂર્વ વિદ્વત્તા જોઇને તેમની સાથે વિશેષ વાર્તાલાપ કરવાની તેની ઇચ્છા હતી; પરંતુ એટલામાં બાદશાહ અકબર પોતાના ખાસ મિત્ર ફૈજીસાથે આવી પહોંચતાં તેને પોતાની ઇચ્છાને દાબી રાખવી પડી. બાદશાહે આવીને તુરતજ હીરવિજયસૂરિને પ્રણામ કરીને કુશલસમાચાર પૂછ્યા અને તેમણે તેનો યોગ્ય ઉત્તર આપીને ધર્મલાભરૂપી ઉત્તમ આશીર્વાદ આપ્યો. ત્યારબાદ બાદશાહે સૂરિજીનો હાથ પકડી પોતાના આસન પાસે લઇ ગયો.અને તે ઉપર પોતાની સાથે જ બેસવાનું કહ્યું; પરંતુ સૂરિજીએ સોના-રૂપા વગેરે ધાતુના આસન ઉપર બેસવું અથવા તો તેનો સ્પર્શ કરવો, એ પોતાના મુનિધર્મની વિરૂદ્ધ હોઇને તે ઉપર બેસવાની ના પાડી એટલે બાદશાહ પોતે નીચે ગાલીચા ઉપર ગાદી નંખાવીને તે ઉપર બેઠો અને સૂરિજી તથા તેમના શિષ્યો કોરી જમીન ઉપર નાનાં નાનાં ઉનના કપડાનાં કકડા પાથરીને તે ઉપર બેઠા. અન્ય દરબારીઓ પણ તે પછી પોતપોતાને ઉચિત જગ્યાએ આસપાસ બેસી ગયા.

તે પછી શહેનશાહે સ્મિત હાસ્યપૂર્વક કહ્યું. "સૂરિજી! આગ્રા નગરના મુખ્ય શાહુકાર થાનસિંહ શાહની પુત્રી ચંપાના મુખથી આપની પ્રશંસા સાંભળીને હું આપને મળવાને માટે અત્યાર આગમચ બહુજ આતુર થઇ રહ્યો હતો; પરંતુ આજે અત્યારે આપના પવિત્ર દર્શન થવાથી મારી એ આતુરતા શમી ગઇ છે અને તેથી મને બહુજ આનંદ થયો છે. આપ ગુજરાતમાં હોવાની મને ખબર મળતાં મેં આપને અત્રે આવવાને માટે મારા ખાસ કર્મચારીઓને વિનંતિ કરવાને

મોકલ્યા હતા અને એ ઉપરથી આપ મારા આમંત્રણને માન આપી અત્રે આવ્યા છો, તે માટે હું આપનો ઉપકાર માનું છું. ઠીક, પણ આપ ગુજરાતના ક્યા ગામમાંથી અને શી રીતે અહીં આવ્યા છો ? આપને કાંઇ તકલીફ તો પડી નથીને ? ”

બાદશાહની સહૃદયતા જોઇને સૂરીશ્વરે પ્રસન્ન થઇને જવાબ આપ્યો. “ જહાંપનાહ ! હું પણ આપની સહૃદયતા જોઇને બહુજ ખુશી થયો છું અને તે માટે આપનો આભાર પણ માનું છું. આપનું આમંત્રણ લઇને આપના કર્મચારીઓ ગુજરાતમાં આવ્યા, ત્યારે હું ગંધારબંદરમાં ચાતુર્માસ હતો અને તેથી ચાતુર્માસ પૂર્ણ થતાં પગે ચાલીને આજ લગભગ છ મહીને આવી પહોંચ્યો છું. ઉપદેશને માટે અમારે મુનિઓને એક સ્થળે કાયમ રહેવાનું નથી; પરંતુ જૂદે જૂદે સ્થળે ફરતાંજ રહેવાનું છે અને તેથી મને અહીં આવવામાં કશી પણ તકલીફ પડી નથી. ”

બાદશાહ આ સાંભળીને આશ્ચર્ય પામી ગયો. તેણે પૂછ્યું. “ શું આપ ઠેઠ ગંધારથી પૈદલ ચાલ્યા આવો છો ? ”

“ હા. ” સૂરીશ્વરે સંક્ષિપ્ત ઉત્તર આપ્યો.

“ ત્યારે તો આપને આટલી વૃદ્ધાવસ્થામાં પગે ચાલીને આવતાં જરૂર તકલીફ ઉઠાવવી પડી હશે અને મુશ્કેલી પણ ભોગવવી પડી હશે. સૂરીશ્વર ! મને તે માટે માફ કરજો; પરંતુ અહમદાબાદના સુબેદારે આપને અહીં આવવા માટેની કાંઇ સગવડ કરી આપી નહિ, એ કેવી વાત ? ” અકબરે વિશેષ આશ્ચર્ય પામીને પૂછ્યું.

“ પૃથિવીપતિ ! ” આચાર્ય મહારાજે મંદ સ્મિત કરીને કહ્યું. “ હું પગે ચાલીને આવ્યો, તેમાં સુબેદારનો કાંઇ પણ દોષ નથી, તેણે તો મને જે જોઇએ તે આપવાની ઉદારતા દર્શાવી હતી; પરંતુ અમારા મુનિધર્મના અંગે મારાથી એક પણ વસ્તુ તેમની પાસેથી લઇ શકાય તેમ નહિ હોવાથી હું મારી ઇચ્છાપૂર્વકજ પગે ચાલીને આવ્યો છું અને તેથી સુબેદારે મને કેમ કાંઇ સગવડતા કરી આપી નહિ, એ સવાલ રહેતો નથી. ”

“ સૂરિ મહારાજ ! ” બાદશાહે કૃતજ્ઞતાથી કહ્યું. “ આપને પૈદલજ મુસાફરી કરવી પડતી હશે, એમ જો મારા જાણવામાં પ્રથમથી હોત, તો હું આપને અહીં સુધી આવવાની તકલીફ આપત નહિ. મારા સમજવામાં તો એમજ હતું કે આપને મારા સુબેદાર તરફથી વાહન વગેરેની સગવડ કરી આપવામાં આવશે એટલે આપ સુખ પૂર્વક અત્રે આવી શકશો;

પરંતુ આપના કથનથી મારી એ સમજણ અસત્ય ઠરે છે અને તેથી મારી એ ગેરસમજણને લઇ આપને મુસાફરીમાં જે જે મુશ્કેલીઓ અનુભવવી પડી હોય, તે માટે હું પુનઃ આપની માફીને ચાહું છું."

"નામવર બાદશાહ! સૂરિજીએ કહ્યું." આપની કૃતજ્ઞતા માટે હું આપનો અહેસાનમંદ છું; પરંતુ જ્યારથી મેં મુનિધર્મનો સ્વીકાર કર્યો છે, ત્યારથી ઉપદેશને માટે જૂદે જૂદે સ્થળે મારે પૈદલ મુસાફરી કરવી પડતી હોવાથી તેમાં કેટલીક મુશ્કેલીઓને અનુભવવી પડે છે; પરંતુ એ મારા મુનિધર્મની ફરજ હોવાથી તેમ કરવામાં મને લેશ માત્ર પણ દુઃખ ઉપજતું નથી અને તેથી તે માટે આપે મારી માગવાની કશી પણ આવશ્યકતા નથી."

"સૂરિજી! એ આપના પરાર્થી હૃદયની ઉત્તમતાની સાક્ષી પૂરે છે. હું આપની મુસાફરીના હાલને જાણવાને બહુજ ઇન્તેજાર છું અને તેથી કૃપા કરીને મને તે કહી સંભળાવશો." બાદશાહે ઉત્સાહથી કહ્યું.

સૂરીશ્વરે તેનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ એટલે તેણે બીરબલ તરફ જોઇને કહ્યું. "બીરબલ! સૂરિજી પોતાની મુસાફરીનો હાલ પોતે કહેવાને ખુશી નથી; માટે તેમને આમંત્રણ કરવાને જે બે કર્મચારીઓ ગયા હતા, તેમને અત્રે બોલાવો. તેમની પાસેથી આપણે સર્વ હકીકત જાણી શકીશું."

બીરબલ જી હુકમ કહીને બહાર આવ્યો અને બન્ને કર્મચારીઓને બોલાવી લાવવાને માટે એક પહેરેગીરને આજ્ઞા આપીને તે પુનઃ અંદર આવીને પોતાના સ્થળે બેઠો. થોડી વારમાંજ તે ઉભય કર્મચારીઓ બાદશાહની હજુરમાં આવીને કુર્નિસ બજાવીને ઉભા રહ્યા. બાદશાહે તેમાંના એકને કહ્યું. "કમાલ!"

"ખુદાવંદ!" કમાલે નમ્રતાથી કહ્યું.

"આચાર્ય શ્રીહીરવિજયસૂરિજીની મુસાફરીનો સવિસ્તર હાલ જાણવાને હું ઇતિજાર છું; માટે તેને કહી સંભળાવ." બાદશાહે આજ્ઞા કરી.

"જી હુકમ, જનાબ!" એમ કહી કમાલે શરૂઆત કરી. "જ્યારે અમે આપ નામવરના ફરમાનથી અહીંથી રવાના થઇ અહમદાબાદ પહોંચ્યા, ત્યારે સૂરીશ્વર ગંધારમાં હતા અને તેથી સુબેદાર સાહેબે અહમદાબાદના કેટલાક આગેવાન શ્રાવકોને આપ નામવરના આમંત્રણની તેમને

ખબર આપવા અને ફત્તેહપુર પધારવા સંબંધી વિનંતિ કરવાને મોકલ્યા હતા. સૂરીશ્વર ચાતુર્માસ પૂર્ણ થતાં ગંધારથી વિહાર કરીને અહમદાબાદ આવ્યા અને સુબેદાર સાહેબને મળ્યા. સુબેદાર સાહેબે તેમને અનેક કિંમતી વસ્તુઓ ભેટ કરવા માંડી અને ફત્તેહપુર પહોંચવાને માટે જે વાહનો જોઇએ, તે આપવાને કહ્યું; પરંતુ તેમણે તે સર્વનો ઇન્કાર કર્યો. અહમદાબાદમાં કેટલાક દીવસો રહી તેઓએ આ તરફ આવવાને વિહાર કર્યો અને આજે લગભગ છ મહિને તેઓશ્રી અહીં આવી પહોંચ્યા છે. ઠેઠ ગંધારથી અહીં સુધી તેઓ પગે ચાલતા આવ્યા છે. પોતાની પાસે જરૂર જોગ જે સામાન હતો, તે સર્વને રસ્તામાં પોતેજ ઉઠાવીને ચાલતા હતા અને વચમાં કોઇ નગર કે ગ્રામ આવતું, ત્યાં તેઓ વિશ્રાંતિ લેવાને થોભતા, અને ઘેર ઘેરથી ભિક્ષા માગી લાવીને પોતાનો નિર્વાહ કરતા હતા. આખી મુસાફરી દરમ્યાન તેઓ નીચે જમીન ઉપર પોતાની પાસેનું વસ્ત્ર પાથરીને નિદ્રા લેતા હતા અને રાત્રિ પડ્યા પછી કાંઇપણ ચીજ—પાણી પણ ખાતા કે પીતા નહોતા. ચાહે તો કોઇ તેમની ભક્તિ કરે અને ચાહેતો કોઇ તેમની ઉપેક્ષા કરી નિંદા કરે; તો પણ તેઓ ઉભય તરફ સમાન બુદ્ધિથી જોતા હતા અને તેઓ કદિ પણ કોઇને વરદાન કે શાપ આપતા નહોતા. તેમની આવી નિરાભિમાન વૃત્તિ અને સહનશીલતા જોઇને અમે તેમને જોઇએ તે પ્રકારની સગવડતા કરી આપવાને આગ્રહ કરતા હતા; પરંતુ તેઓશ્રી અમારી વિનંતીનો લેશ માત્ર પણ સ્વીકાર કરતા નહોતા. હજુર ! આવા મહાન્ ચારિત્ર સંપન્ન અને સમર્થ યોગી મહાત્મા અમે આજ પર્યંત જોયા નથી અને અમારા આ કથન ઉપરથી આપ નામવર તેમની ઉત્તમતા વિષે ખ્યાલ કરી શકશો. ”

સૂરિજીની મુસાફરીનો ઉપર પ્રમાણે હાલ સાંભળીને બાદશાહ અકબર તથા અન્ય સભાજનો આશ્ચર્યમાં લીન થઇ ગયા અને સૂરિજીના ઉત્તમ ચારિત્ર વિષે તેમની અનેક પ્રકારે પ્રશંસા કરવા લાગ્યા. તે પછી શહેનશાહે પ્રસન્ન મુખ મુદ્રાથી કહ્યું. “ આચાર્ય મહારાજ ! સુશીલા શ્રાવિકા ચંપાના મુખેથી આપની પ્રશંસા જ્યારથી મેં સાંભળી હતી, ત્યારથી આપના પ્રત્યે મને પૂજ્યભાવ ઉત્પન થયો હતો; પરંતુ આજે ખુદ મારા કર્મચારીના મુખથી આપના સર્વોત્કૃષ્ટ ચારિત્રનું વર્ણન સાંભળીને મને પૂજ્યભાવની સાથે એટલો બધો આનંદ ઉત્પન થયો છે કે જેનું વર્ણન હું શબ્દો દ્વારાએ કરી શકવાને સમર્થ નથી. આજ સુધી મેં પ્રત્યેક ધર્મના ઘણા આચાર્યોની મુલાકાત લીધી છે અને તેમના ચારિત્રની પણ ઘટતી તપાસ કરી છે; પરંતુ ચારિત્રના વિષયમાં તેમાંથી એક

પણ આચાર્ય આપની તુલનામાં આવે તેમ નથી. આપનું ચારિત્ર અલૌકિક છે. આપના જેવા દૈવી પુરૂષનું દર્શન કરીને હું ખરેખર કૃતાર્થ અને પાવન થયો છું."

સૂરિજી પોતાની પ્રશંસા સાંભળીને નીચું જોઇ રહ્યા. ક્ષણવાર એ પ્રમાણે રહ્યા પછી તેમણે શહેનશાહની સામે જોઇને કહ્યું. "આપને મારૂં ચારિત્ર અલૌકિક જણાય છે, એનું કારણ આપની નિર્મળ અને ગુણ ગ્રાહક બુદ્ધિનો પ્રતાપજ છે: બાકી હું તો માત્ર એક અતિ સામાન્ય મનુષ્યજ છું અને તેથી મારી મિથ્યા પ્રશંસા શા માટે કરો છો?"

શહેનશાહે સૂરિજીની નિખાલસ વૃત્તિ જોઇને વિશેષ આનંદને પામતાં કહ્યું. "ગુરૂજી! હું આપની મિથ્યા પ્રશંસા કરતો નથી: પરંતુ મને જે સત્ય જણાય છે, તેજ પ્રમાણે આપના વખાણ કરૂં છું. આપ ભલે આપને સામાન્ય મનુષ્ય માનતા હો; પરંતુ હું તો આપને દૈવી પુરૂષજ માનું છું; કારણ કે દૈવી પુરૂષ વિના આવું નિખાલસ દિલ, આવો નિરાભિમાની સ્વભાવ, આવી શાંત ચિત્તવૃત્તિ અને આવું ચારિત્ર એક સામાન્ય મનુષ્યમાં હોવાં સંભવતાં નથી. સૂરીશ્વર! ખરેખર આપ જીજતના ફીરસ્તાજ છો."

ત્યારબાદ સૂરીશ્વર અને સમ્રાટ વચ્ચે ધાર્મિક ચર્ચા ચાલી. ઇશ્વર, જગત, સુગુરૂ, અને સત્યધર્મ વિષે અનેક પ્રકારનો વાર્તાલાપ થયો અને તે અંતે અકબર બહુજ ખુશી થયો અને તેના દિલમાંથી કેટલાક સંશયોનો નાશ થયો. અત્યાર સુધી તે સૂરિજીના ઉત્તમ ચારિત્ર ઉપર મુગ્ધ થઇ રહ્યો હતો; પરંતુ હવે તો તે તેમની અપૂર્વ વિદ્વત્તા જોઇને બહુજ પ્રસન્ન થઇ ગયો.

ક્ષણવાર રહી સૂરિજીએ પોતાના આવશ્યક કાર્યનો સમય થઇ ગયો હોવાનું જણાવી પોતાના નિવાસસ્થાને જવાની ઇચ્છા દર્શાવી એટલે બાદશાહે તેમને જવાની રજા આપતાં કહ્યું. "મહારાજ! ભલે, આપની ઇચ્છા હોય તો પધારો. આપની સાથે ધાર્મિક ચર્ચા કરવાથી મને પણ જાણવાનું મળે છે; માટે બીજા અનુકૂળ પ્રસંગે હું આપને યાદ કરીશ અથવા તો હુંજ આવીને આપને મળીશ."

સૂરિજી અને તેમના શિષ્યો જવાને માટે ઉભા થયા અને તેમની સાથે બાદશાહ અને સભાજનો પણ ઉભા થઇ ગયા. બાદશાહે કહ્યું. "સૂરીશ્વર! જતાં પહેલાં મારી એક અરજનો આપ સ્વીકાર કરો. આપ ત્યાગી અને સાધુ હોવાથી આપને હું ગમે તેટલી મૂલ્યવાન વસ્તુઓ ભેટ કરીશ, તો તેને આપ લેશો નહિ; માટે મારી પાસે કેટલાક હિન્દુ

અને જૈન સાહિત્યનાં પુસ્તકો છે, તેનો આપ સ્વીકાર કરો. આ પુસ્તકો પદ્મસુંદર નામક જૈનયતિ કે જેઓ ફત્તેહપુરમાંજ રહેતા હતા અને જેઓની સાથે મારો ખાસ પરિચય હતો, તેઓનાં છે, પદ્મસુંદર યતિના સ્વર્ગગમન પછી એ સર્વ પુસ્તકો મારા ખાનગી પુસ્તકાલયમાં રાખેલા છે, તે એવા હેતુથી કે જ્યારે કોઇ વિદ્વાન પુરૂષનો મને મેળાપ થશે, ત્યારે તેનેજ તે પુસ્તકો અર્પણ કરીશ. આપની અપૂર્વ વિદ્વત્તા જોઇને હું મુગ્ધ થઈ ગયો છું; માટે આપજ આ સર્વ પુસ્તકોનો સ્વીકાર કરી મને ઉપકૃત કરો."

સૂરિજીએ ઘણી આનાકાની કર્યા પછી સદરહુ પુસ્તકોનો સ્વીકાર તો કર્યો; પરંતુ પોતાની પાસે નહિ રાખતાં શહેનશાહ અકબરના નામથી આગ્રા નગરમાં પુસ્તકાલય બનાવીને તેમાં તેમને રાખવાની ગોઠવણ કરી દીધી. તે પછી બાદશાહના ફરમાનથી શાહી વાદિત્રો અને શાહીફોજના સરઘસ સાથે ભારી મહોત્સવ પૂર્વક આચાર્ય શ્રીહીરવિજયસૂરિ પોતાના નિવાસસ્થાને ગયા. સમસ્ત ફત્તેહપુરમાં જૈનીઓએ આજના દિવસનું ઉત્સવ તરીકે પરિપાલન કર્યું અને હજારો રૂપિયાનું દાન ગરીબ લોકોને આપવામાં આવ્યું.*



# પ્રકરણ ૨૪ મું.

## સ્નેહ સ્વીકાર.

" સ્વપ્નમાં પણ અચળ દીઠું સ્નેહનું સંભારણું,
પ્રેમનું પગલું થતાં ઉઘડે હૃદયનું બારણું;
શુદ્ધ સાચા સ્નેહ પાસે તુચ્છ છે સુખ સ્વર્ગનું,
ના ચહે પ્રેમી વિના સુખ મોક્ષ કે અપવર્ગનું."

—મેવાડની સંધ્યા.

"ઘણા દિવસથી જેની મૂર્તિને હૃદયમાં ધારણ કરી રાખી છે, તેનું અચાનક અહીં આગમન થયું, તે મારા ભાગ્યની પરિસીમા નહિ તો બીજું શું ? પરંતુ સાંભળ્યું છે કે જ્યાં સુધી મેવાડનો પુનરૂદ્ધાર ન

* ઇતિહાસના જીજ્ઞાસુઓએ આ સંબંધી વિશેષ હકીકત જાણવાને માટે કૃપારસકોશ–ભાષાંતર જોવું.

થાય, ત્યાં સુધી ભોગવિલાસ અને પ્રેમચર્યાને સ્વપ્નમાં પણ સંભારીશ નહિ, એવી તેમણે સખ્ત પ્રતિજ્ઞા લીધેલી છે અને તેથી આવી વિરાગી અવસ્થામાં તે મારા સ્નેહનો સ્વીકાર કરશે ખરા ? આ ઘટના જરા વિચારવા જેવી છે ખરી; પરંતુ શું તે મારા પ્રેમનો તિરસ્કાર કરશે ? અને જો તે મારા પ્રેમનો તિરસ્કાર કરે, તો પછી આ જીવન શું કામનું છે ? જીવનનો ઉદ્દેશ પણ પછી શો રહે તેમ છે ? ના, ના; તે મારા સ્નેહનો તિરસ્કાર કરે, એ તો મને સંભવિત લાગતું નથી. ત્યારે શું સ્વીકાર કરશે ? અલબત તેમણે મારા સ્નેહનો સ્વીકાર કરવોજ જોઇએ ! પરંતુ કદાચ ન કરે તો ? " એક લગભગ અઢાર–વિશ વર્ષની અવસ્થાએ પહોંચેલી સુંદરી આ પ્રમાણે પોતાના મનથી વિચાર કરતી હતી અને અવનવી કલ્પનાઓને ઉપજાવતી હતી.

પ્રાતઃકાળનો સમય હતો. સૂર્યનારાયણનો ઉદય થઇ ગયો હતો. મીઠો, મધુર અને સુશીતલ વાયુ વહન કરી રહ્યો હતો. બાગમાંહેના વિવિધ જાતિના પુષ્પો દિવાકરને માન આપવાને ખીલી ઉઠયાં હતાં. જૂદા જૂદા રસના ભોગી ભ્રમરો તેમની ઉપર ગુંજારવ કરી રહ્યા હતા. વૃક્ષો ઉપર પંખીઓ આનંદથી કલ્લોલ કરી રહ્યાં હતાં અને શ્યામ રંગની પણ મીઠા કંઠની કોયલ ક્ષણે ક્ષણે પોતાનો ટહુકાર કરીને આખા બાગને ગજાવી રહી હતી. બરોબર આ સમયે એક યુવાન સુંદરી આમ્રવૃક્ષના આશ્રયે બેસીને ગુલાબના સુમધુર પુષ્પોની માળા ગુંથી રહી હતી. આ નવજુવાન બાળાનું સૌંદર્ય અને તેનું લાવણ્ય વર્ણનાતીત હતું, એ અમે જો કે કબુલ કરીએ છીએ; તો પણ કોણ જાણે શાથી અમારી લેખિની તેનાં રૂપ–લાવણ્યનું વર્ણન કરવાને લલચાય છે ! વાંચકો કહેશે કે લેખકે જ્યાં જુઓ ત્યાં સુંદરીના સૌંદર્યનાં જ વખાણ કરવામાં લેખિનીનો યથેષ્ટ ઉપયોગ કર્યો છે. ખરૂં છે; વાંચક મહાશયોના એ આક્ષેપને અમે સહન કરવાને તૈયાર છીએ; પરંતુ વિચાર કરો કે સૌંદર્યના, માધુર્યના અને લાવણ્યના ગુણ કોણે ગાયા નથી ? કયા કવિએ મનમોહન તરૂણીના રૂપનું વર્ણન કર્યું નથી ? કયા લેખકે સ્વર્ગની સુરસુંદરી સમાન નાજુક નારીના લાવણ્યની કથા લખી નથી ? કોઈ બતાવશો કે કયા મનુષ્યે સૌંદર્યના સાગર અને લાવણ્યના ભંડાર સમાન લલિત લલનાની પ્રશંસા કરી નથી ? અને જો તેમણે સ્ત્રીના માધુર્યના ગુણ ગાયા છે, સ્ત્રીનાં રૂપનું વર્ણન કર્યું છે, સ્ત્રીના લાવણ્યની કથા લખી છે અને સ્ત્રીના લાલિત્યની પ્રશંસા કરી છે, તો પછી અમે પણ તેના રૂપ–લાવણ્યની વારંવાર પ્રશંસા કરીએ છીએ, તે શું સ્વાભાવિક નથી ?

આમ્રવૃક્ષની છાયા નીચે જે સુંદરી બેઠી હતી, તેનાં રૂપનું જો અમે આલંકારિક ભાષામાં વર્ણન કરીએ, તો તેનાં મુખ અને નેત્રોથી પરાજય પામીને ચંદ્ર અને હરિણ ઉભય એકત્ર થઇને પુનઃ વિજય મેળવવાનો વિચાર કરી રહ્યાં હતાં; કારણ કે જો તેમ ન હોય તો ચંદ્ર કે જે ગગનવિહારી છે અને હરિણ કે જે ભૂચારી છે, તેનો સંગમ શી રીતે સંભવી શકે ? તે સુંદર બાળાનાં મુખ અને નેત્રોનું વર્ણન કરતાં જ્યારે અમે આટલો અલંકાર વાપરીએ છીએ, ત્યારે તેનાં અન્ય અવયવો જેવાં કે નાસિકા, ગાલ, ઓષ્ઠ, સ્તન, ઉદર, નિતંબ, કર અને જંઘાદિ કેવાં સુંદર સરલ અને સુગઠિત હશે, તેનો ખ્યાલ વાંચકોએ સ્વયં કરી લેવો, એજ ઉચિત છે. ટુંકામાં કહીએ તો તે બાળા જે બાગમાં બેઠી હતી, તે બાગ જેવી રીતે વિકસિત બનીને માનવહૃદયને મોહ ઉપજાવતો હતો, તેવીજ રીતે તેનો યૌવનરૂપી બાગ પણ જોનારનાં હૃદયને આકર્ષતો હતો. અસ્તુ.

" અલબત તેમણે મારા પ્રેમનો સ્વીકાર કરવોજ જોઇએ; પરંતુ કદાચ ન કરે તો ? " તે બાળાનાં મુખમાંથી આ શબ્દો પુનઃ જરા જોરથી નીકળી પડ્યા.

આજ સમયે એક તરૂણ રમણીએ આવીને કહ્યું. " કેમ નહિ કરે ? જો તમારો પ્રેમ સાચો જ હશે, તો તેનો સ્વીકાર અવશ્ય થવો જ જોઇએ. "

તે બાળાએ પરિચિત સ્વર સાંભળીને ઉંચુ મુખ કરીને જોયું તો પોતાની સામે એક પચીશેક વર્ષની તરૂણી મંદ મંદ હસતી ઉભેલી હતી. તે બાળાએ જરા શરમાઇને વાતને ઉડાવી દેવાના હેતુથી પૂછ્યું. " લલિતા ! તું અહીં ક્યાંથી ? "

" હું અહીં ક્યાંથી, એ પ્રશ્ન શા માટે પૂછો છો, રાજકુમારી ? પ્રથમ તો એજ ઉત્તર આપોને કે ક્યા ભાગ્યશાળી વીર પુરૂષને તમારા સ્નેહનો સ્વીકાર કરવાનો તમે તમારા મનથી આગ્રહ કરી રહ્યાં છો ? " લલિતાએ સામો સવાલ કર્યો.

" પરંતુ એ જાણીને તું શું કરીશ ? તે જાણવાનું તને પ્રયોજન પણ શું છે ? " રાજકુમારીએ પુનઃ પૂછ્યું.

" તમારી ગુપ્ત વાત જાણીને હું શું કરીશ, એ સવાલ પૂછવાનું તમને કાંઇ પ્રયોજન નથી; પરંતુ એને જાણવાનું તો મને પ્રયોજન છે. મારી પ્યારી સખીની ગુપ્ત વાત જાણવાનો શું મને અધિકાર નથી ? " લલિતાએ પ્રયોજન કહી બતાવતાં પૂછ્યું.

રાજકુમારી વિચારમાં પડી ગઇ. લલિતાને હવે શો ઉત્તર આપવો, તેની એને સમજણ પડી નહિ. તે કેવળ નિરૂત્તરજ રહી.

લલિતાએ જરા રોષપૂર્વક કહ્યું. "ભલે, જો તમારી ગુપ્ત વાત જાણવાનો મને અધિકાર ન હોય, તો હું આ ચાલી. તમે તમારે એકલાં બેઠા બેઠા વિચાર કર્યા કરો."

એમ કહી લલિતા જરા ચાલી એટલે રાજકુમારીએ તેનો પાલવ પકડી રાખીને કહ્યું. "ક્યાં જાય છે, લલિતા ? શું તને મારા ઉપર રીસ ચડી છે ?"

"હાસ્તો; વાતને મારાથી છૂપાવો છો શા માટે ?" લલિતાએ જવાબ આપ્યો.

"પ્યારી સખી !" રાજકુમારીએ તેને પોતાની પાસે બેસારતાં કહ્યું. "તારાથી મેં કોઇ વાતને છૂપી રાખી છે કે આ વાત તને નહિ કહું ?"

"તો પછી ઝટ કહી નાંખોને ? મોંઘા શા માટે થાઓ છો, અલકાબ્હેન !" લલિતાએ મજાક કરતાં કહ્યું.

"તું સાંભળ તો ખરી; હું તને એજ વાત કહું છું. મેવાડના મહારાણા પ્રતાપસિંહ દુઃખના માર્યા આપણા અતિથિ થઇને આવ્યા છે અને પિતાજીએ તેમને આશ્રય આપ્યો છે, એ વાતને તો તું જાણે છે ને !" અલકાસુંદરીએ વાતની શરૂઆત કરી.

"હા, એ તો હું જાણું છું; પરંતુ તેથી તમે શું કહેવા માગો છો ?" લલિતાએ અધિરતાથી પૂછ્યું.

એજ કે હું તે મહારાણાને ચાહું છું અને તે હમણાથી નહિ; પરંતુ આજથી બે વર્ષ પહેલાં જ્યારે તેમની સ્વદેશ પ્રીતિની અપૂર્વ વાત મેં સાંભળી હતી, ત્યારથી તેમને ચાહું છું. મોગલોના ત્રાસથી કંટાળી અને તેમનાથી પરાજય પામીને તેમનું અચાનક આગમન અહીં થવાથી જો કે તેમનો પ્રેમ સંપાદન કરવાને મને સરલતા થઇ છે; તો પણ આજસુધી મારા પ્રેમથી તેમને વાકેફ કરવાનું સાહસ હું કરી શકી નથી અને તેથીજ હું અત્યારે અહીં બેઠી બેઠી વિચારતી હતી કે તેઓ મારા સ્નેહનો સ્વીકાર કરશે કે નહિ !" અલકાસુંદરીએ પોતાની ગુપ્ત વાત કહી બતાવી.

"વાહ, વાહ, અલકાબ્હેન ! પ્રેમપાત્રની પસંદગી તો બહુ સારી કરી છે હો ! પરંતુ આ વાતને મારાથી અત્યાર સુધી કેમ ગુપ્ત રાખી

હતી ?" લલિતાએ રાજકુમારીના ગુલાબી ગાલ ઉપર ચુંટી ખણીને પૂછ્યું.

અલકાએ પોતાના ગાલને પંપાળતા ઉત્તર આપ્યો. "પણ તેં મને ક્યારે પૂછ્યું? ને મેં વાત ગુપ્ત રાખી? જેમ આજસુધી તેં કાંઇ મારા પ્રેમપાત્ર સંબંધી વાત પૂછી નહોતી, તેમ મેં તને તે વિષે કાંઇ કહ્યું પણ નહોતું."

"અલકાબ્હેન! તમારી ચતુરાઇથી તો હું હારી! જુઓને બીજાના માથે દોષારોપણ કરતાં કેવું આવડે છે? મેં તમને વાત ન પૂછી, તેથી કાંઇ મેં તમને વાત કહેવાની બંધી તો નહોતી કરીને?" લલિતાએ કહ્યું.

"બંધી તો નહોતી કરી; પરંતુ લલિતા! ખરૂં કહું? માત્ર લજ્જાને લીધે હું તને એ વાત કરી શકી નહોતી." અલકાએ ખરી હકીકત કહી.

"બહુ સારૂં. પ્રેમપાત્ર તો ઉત્તમ શોધી કહાડ્યું છે, એમાં જરાએ શક નથી; પરંતુ તારા એ પ્રેમપાત્રનો તારા તરફ કેવો ભાવ છે?" લલિતાએ પ્રશ્ન કર્યો.

"તે હું જાણતી નથી; કારણ કે તેઓ જો કે અહીં બે-ત્રણ માસથી આવ્યા છે; તો પણ તેમને મેં નજરોનજર કદિ પણ જોયા નથી અને તેથી તેમનો મારા તરફ કેવો ભાવ છે, તે હું શી રીતે કહું?" અલકાએ જવાબ આપ્યો.

"ઠીક; પરંતુ પિતાજી તથા માતુશ્રી તમારી આ વાતને જાણે છે કે નહિ?" લલિતાએ પુનઃ પૂછ્યું.

"નહિ, તેઓ મારી આ વાતને જરા પણ જાણતાં નથી; કારણ કે મેં આ વાતને બહુજ ગુપ્ત રાખી છે. જો તેને જાણતી હો, તો તે માત્ર તુંજ છે અને તે પણ તને મેં અત્યારે તેનાથી જાણીતી કરી એટલેજ. પ્યારી સખી! મારા આ પ્રેમનું શું પરિણામ આવશે એટલે કે મહારાણા તેનો સ્વીકાર કરશે કે નહિ તથા માતાપિતા તે કબુલ કરશે કે નહિ, એની મને બહુ ચિંતા થાય છે. શું તું મને આ ચિંતાસાગરમાંથી તરી પાર થવાનો કોઇ ઉપાય નહિ બતાવે?" રાજકુમારી અલકાસુંદરીએ લલિતાના પ્રશ્નનો ઉત્તર આપીને દીન વાણીથી પૂછ્યું.

"વાહ, વાહ! અત્યારસુધી તો વાતને મારાથી ગુપ્ત રાખી અને હવે ઉપાય બતાવવા માટે વિનંતિ કરો છો, એ કેવી વાત? હું તો કોઇએ તમને ઉપાય બતાવવાની નથી." લલિતાએ હસીને કહ્યું.

"લલિતા ! પ્યારી સખી ! મશ્કરીની વાત જવાદે અને કૃપા કરીને મને કોઇ ઉપાય બતાવ કે જેથી કરીને મારા દુઃખી જીવને આરામ થાય." અલકાએ પુનઃ દીનતાથી કહ્યું.

"અલકાબ્હેન !" લલિતાએ ગંભીરતાપૂર્વક કહ્યું "મશ્કરી કરવાનો મારો સ્વભાવજ છે એટલે તમે મનમાં કાંઇ લાવશો નહિ. મને લાગે છે કે આ ચિંતામાંથી મુક્ત થવાના બે ઉપાય છે. એક તો એ છે કે તમારા માતાપિતાના કાને તમારા પ્રેમની વાત પહોંચાડવી અને તેમની પાસેથી તેની કબુલાત લેવી અને બીજો ઉપાય એ છે કે મહારાજાના પ્રેમને જીતવો. હવે પેલા ઉપાયને તો હું અજમાવી જોઇશ; પરંતુ બીજા ઉપાયને તમારે અજમાવવો પડશે, કેમ ખરૂં કે નહિ ?"

રાજકુમારી એ સાંભળીને ક્ષણ વાર નિરુત્તર રહી. તે પછી તેણે કહ્યું "બરોબર છે. જો માતાપિતાની પાસેથી તું મારી વાતની કબુલાત મેળવીશ તો હું બીજો ઉપાય અજમાવી જોઇશ; પછી બને તે ખરૂં."

"હું તો માતુશ્રીને આજેજ તમારા પ્રેમની વાત કહીને તથા તેમને બરોબર સમજાવીને કબુલાત મેળવી લઇશ; પરંતુ તમે મહારાજાના પ્રેમને શી રીતે જીતશો ? લલિતાએ પૂછ્યું.

"હું પણ એજ વિચાર કરી રહી છું કે તેમના પ્રેમને મારે શી રીતે જીતવો ? તું કાંઇ ઉપાય બતાવીશ ?" અલકાસુંદરીએ સામો સવાલ કર્યો.

"એનો ઉપાય તો એજ છે કે તમે કોઇ પણ રીતે તેમને એકાંતમાં મળો અને વખત જોઇને તમારા દિલની વાત તેમને કરો. આ સિવાય બીજો ઉપાય મારા સમજવામાં આવતો નથી." લલિતાએ ઉપાય દર્શાવ્યો.

"પરંતુ મારાથી તેમને શી રીતે મળાશે ? અને મળવાનું બનશે, તો દિલની વાત તેમને શી રીતે કરાશે ?" અલકાએ પુનઃ પૂછ્યું.

"મારા સમજવા પ્રમાણે તેમને બાગમાં આવવાનો સમય થઇ ગયો છે અને તે આવ્યા પછી હું જોઉં છું કે તેમને મળતાં અને તેમની સાથે વાત કરતાં તમને કેવીક લજ્જા આવે છે ! નાહક ઢોંગ શા માટે કરી રહ્યા છો ? પોતાના પ્રેમ પાત્રને મળવાને માટે તો આતુર થઇ રહ્યા છો અને વળી ભાવ શું કામ ખાઓ છો ?" લલિતાએ સ્મિત હાસ્ય કરીને કહ્યું.

"ઠીક, લલિતા ! તું કહે તે ખરૂં. હું તેમને મળવાને માટેજ અત્રે આવી છું પછી છે કાંઇ ?" અલકાએ આડંબરનો ત્યાગ કરીને કહ્યું.

"હવે કેવા ઠેકાણે આવ્યા !" એમ કહી લલિતાએ આસપાસ

જોઇને સૂચના કરી. " જુઓ, અલકાબ્હેન ? સામેથી તમારા મનના માલિક આવે છે, તેની સાથે બરોબર વાર્તાલાપ કરજો અને તેમને તમારા પ્રેમ પાસમાં જરૂર સપડાવી લેજો. હું હવે જાઉ છું."

લલિતા હસતી હસતી એ પ્રમાણે સૂચના કરીને ચાલી ગઈ અને અલકાસુંદરી સામેથી મહારાણા પ્રતાપસિંહને આવતાં જોઈને સ્તબ્ધ થઈને ઉભી રહી.

નિત્યના નિયમ પ્રમાણે પ્રતાપસિંહ પ્રાતઃ કાલમાં વહેલા ઉઠીને વિકસિત બનેલાં પુષ્પોની તાજી હવાનો ઉપભોગ કરવાને બાગમાં આવ્યો હતો. તેણે આ વખતે સાદાં અને શ્વેત વસ્ત્રો પરિધાન કરેલાં હતાં. અગાધ ચિંતા અને અસહ્ય દુઃખથી તેનું ભવ્ય મુખ જો કે ઉદાસ જણાતું હતું અને તેની આંખો જો કે ઉંડી પેસી ગઇ હતી; તો પણ તેના શરીરના મજબુત બાંધામાં, તેના મુખની ભવ્યતામાં અને તેની આંખોના તેજમાં બહુ ન્યુનતા થઈ નહોતી. પ્રતાપસિંહ ફરતો ફરતો અને બાગની સુગંધી હવાનો ઉપભોગ કરતો કરતો અલકાસુંદરી જે આમ્રવૃક્ષ નીચે નિશ્ચળ ભાવે ઉભી હતી, તેની નજીક આવી પહોંચ્યો અને આવતાંજ ત્યાં અલકાને અવનત મુખે ઉભેલી જોઇને તે ત્યાં ઉભો થઇ રહ્યો. જ્યારથી પ્રતાપે મેવાડનો ઉદ્ધાર કરવાને અને સ્વદેશની સ્વતંત્રતા સાચવવાને માટે સર્વ ભોગ વિલાસનો ત્યાગ કર્યો હતો, ત્યારથી તેનું હૃદય ઘણે ભાગે શુષ્ક થઈ ગયું હતું અને તેમાંથી સ્નેહ રૂપી અમૃત કેટલેક અંશે સુકાઇ ગયું હતું અને તેથી કોઇ પણ સુંદર સ્ત્રીને જોઇને તેના હૃદયમાં કશી પણ અસર થતી નહોતી; પરંતુ અત્યારે અલકાસુંદરીને જોઇને અને તેના અલૌકિક રૂપને અવલોકીને તેને સ્વાભાવિક રીતેજ અજાયબી થઇ અને તેના હૃદયમાં ચમત્કારીક અસર પણ થઈ. તેણે અલકાને બરોબર ધ્યાન પૂર્વક જોઇ લીધી અને તે પછી તેને તેની સાથે વાર્તાલાપ કરવાની જીજ્ઞાસા થઈ. તેણે તુરતજ મીઠા અને મધુર અવાજે પૂછયું." તમે કોણ છો અને અહીં શા માટે ઉભા છો ?"

અલકાએ કાંઇ પણ ઉત્તર નહિ આપતાં મોન સેવવાનું જ ઉચિત વિચાર્યું.

પ્રતાપસિંહે ફરીથી પૂછયું. "કેમ ઉત્તર આપતાં નથી ? મેં સાંભળ્યું છે કે ઠાકોર રાયધવલને એક અલૌકિક સૌંદર્યવતી પુત્રી છે; શું તે તમે તો નહિને ?"

અલકાએ આ વખતે આડી નજરે પ્રતાપસિંહના મુખને એકવાર જોઈ લીધું; પરંતુ કાંઇ જવાબ આપ્યો નહી.

"અને જો તમે ઠાકોર રાયધવલના પુત્રી હો, તો મારા સમજવા પ્રમાણે તમારૂં નામ અલકાસુંદરી છે, કેમ ખરૂં ને?" પ્રતાપસિંહે પુનઃ પુછ્યું.

અલકાની લજ્જા હવે પલાયન કરી ગઇ હતી. તેણે પોતાના અવનત મુખને ઉંચુ કરીને પ્રતાપસિંહના મુખ ઉપર પોતાનાં કમળ સમાન નેત્રો સ્થાપીને કહ્યું, "આપની ધારણા સત્ય છે. હું ઠાકોર રાયધવલની પુત્રી છું અને મારૂં નામ અલકાસુંદરી છે."

"મેં તમને આજસુધી નજરો નજર જોયા નહોતા અને તેથી અત્યારે આગમચ હું તમને ઓળખી શકયો નહોતો; પરંતુ તમને જોતાંજ મેં જે કલ્પના કરી હતી; તે તમારા કથનથી સત્ય નીવડી છે. અલકાસુંદરી! જેવું તમારૂં નામ છે, તેવુંજ તમારૂં રૂપ પણ અલૌકિક છે." પ્રતાપસિંહે આનંદસહ કહ્યું.

અલકાસુંદરી પોતાના રૂપના વખાણ સાંભળીને શરમાંઇ ગઇ. શરમથી તેના ગાલો ઉપર લાલ રંગની છટા વિલસી રહી.

પ્રતાપે તેને શરમાઇ જતી જોઇને કહ્યું. "રાજકુમારી! શા માટે શરમાઓ છો? તમારા રૂપની મેં જે પ્રશંસા કરી છે, તે મિથ્યા નહિ; કિન્તુ કેવળ સત્ય છે અને તેથી તમારે શરમાવાનું કાંઇ કારણ નથી; પરંતુ તમે કોઇ દિવસ નહિ ને આજે સવારમાં વહેલા બાગમાં શા માટે આવ્યા છો? જ્યારથી અમે અહીં આવ્યા ત્યારથી આ બાગમાં હું હમેશાં દિલને આરામ આપવાને માટે સવારમાં આવું છું; પરંતુ આજ પર્યંત તમને મેં જોયા નથી અને તેથીજ હું તમને એ સવાલ કરૂં છું."

મહારાણાના પ્રશ્નનો શો ઉત્તર આપવો, તેની અલકાને સમજણ પડી નહિ અને તેથી તે નિરુત્તર રહી. તેને નિરુત્તર રહેલી જોઇને પ્રતાપસિંહે પુનઃ સવાલ કર્યો. "કેમ ઉત્તર આપતાં નથી, અલકાસુંદરી! શું તમે શરમાઓ છો!"

અલકાએ વિચાર્યું કે હવે ઉત્તર આપ્યા સિવાય ચાલે તેમ નથી અને તેથી તેણે કહ્યું. "મેવાડના પુણ્યશ્લોક મહારાણાના દર્શન કરવાની ઇચ્છા હૃદયમાં કેટલાએ દિવસોથી હતી અને તેથી એ ઇચ્છાને તૃપ્ત કરવાની ખાતર હું અત્રે આવી છું. આજ આપના પવિત્ર દર્શન કરીને હું કૃતાર્થ થઇ છું."

પ્રતાપસિંહે હસીને કહ્યું. "વાહ, વાહ, રાજકુમારી! તમે ઉત્તર તો સારો આપો; પરંતુ મેવાડનો પુણ્યશ્લોક મહારાણો પ્રતાપસિંહ

આ દુનિયા ઉપર નથી: હવે તો તેના બદલે સીધો—સાદો રાજપૂત પ્રતાપજ છે અને તેથી તમે કોના દર્શન કરીને કૃતાર્થ થાઓ છો ?"

અલકાએ જવાબ આપ્યો. "મહાપુરૂષો પોતાની પ્રશંસા સ્વમુખે કરતાં નથી; તેઓ તો હમેશાં લઘુતાજ બતાવ્યા કરે છે અને એજ એમની પ્રભુતાનું લક્ષણ છે. આપ ભલે પોતાને સીધા—સાદા રાજપૂત માનતા હો: પરંતુ હું તો આપને મેવાડના પુણ્યશ્લોક મહારાણા ગણું છું અને તેથી આપના દર્શન કરીને કૃતાર્થ થઇ છું."

"અલકાસુંદરી ! મારી પાસે નથી રાજપાટ કે નથી વૈભવવિલાસ, નથી વિશાળ સૈન્ય કે નથી અખુટ સંપત્તિ અને નથી ધનદોલત કે નથી રાજ્યચિહ્ન, તે છતાં તમે મને મેવાડનો મહારાણો શી રીતે ગણો છો ? તે હું સમજી શકતો નથી." પ્રતાપસિંહે કહ્યું.

"એ વાત ખરી છે કે આપની પાસે એ બધાં બાહ્ય સાધનો નથી: પરંતુ તેથી શું થઇ ગયું ? આપની ઓજસ્વિની મુખમુદ્રા, આપનો ભવ્ય દેખાવ, આપની તીવ્ર આંખો; આપના આજાનુ બાહુ અને તે ઉપરાંત આપની વીરતા, આપની સ્વદેશપ્રીતિ, આપની સ્વમાન સાચવવાની દઢતા અને આપની મેવાડનો ઉદ્ધાર કરવાની દઢ પ્રતિજ્ઞા આદિ હજુ પણ આપનામાં છે અને તેથી હું આપનેજ મેવાડના મહારાણા ગણું છું." અલકાએ જવાબ આપ્યો.

"આ વખતે હું મેવાડનો મહારાણો નહિ હોવા છતાં પણ જ્યારે તમે મને ઠરાવો છો, ત્યારે મને લાગે છે કે તમારો મારા તરફ પક્ષપાત છે." પ્રતાપસિંહે કહ્યું.

"હા, આપ જો એને પક્ષપાત ગણતા હો, તો હું પણ તેને પક્ષપાત ગણું છું." અલકાએ કહ્યું.

"પરંતુ મારા તરફ પક્ષપાત રાખવાનું તમને શું કારણ છે ?" પ્રતાપસિંહે પૂછ્યું.

અલકાએ ક્ષણવાર વિચાર કરીને જવાબ આપ્યો. "કારણ ! કારણ તો કાંઇએ નથી; પરંતુ ગુણવાન પુરૂષોનો કોણ પક્ષપાત કરતું નથી ?"

"એ ઠીક છે: પરંતુ કારણ તો કાંઇક હોવું જોઇએ." પ્રતાપે કહ્યું.

"કદાચ હોય પણ ખરૂં; તે જાણીને આપ શું કરશો ?" અલકાએ અર્થસૂચક સ્વરે પૂછ્યું.

"એને જાણીને હું શું કરીશ, એ સ્વાલ નિરાળો છે; પરંતુ તમારો

મારા તરફ શું કારણથી પક્ષપાત છે, એ જાણવાને તો હું બહુજ આતુર છું." પ્રતાપસિંહે ઉત્તર આપ્યો.

અલકાએ વિચાર કર્યો કે હવે ધીરે ધીરે અગત્યના સ્વાલ ઉપર આવવાની અગત્ય છે અને તેથી તેણે કહ્યું, "મહારાણા! આપની પ્રત્યે મારો પક્ષપાત ખાસ કરીને શું કારણથી છે, તે હું બરોબર જાણતી નથી; હું જાણું છું માત્ર એટલુંજ કે આપ મેવાડના પુણ્યશ્લોક મહારાણા છો, દૈવી પુરૂષ છો, વીરશિરોમણી છો અને સર્વગુણસંપન્ન રાજેન્દ્ર છો. આપની પ્રત્યેના મારા પક્ષપાતનું આથી અન્ય કારણ આપ શું જાણવા માગો છો!"

"અલકાસુંદરી!" પ્રતાપસિંહે કહ્યું. "એક માણસની માત્ર મ્હોડેથી પ્રશંસા કરવી, એ કાંઇ તેના તરફના પક્ષપાતનું ખરૂં કારણ નથી."

"મહારાણા!" અલકાએ જરા સ્પષ્ટતાથી કહ્યું. "એક પુરૂષ તરફ એક સ્ત્રીનો કોઇ પણ પ્રકારના ખાસ કારણ વિના પક્ષપાત હોવાનું પ્રેમ–સ્નેહ સિવાય બીજું શું કારણ હોઇ શકે! આપ આવા સીધા અને સરલ વિષયને સમજી શકતાં નથી, એ કેવી વાત?"

"અલકાસુંદરી! હું તમારી મર્મયુક્ત વાતને બરોબર સમજી શકતો નથી; માટે તમારે જે કહેવાનું હોય, તે હજુ પણ વધારે સ્પષ્ટતાથી કહો, તો શી હરકત છે?" પ્રતાપસિંહે જીજ્ઞાસાથી કહ્યું.

અલકા વિચારમાં પડી ગઇ. તેણે પોતાના મનથી વિચાર કર્યો કે હવે ખરી હકીકત કહ્યા સિવાય અર્થ સરે તેમ નથી. તેણે પોતાનાં વિશાળ લોચનોને પ્રતાપસિંહના મુખ ઉપર સ્થાપીને અતિ મીઠા અને કોમળ સ્વરે કહ્યું. "મહારાણા! આપના તરફ મારો પક્ષપાત હોવાનું કારણ માત્ર એટલુંજ છે કે મેં મારાં તન–મન અને ધન આપને અર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે અને તેથી આપની હું જેટલી પ્રશંસા કરૂં તેટલી થોડીજ છે; આપને મેવાડના મહારાણા તો શું પરંતુ સમસ્ત ભારતવર્ષના રાજાધિરાજની ઉપમા આપું તો પણ તે મારા મનથી કાંઇજ નથી."

પ્રતાપસિંહે અજાયબ થઇને પૂછ્યું. "તમે તમારાં તન–મન અને ધન મને અર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે, એટલે શું? એનો અર્થ શો છે?"

"એનો અર્થ એજ છે કે હું આપને ચાહું છું અને તે આજથી નહિ; પરંતુ જ્યારથી મેં આપની સ્વદેશ અને સ્વમાનનું રક્ષણ કરવાની

તીવ્ર ઉત્કંઠાની વાત સાંભળી છે, ત્યારથી જ હું આપને ચાહતી આવી છું." અલકાએ લજ્જાનો સર્વથા ત્યાગ કરીને ઉત્તર આપ્યો.

પ્રતાપ તેના સ્પષ્ટ ઉત્તરથી વિશેષ અજાયબ થઇ ગયો. તેણે ગંભીરતાથી કહ્યું. "અલકાસુંદરી ! તમે મારી સ્વદેશ અને સ્વમાનના રક્ષણ કરવાની તીવ્ર ઉત્કંઠાની વાત સાંભળી હશે, એ ઠીક છે; પરંતુ તેથી કરીને મને ચાહવામાં—તમારૂં દિલ મને અર્પણ કરવામાં તમે ઉતાવળ કરી છે."

"એનું કારણ ?" અલકાએ જીજ્ઞાસાથી પૂછ્યું.

"એનું કારણ એ છે કે મેવાડનો ઉદ્ધાર કરવાને માટે મેં સર્વ ભોગવિલાસનો ત્યાગ કર્યો હોવાથી સંસારમાં રહ્યા છતાં પણ હું એક સંન્યાસી છું અને તેથી અલકાસુંદરી ! સંસારના ભોગવિલાસને તિલાંજલી આપીને વિરક્ત જીવન ગુજારતાં મારા જેવા એક સામાન્ય પુરૂષને ચાહવામાં તમે ઉતાવળ કરી છે, એ મારૂં કથન શું સત્ય નથી ?" પ્રતાપસિંહે કારણ દર્શાવતાં પૂછ્યું.

"મહારાણા ! મને ક્ષમા કરજો; પરંતુ મારે કહેવું જોઇએ છે કે આપનું કથન સત્ય નથી. મેવાડના ઉદ્ધારને માટે આપે ભોગવિલાસનો ત્યાગ કર્યો હોય તો ભલે કર્યો; કારણ કે દેશના કલ્યાણને માટે એના જેવું બીજું ઉત્તમ કાર્ય એકે નથી; પરંતુ તેથી કોઇ પણ કુમારી બાલાનો આપને ચાહવાનો અધિકાર શું ચાલ્યો જાય છે કે જેથી આપ તેને ઉતાવળ કહો છો ?" અલકાસુંદરીએ સામો પ્રશ્ન કર્યો.

"અલકાસુંદરીના આ પ્રશ્નનો શો ઉત્તર આપવો, એની પ્રતાપસિંહને ખબર પડી નહિ અને તેથી તેણે કહ્યું. "અલકાસુંદરી ! તમારો એ પ્રશ્ન ઘણોજ કઠિન છે અને તેથી તેનો ખરો અને વ્યાજબી ઉત્તર શો આપવો, એની મને સમજણ પડતી નથી; પરંતુ તેમ છતાં તમે મને ચાહવામાં ઉતાવળ કરી છે એટલુંજ નહિ; પણ મને ચાહવામાં તમે ભૂલો છો, એમ કહ્યા સિવાય મને ચાલતું નથી."

અલકાએ તેનો પ્રતિવાદ કરતાં કહ્યું. "મહારાણા ! આપ જ્યારે મારા પ્રશ્નનો વ્યાજબી ઉત્તર આપી શકતા નથી, ત્યારે આપને ચાહવામાં મેં ઉતાવળ કરી છે અથવા તો તેમ કરવામાં હું ભૂલું છું, એમ આપ શા ઉપરથી કહો છો ?"

"તમે વિચાર કરો કે જ્યારે મેં સર્વ ભોગવિલાસનો ત્યાગ કરીને સાધુ જીવન ગુજારવાનો નિશ્ચય કર્યો છે અને જ્યાંસુધી મેવાડનો પુનરૂદ્ધાર ન થાય, ત્યાંસુધી મારા સંસારના સુખોનો સ્વીકાર થાય નહિ,

એની મેં પ્રતિજ્ઞા કરેલી છે, ત્યારે આવી સ્થિતિમાં તમે મને ચાહીને શું કરશો? તમે મને ચાહો કે ન ચાહો, એ બંને સરખુંજ છે; કારણકે મારા વર્તમાન સાધુ–જીવનમાં હું તમારો સ્વીકાર કરી શકું તેમ નથી અને તેથીજ હું કહું છું કે તમે મને ચાહવામાં ઉતાવળ કરી છે. મેવાડના મહારાણાને મોહીને જો તમે મને ચાહતા હો, તો તેમાં પણ તમારી ભૂલ થાય છે; કારણકે મેવાડના મહારાણાનું પદ હું ખોઇ બેઠો છું અને મેવાડનું એક નગર, એક કિલ્લો કે એક નાનું સરખું ગામડું પણ મારા કબજામાં નથી, એ ઉપરાંત મારાં ધન–દોલત–સુખ–સંપત્તિ ઇત્યાદિનો પણ નાશ થયો છે અને તેથી તમે મને ચાહીને બદલામાં મારો પ્રેમ સંપાદન કરીને જે સુખની આશા રાખી હશે, તેમાં તમને નિરાશા મળશે. અલકાસુંદરી! આ બધી વસ્તુસ્થિતિનો વિચાર કરી મને ચાહવાનું છોડી દો અને હું આગ્રહપૂર્વક કહું છું કે તેમ કરવામાંજ તમારૂં કલ્યાણ છે." પ્રતાપસિંહે સવિસ્તર હકીકત કહીને તેને સલાહ આપી.

અલકાસુંદરીએ આ સાંભળીને એક નિશ્વાસ મૂક્યો. તેણે કાંઇક દીલગીરી ભરેલા અવાજે કહ્યું. "એક સ્ત્રી જો એક પુરૂષને તેના ઐશ્વર્ય અને તેની સંપત્તિને માટે ચાહતી હોય, તો તે તેનો પ્રેમ નહિ; કિન્તુ મોહજ છે અને તે અધમ છે–સ્વાર્થી છે. મહારાણા! હું આપને ચાહું છું, તે આપના પદને કે આપના વૈભવવિલાસને માટે નહિ; પરંતુ આપના દૈવી ગુણોને અને આપની સ્વદેશસેવાની દઢ પ્રતિજ્ઞાને માટેજ ચાહું છું અને તેથી આપ સાધુ હો કે સંન્યાસી હો, ગરીબ હો કે તવંગર હો, મહારાણા હો કે સામાન્ય રાજપૂત હો અને સુખી હો કે દુઃખી હો, તે તરફ મારે શા માટે ધ્યાન આપવું જોઇએ? મહારાણા! આપને ચાહવામાં મેં સુખની લાલસા રાખીજ નથી અને તેથી આપે જો સર્વ ભોગવિલાસનો ત્યાગ કરીને સાધુ જીવન ગુજારવાનો નિશ્ચય કર્યો હોય, તો તેની મને શી દરકાર છે! આપ જેવા નરશ્રેષ્ટ અને પુરૂષોત્તમ પુરૂષનાં પવિત્ર ચરણોની સેવા કરવાને અને આપના સ્વદેશસેવાના પુણ્ય કાર્યમાં એક સ્ત્રી જેટલી સહાય પોતાના પ્રાણનાથને કરી શકે તેટલી સહાય કરવાને માટેજ હું આપને ચાહું છું–ખરા હૃદયથી ચાહું છું અને તેથી મહારાણા! હું આપને વિનંતી કરીને કહું છું કે આપ મારા પ્રેમનો સ્વીકાર કરો મને અનાથને સનાથ બનાવો."

પ્રતાપસિંહ અલકાસુંદરીની આ લાંબી દલીલ સાંભળીને વિચારમાં પડી ગયો. તેણે ક્ષણવાર વિચાર કરીને કહ્યું. "અલકાસુંદરી! તમારા હૃદયની શુદ્ધ લાગણી અને તમારી શુભેચ્છા જોઇને મને ઘણોજ

આનંદ થાય છે; પરંતુ તમારી એ લાગણી અને શુભેચ્છા કાયમ રહી રહેશે કે કેમ, એની મને શંકા છે. તમો જાણો છો કે મોગલ શહેનશાહ અકબર મને નમાવવા, ખુવાર કરવા અને બની શકે તો કેદી કેદ કરવાને માટે બહુજ આતુર થઈ રહ્યો છે અને તે માટે પોતાના સૈન્યને વારંવાર મોકલીને મને હેરાન કરવામાં કશી પણ મણા મૂકતો નથી. આવી વિપદ્ગ્રસ્ત સ્થિતિમાં મારે આ સ્થળનો ક્યારે અને કઈ ઘડીએ ત્યાગ કરવો પડશે, તે તથા આ સ્થળનો ત્યાગ કરીને મારે મારા આપ્ત જનોનો બચાવ કરવાને ક્યાં નાસી જવું પડશે, તે ચોક્કસ નથી અને તેથી મને ચાહવામાં અને મારો સ્નેહ સંપાદન કરવામાં તમને સુખનો અંશમાત્ર પણ મળવાનો સંભવ નથી. આ કારણથી હું તમને આગ્રહપૂર્વક કહું છું કે તમારો પ્રેમ મને અર્પણ કરીને મારો સ્નેહ તેના બદલામાં મેળવવાની વાતને તમે વિસારી દેજો."

અલકાસુંદરીએ ગંભીર ભાવથી કહ્યું "મહારાણા! હવે ક્યાં સુધી કસોટી કરશો? હું આપને એક વખત કહી ચૂકી છું અને વળી પણ કહું છું કે હું આપને ખરા હૃદયથી ચાહું છું અને તેથી આપ જો કદાચ મારા સ્નેહનો તિરસ્કાર કરશો; તો પણ આપના પ્રતિ મારો જે સ્નેહ બંધાયો છે, તેમાં સહેજ પણ ન્યૂનતા થશે નહિ."

અલકાસુંદરીની દૃઢતા જોઈને પ્રતાપસિંહ ઘડીભર વિચાર સાગરમાં ગોથાં ખાવા લાગ્યો. તેને શો જવાબ આપવો, એની તેને સમજણ પડી નહિ અને તેથી તે તેના પ્રતિ અનિમિષ નયનોએ જોતો મૌનપણે ઉભો રહ્યો.

અલકાસુંદરીએ તેને નિરુત્તર રહેલો જોઈને આવેશયુક્ત સ્વરે કહ્યું, "મહારાણા! હવે શો વિચાર કરો છો? આ આતુર હૃદયા બાળાને હવે શા માટે તલસાવો છો?"

પ્રતાપસિંહે તેનો કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ અને પૂર્વવત્ મૌનપણે તેની સામે જોતો ઉભો રહ્યો.

આ વખતે પણ તેને નિરુત્તર રહેલો જોઈને અલકાસુંદરીના ધીરજ રહી નહિ. તેણે પ્રતાપસિંહની નજીક જઈ તેના ચરણ ઉપર પોતાનું મસ્તક લગાવી દીધું અને પછી ગદ્ગદિત કંઠે કહ્યું, "મહારાણા! હૃદયેશ્વર! ભગવાન સૂર્યનારાયણની સાક્ષીએ હું મારું દિલ આપને અર્પણ કરીને મારું મસ્તક આપના ચરણમાં ધરું છું. ચાહે તો આપ તેનો સ્વીકાર કરો કે ચાહે તો તેને ઠોકર મારો; આપની ઇચ્છામાં આવે તેમ કરો;

પરંતુ હું તો આજથી–અત્યારથી આપની અર્ધાંગના બની ચુકી છું અને આપ મારા સ્વામી બન્યા છો."

આ શબ્દો બોલતાં બોલતાં અલકાનાં નેત્રોમાંથી અશ્રુઓની ધારા નીકળીને પ્રતાપસિંહના ચરણોને પલાળવા લાગી. આ દૃશ્ય જોઈને પ્રતાપસિંહનું હૃદય પીગળી ગયું અને તેથી તેણે તેનો કોમળ કર પકડીને તેને ઉઠાડતાં સ્નેહસૂચક સ્વરે કહ્યું. "અલકાસુંદરી! તમે તમારી અડગ શ્રદ્ધાથી મારા નિશ્ચયને ચલિત કરી નાંખ્યો છે; મારા અતિ કઠિન હૃદયને પીગળાવી નાંખ્યું છે. ઉઠો, અલકાસુંદરી! પ્યારી અલકા! હું તમારા સ્નેહનો સ્વીકાર કરૂં છું અને બદલામાં મારો સ્નેહ–મારૂં દિલ તમને અર્પણ કરૂં છું; માટે ઉઠો."

અલકા ઉભી થઇ ગઇ અને આનંદના અતિરેકથી પોતાના પ્રિયતમની સામે જોઇ રહી. આ વખતે તેના લાવણ્યના ભંડાર સમાન મુખચંદ્ર ઉપર હાસ્યની અપૂર્વ છટા વિલસી રહી હતી અને તેથી તેના સૌંદર્યમાં ઓર વૃદ્ધિ થયેલી હતી.

પ્રતાપસિંહે તેને પૂછ્યું "પ્યારી અલકાસુંદરી! ઠાકોર રાયધવલની આ વિષયમાં શી ઇચ્છા છે? તે આપણો પ્રેમ–સંબંધ કબુલ રાખશે ખરા?"

"તે સંબંધી આપને ચિંતા કરવાની નથી; કારણ કે મારા માતાપિતાનો મારા ઉપર એટલો બધો પ્રેમભાવ છે કે તેઓ મારી ઇચ્છાને અવશ્ય કબુલ રાખશે, એ નિઃસંશય છે." અલકાએ જવાબ આપ્યો.

"બહુ સારૂં; પરંતુ અલકા! તને એક વાત કહેવાની છે અને તે એ કે તારા પિતા આપણો પ્રેમ સંબંધ કબુલ રાખે એટલે આપણાં લગ્ન થશે; પરંતુ તે કોઇ પણ પ્રકારની ધામધૂમ વિના કરવાના છે એટલુંજ નહિ, પણ લગ્ન પછી તારે મારી જેમ સર્વ ભોગ–વિલાસનો ત્યાગ કરીને સાધુ–જીવન ગુજારવું પડશે. કહે, આ શરત તને કબુલ છે?" પ્રતાપે પુનઃ પૂછ્યું.

"હૃદયેશ્વર! આ તો શું, પણ આપની ગમે તે શરત મારે કબુલ છે. આપજ વિચાર કરો કે આપ જ્યારે સામાન્ય પર્ણકુટીમાં રહીને આપનું જીવન ગુજરતાં હશો, ત્યારે શું હું રાજમહેલમાં રહીને એશ-આરામ કરીશ? કદિ નહિ. હું તો આપની છાયાની જેમ આપના સુખમાં અને દુઃખમાં ભાગ લેવાને આપની આજ્ઞાનુવર્તિની બનીને આપની સાથેજ રહીશ અને આપના ચરણની સેવા કરીને મને પોતાને ભાગ્યશાલિની ગણીને આનંદને માનીશ." અલકાએ શરતનો સ્વીકાર કરતાં ઉત્તર આપ્યો.

પ્રતાપે હસીને કહ્યું. "બહુ સારૂં. હું હવે જાઉં છું."

એમ કહીને પ્રતાપ પોતાની પ્રિયતમાને પ્રેમમયી દૃષ્ટિથી જોતો જોતો આગળ ચાલ્યો એટલે અલકાએ તેને સંબોધીને ઉભા રહેવાની ઇશારત કરતાં તે ઉભો રહ્યો. અલકા તેની પાસે ગઈ અને પોતાનાં હસ્તમાં ગુલાબનાં પુષ્પોની તૈયાર કરેલી જે માળા હતી, તે તેના કંઠમાં પહેરાવી દીધી. પ્રતાપ તેનું ચાતુર્ય જોઇને હસી પડ્યો. તે પછી તેણે એ માળાને પોતાના કંઠમાંથી લઇને અલકાના કંઠમાં તેને આરોપણ કરી અને ત્યારપછી તે ત્વરાથી ત્યાંથી ચાલ્યો ગયો અને ગુલાબનાં પુષ્પોની એ માળા અલકાસુંદરીના સુંદર કંઠમાં અને તેના અતિ ઉચ્ચ સ્તન પ્રદેશ ઉપર સ્થાન મેળવીને કૃતાર્થ થઇ. ધન્ય એ માળાને અને અહોધન્ય એ અલકાસુંદરીને !



# પ્રકરણ ૨૫ મું.

## ભામાશાહની સ્વદેશભક્તિ.

મોગલોના ત્રાસથી બચવાને માટે મહારાણા પ્રતાપસિંહે પોતાના પરિવાર સાથે આબુથી બાર ગાઉ પશ્ચિમમાં દૂર આવેલા સુંધાના પહાડોમાં આવીને નિવાસ કર્યો હતો. આ પહાડોમાં કેવળ રાજપૂતોની વસતિ હતી અને તે સર્વમાં લોયાણાનો ઠાકોર રાયધવલ મુખ્ય રાજા હતો. ઠાકોર રાયધવલે મહારાણા પ્રતાપસિંહને આશ્રય આપ્યો હતો અને તેમને કોઇ પણ પ્રકારની ઓછાશ ન લાગે, એવી રીતે તેમની તે આગતા સ્વાગતા કરતો હતો. સુંધાના પહાડોમાં આવીને વસવાથી પ્રતાપસિંહને મોગલોના ત્રાસની ચિંતા ઓછી થઇ ગઇ હતી અને તેથી તે પોતાના મહારાણાના પદને છાજે તેવી સ્થિતિમાં આનંદપૂર્વક ત્યાં રહેતો હતો. પ્રતાપસિંહ જો કે અહીં આવીને સુખ-શાંતિમાં પડ્યો હતો; તો પણ તે પોતાની પ્રતિજ્ઞા વિસરી ગયો નહોતો. તે લોયાણા ગામની બહાર એક સાદી પર્ણકુટીમાં રહેતો હતો અને નિરસ ભોજન જમીને તથા ભોગવિલાસનો ત્યાગ કરીને સાધુ-જીવન ગુજારતો હતો. તેનાં આપ્તજનો તથા તેના સરદારો વગેરે પણ તેની સાથેજ રહેતાં હતાં અને તેઓ પણ તેનું અનુકરણ કરતાં હતાં. પ્રતાપસિંહે આ સ્થળે પોતાના ચિત્તની પ્રસન્નતાને માટે એક વાવ અને એક વિશાળ બાગ બનાવ્યાં

હતો.* આ બાગ માંહેના વિવિધ પ્રકારનાં વૃક્ષો અને પુષ્પોની મધુર હવામાં તે પોતાનો ઘણોખરો સમય ગુજારતો હતો. ચુંધાના પહાડોમાં આવી નિવાસ કરવાથી તથા ઠાકોર રાયધવલના ઉત્તમ આતિથ્યથી પ્રતાપસિંહને કેટલેક અંશે શાંતિનું જો કે ભાન થયું હતું; તો પણ હજુ તેના હૃદયમાંથી મોગલો તરફની ચિંતાનો સર્વથા નાશ થયો નહોતો અને તેથી તે તેમનાથી સર્વદા સાવચેતજ રહેતો હતો. તેણે પોતાના વિશ્વાસુ ભીલોને મોગલોની હીલચાલની ખબર રાખવા માટે રાખેલા હોવાથી તેઓ પ્રસંગોપાત્ત તેને જોઇતી ખબર મોકલાવતા હતા અને તેથી તે કેટલીક રીતે અગાઉ કરતાં નિશ્ચિંત હતો; તો પણ ચાલાક મોગલો તેનો પત્તો કોઇ વખતે પણ મેળવી લેશે, એવી તેને ખાતરી હોવાથી તે બહુજ સંભાળપૂર્વક રહેતો હતો. આ પ્રમાણે કેટલોક સમય ગુજાર્યા બાદ પ્રતાપસિંહ એક વખતે પોતે બંધાવેલી વાવના આગળના ચોરા ઉપર બેઠો હતો અને અનેક પ્રકારના વિચારોમાં લીન થઇ ગયો હતો, ત્યારે ભામાશાહ તથા ગોવિંદસિંહ ત્યાં આવી પહોંચ્યા અને તેને નમન કરીને તેની સામે ઉભા રહ્યા. પ્રતાપસિંહે વિચારનિદ્રામાંથી જાગૃત થઇને તેમની સામે જોયું અને તે પછી મંદ સ્મિત કર્યું.

ગોવિંદસિંહે તથા ભામાશાહે પણ તેના પ્રત્યુત્તર રૂપે મંદ સ્મિત કર્યું. ત્યારબાદ ક્ષણવાર રહી ગોવિંદસિંહે કહ્યું: "મહારાણા! મોગલોને આપણા આ નિવાસસ્થાનની પણ ખબર પડી ગઇ જણાય છે; કારણ કે બાદશાહનો અત્યંત માનીતો સેનાપતિ અબદુલરહીમખાં ખાનખાના મોગલોનું વિશાળ સૈન્ય લઇને આ તરફ ચાલ્યો આવે છે, એવી ખબર આપણો એક ભીલ હમણાંજ લાવ્યો છે, મને લાગે છે કે આપણને આ સ્થળનો ત્યાગ એકદમ કરીને અન્યત્ર ચાલ્યા જવાની અગત્ય છે."

પ્રતાપસિંહે આ ખબર સાંભળી લઇને કાંઇક દીલગીરીયુક્ત સ્વરથી પૂછ્યું "પરંતુ આપણે ક્યાં ચાલ્યા જઇશું? મેવાડની આસપાસનું એક પણ સ્થળ આપણા નિવાસને માટે યોગ્ય રહ્યું નથી; કારણ કે મોગલો પ્રત્યેક ગુપ્ત સ્થળથી જાણીતા થઇ ગયા છે અને તેથી તેઓ આપણને હવે જરા વાર પણ સુખે બેસવા દેશે નહિ. આ સ્થિતિમાં મારી માન્યતા પ્રમાણે આપણને સિંધના રણની પેલે પાર ચાલ્યા જવાની અગત્ય છે. કેમ, ભામાશાહ! તમારી શી માન્યતા છે?"

---

* પ્રતાપ પ્રતિજ્ઞા નાટકમાં તેના કર્ત્તા રા. રા. નથુરામ શુક્લ લખે છે કે આ વાવ અને બાગ હજુ પણ મોજુદ છે.

ભામાશાહ પોતાને પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવાને જતો હતો: પરંતુ તે દરમ્યાન ઠાકોર રાયધવલ ત્યાં આવી પહોંચ્યો અને પ્રતાપસિંહને નમન કરીને પૂછ્યું, "શી વાતચિત્ત ચાલી રહી છે, મહારાણા!"

મહારાણાએ ઠાકોર રાયધવલને હર્ષથી આવકાર આપી પોતાની પાસે બેસાર્યો અને તે પછી ઉત્તર આપ્યો. "ઠાકોર! હાલના સમયમાં બીજી શી વાતચિત્ત હોય? મોગલોને અમારા આ નિવાસસ્થાનની પણ ખબર પડી ગઇ છે અને તેથી તેઓ આ તરફ અમને પકડવાને માટે ચાલ્યા આવે છે; એવા સમાચાર અમારા એક દૂતે આપતાં અમે તે સંબંધી વિચાર કરીએ છીએ."

"શું મોગલોને આ સ્થળનો પણ પત્તો મળી ગયો! બહુજ આશ્ચર્યની વાત: પરંતુ આપે તે સંબંધી શો વિચાર કર્યો છે?" રાયધવલે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"અમે હજુ કોઇ પણ ચોક્કસ નિર્ણય ઉપર આવ્યા નથી; પરંતુ મારો વિચાર આ સ્થળનો ત્યાગ કરીને સિંધના રણની પેલે પાર ચાલ્યા જવાનો છે; કારણ કે હવે સ્વભૂમિનો ત્યાગ કર્યા સિવાય અન્ય એક પણ માર્ગ અમારા માટે અવશેષ રહેલો નથી અને તેથી હવે તો દૂરના દેશમાં જઇને કેવળ અજ્ઞાત અવસ્થામાં બાકીના જીવનને વ્યતિત કરવું, એજ હિતાવહ છે." પ્રતાપસિંહે જવાબ આપ્યો.

"મહારાણા!" રાયધવલે કહ્યું. "આપ કેટલેક અંશે નિરાશ થઇ ગયેલા હો, એમ આપનાં વચનો ઉપરથી મને જણાય છે; પરંતુ મારે કહેવું જોઇએ કે આપને આ સ્થળનો ત્યાગ કરવાનું તથા નિરાશ થવાનું કશું પણ પ્રયોજન નથી. આપ જેવા સ્વદેશાભિમાની મહાવીરને દરેક ઉપાયે સહાય કરવી, એને હું મારી ફરજ સમજતો હોવાથી મોગલોની સામે બચાવ કરવાને મારી પાસે જેટલું સૈન્ય છે, તે આપની સેવામાં અર્પણ કરૂં છું, એટલુંજ નહિ, પણ અન્ય ઠાકોરોને વિનંતિ કરીને તેમનાં સૈન્યોને પણ આપની સેવામાં અર્પણ કરાવીશ અને તેથી આપે આ સ્થળેથી ચાલ્યા જવાનો વિચાર માંડી વાળવો, એજ ઉત્તમ છે."

પ્રતાપસિંહે તેની આ ઉદારતા જોઇને કૃતજ્ઞતા દર્શાવતાં કહ્યું. "ઠાકોર! મને સહાય કરવાની તમારી તીવ્ર લાગણી જોઇને હું તમારો ઘણોજ ઉપકાર માનું છું. તમે મને આજ સુધી આશ્રય આપીને તથા મારૂં યોગ્ય આતિથ્ય કરીને તમારો જે રૂણી બનાવ્યો છે, તેનો યોગ્ય બદલો વાળી આપવાની મારામાં શક્તિ નહિ હોવાથી હું તેમાં વધારો

કરવાને હવે ધટતો નથી. મોગલોના વિશાળ સૈન્યની સામે તમારી નાની જાગીરને લડાઈમાં ઉતારીને તમને પણ મારી સ્થિતિમાં લાવી મૂકવા, એ મારી કેવળ મૂર્ખતાજ ગણાય અને તેથી હું હવે જેમ બને તેમ આ સ્થળનો ત્યાગ કરી જવાના વિચાર ઉપર આવવા માંડું છું."

મહારાણાના ઉપર્યુક્ત વચનો સાંભળીને રાયધવલ તેનો પ્રતિવાદ કરવા જતો હતો; પરંતુ તેને અટકાવીને મંત્રીશ્વર ભામાશાહે કહ્યું. "મહારાણા ! આ સ્થળનો ત્યાગ કરીને દૂરના પ્રદેશમાં ચાલ્યા જવાથી મેવાડનો ઉદ્ધાર કરવાની તથા તેની સ્વતંત્રતા પુનઃ મેળવવાની આપણા માથે જે જવાબદારી રહેલી છે, તેને શું આપણે વિસરી જશું નહિ ?"

"દૂરના દેશમાં ચાલ્યા જવાથી આપણે તેને જો કે સર્વથા વિસરી જશું નહિ; તો પણ વિસરી જવા જેવું કરીએ છીએ, એ સત્ય છે; પરંતુ અત્યારે આપણી જે દુર્બળ સ્થિતિ છે, તેમાં રહીને આપણે, શું મેવાડનો પુનરુદ્ધાર કરી શકીએ તેમ છીએ કે આપણે એ જવાબદારીને વળગી રહીને આપણા આશ્રયદાતાને પણ હેરાન કરવા તૈયાર થવું ?" મહારાણાએ ભામાશાહનાં પ્રશ્નનો ઉત્તર આપતાં પૂછયું.

ભામાશાહ તેનાં આ પ્રશ્નથી વિચારમાં પડી ગયો. તેણે કેટલોક સમય સુધી વિચાર કરીને કહ્યું. "મહારાણા ! આપના વિચારો આપણી વર્તમાન સ્થિતિનો વિચાર કરતાં જો કે અસત્ય તો નથી; તો પણ આપણે ગમે તે ભોગે મેવાડનો ઉદ્ધાર કરવોજ જોઇએ, એવો મારો દૃઢાગ્રહ છે."

"અને મારો પણ તેવોજ આગ્રહ છે." ગોવિંદસિંહે કહ્યું.

"તમારો ઉભયનો આગ્રહ બરોબર છે; પરંતુ આપણે મેવાડનો ઉદ્ધાર શી રીતે કરવો ? આપણી પાસે ધન નથી, સૈનિકો નથી અને તે ઉપરાંત યુદ્ધનાં સાધનો પણ નથી; તેમ છતાં મેવાડના ઉદ્ધારની જવાબદારીને વળગી રહીને આપણે શું કરવાના છીએ ?" મહારાણાએ પૂછયું.

ભામાશાહે કે ગોવિંદસિંહે તેનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ એટલે તેણે પુનઃ કહ્યું. "ભામાશાહ અને ગોવિંદસિંહજી ! આ સ્થળનો ત્યાગ કરીને અન્યત્ર ચાલ્યા જવાથી આપણે જે કઠોર પ્રતિજ્ઞા લીધી છે, તેને ત્યજી દઇને આપણા કર્તવ્યથી ચલિત થવું, એવો મારા કથનનો ભાવાર્થ નથી. મારૂં કથન તો એટલુંજ છે કે મેવાડના ઉદ્ધારની જ્યારે એક પણ આશા રહી નથી, ત્યારે આપણે અહીં પડ્યા રહીને અન્યને ભારરૂપ શા માટે થવું જોઇએ ! આપણી પાસે જો ધન હોત, જો સૈન્ય હોત અને જો યુદ્ધનાં સાધનો હોત, તો શું આપણે આપણી માતૃભૂમિનો

ત્યાગ કરીને અન્યત્ર ચાલ્યા જવાનું પસંદ કરત ખરા ? નહિજ; પરંતુ જ્યારે આપણી પાસે કાંઈ પણ સાધન નથી, ત્યારે નાહક આપણે અહીં શા માટે પડ્યા રહેવું જોઇએ ?"

ભામાશાહે તુરતજ કહ્યું. "મહારાણા ! આપણી પાસે કશું પણ સાધન નથી અને તેથી અહીં શા માટે પડ્યા રહેવું જોઇએ, એ આપની માન્યતા સત્ય છે; પરંતુ આપણે જો ધન વગેરે સાધનો મેળવી શકીએ, તો પછી આપણને અહીં રહેવાને અને મેવાડના ઉદ્ધારને માટે પ્રયાસ કરવાની કાંઇ હરકત છે ખરી ?"

"નહિ, તો પછી કશી પણ હરકત નથી; પરંતુ આપણી પાસે ધન વગેરે સાધનો નથી, તેનું કેમ ?" પ્રતાપસિંહે તેની વાતને સ્વીકારતાં પૂછ્યું.

"મહારાણા !" ભામાશાહે કહ્યું. "આપની વાત ઠીક છે; પરંતુ જો આપ ધન વગેરે સાધનના અભાવે નિરાશ થઇને મેવાડનો ત્યાગ કરવા ઈચ્છા ધરાવતા હો, તો આપની એ ઈચ્છાને અંતરમાંજ સમાવી દો; કારણ કે મારી પાસે આપના રાજ્યની સેવા કરીને મારા પૂર્વજોએ મેળવેલું જે પુષ્કળ ધન છે, તેને મેવાડના ઉદ્ધારને માટે આપના ચરણોમાં નજર કરૂં છું. એ ધનથી પચીશ હજાર માણસના સૈન્યને બાર વર્ષ સુધી નભાવી શકાય તેમ છે; માટે મહારાણા ! મારી આ સામાન્ય પ્રાર્થનાનો સ્વીકાર કરી દૂરના દેશમાં ચાલ્યા જવાના વિચારને આપ તિલાંજલી આપી દો."

ભામાશાહની આ અપૂર્વ સ્વદેશભક્તિ અને તેનું અલૌકિક સ્વાર્પણ જોઇને પ્રતાપસિંહે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું. "મંત્રીશ્વર ! તમારી ઉદારતાને માટે હું તમને ધન્યવાદ આપું છું, પરંતુ જે ધન તમારૂં છે, તેને મારે શામાટે લેવું જોઇએ ? અને તમારે મને શામાટે આપી દેવું જોઇએ ?"

ભામાશાહે કાંઇક દીલગીરી ભરેલા અને કાંઇક આવેશપૂર્ણ સ્વરથી કહ્યું. "મહારાણા ! આપ શું કહો છો, તે હું સમજી શકતો નથી. જે ધન આપને હું અર્પણ કરવા માગું છું, તે અલબત મારા કબજામાં છે; પરંતુ તેથી તે મારૂં શી રીતે થયું ? મારા પૂર્વજોએ આપના પૂર્વજોની સેવા કરીને તે ધન મેળવેલું છે અને તેથી વસ્તુતઃ તે આપનું જ છે; મેવાડના મહારાણા તરીકે આપ જ તેના સ્વામી છો. સેવકની સંભાળ લેવાની અને તેને દુઃખમાં સહાય કરવાની જેમ સ્વામીના માથે ફરજ રહેલી છે, તેમ સ્વામીના દુઃખે દુઃખી થવાની અને પોતાનું

સર્વસ્વ અર્પણ કરીને પણ તેની યત્કિંચિત્ સેવા બજાવવાની ફરજ સેવકની ઉપર રહેલી છે. મારી આ ફરજના અંગે હું મારી પાસેના ધનને આપને જ્યારે અર્પણ કરવા માગું છું, ત્યારે આપે તેનો અસ્વીકાર શામાટે કરવો જોઇએ ? સ્વામી-સેવકના સંબંધને ઘડીભર બાજુએ રાખીએ; તો પણ જે ભૂમિ મારી જન્મદાતા છે, જે ભૂમિમાં રહીને મેં મારૂં આટલું જીવન સુખપૂર્વક વ્યતિત કર્યું છે, જે ભૂમિના અન્નપાણીથી મારૂં શરીર પોષાયું છે, જે ભૂમિ મારા દેશબાંધવોની આશ્રયપ્રદાતા છે અને જે ભૂમિની સુશીતલ છાયામાં વસીને મેં યથેષ્ટ આનંદને અનુભવ્યો છે, તે પ્રિય જન્મભૂમિના ઉદ્ધારને માટે પણ મારે મારા સર્વસ્વનું સ્વાર્પણ કરવું, એ મારો ધર્મ છે અને એ ધર્મને બજાવવાને માટે મારી પાસે જે દોલત છે, તે આપને અર્પણ કરતો હોવાથી તેને તમારે શામાટે આપી દેવું જોઇએ ? એવો પ્રશ્ન પુછવાની આપને અગત્ય નથી અને તેથી મારી માગણીનો સ્વીકાર કરવાની હું આપને આગ્રહ પૂર્વક વિનંતિ કરૂં છું.

પ્રતાપસિંહે હર્ષપૂર્વક કહ્યું. " મંત્રીશ્વર ! તમારા વડિલોએ મારા વડિલોની સેવા કરીને જે ધન મેળવ્યું હોય, તે વાસ્તવિક રીતે જોતાં તમારૂં જ કહેવાય અને તેથી તેની ઉપર મારો જરા પણ અધિકાર ગણાય નહિ; પરંતુ તેમ છતાં તમે જ્યારે તેને મેવાડના ઉદ્ધારને માટે અર્પણ કરવાને તૈયાર થયા છો, ત્યારે હું તેનો સ્વીકાર કરવાનું ઉચિત માનું છું અને તમારી આવી અલૌકિક ઉદારતા માટે તમને શતકોટી ધન્યવાદ આપું છું. ભામાશાહ ! તમારા ધનથી મેવાડનો જો ઉદ્ધાર થશે, તો તેનો સઘળો યશ તમને જ મળશે અને રાજપુત જાતિનું ગૌરવ તમે જ સાચવી રાખ્યું છે, એમ ગણાશે. તમારી આ ઉદારતા અને અપૂર્વ સહાયથી મારામાં હવે નવિન ચૈતન્યનો વાસ થયો છે અને તેથી હું હવે દૂરના દેશમાં ચાલ્યા જવાના મારા વિચારને માંડી વાળું છું અને મેવાડના કલ્યાણના કાર્યમાં પુનઃ જોડાવાની વધારે દૃઢાગ્રહથી પ્રતિજ્ઞા કરૂં છું."

ભામાશાહે પ્રતાપસિંહને નમન કરીને કહ્યું. " મહારાણા ! મારી મિથ્યા પ્રશંસાની વાતને જવા દો; કારણ કે મેં જે કાંઇ કર્યું છે, તે મારી ફરજથી વિશેષ નથી કર્યું અને તેથી મારી પ્રશંસા કરવાની કે મને ધન્યવાદ આપવાની જરૂરીઆત નથી. આપે કૃપા કરીને મારી વિનંતિનો સ્વીકાર કર્યો, એજ મારા મોટા ભાગ્યની વાત છે. મારૂં ધન મે-

વાડના ઉદ્ધારને માટે વપરાશે, એ વિચારથી મને ઘણો જ આનંદ થાય છે."

ઠક્કર રાયધવલે ભામાશાહની પ્રશંસા કરતાં કહ્યું. "મંત્રીશ્વર! તમારી આવી ઉદારતા અને દેશનો ઉદ્ધાર કરવાની તમારી તીવ્ર લાગણી જોઇને મને ઘણો જ આનંદ થયો છે. જન્મભૂમિના કલ્યાણને માટે તમે આજે જે સ્વાર્પણ કર્યું છે, તે ઇતિહાસમાં સોનેરી અક્ષરોથી સર્વદા કોતરાઇ રહેશે અને તેથી મેવાડના ઉદ્ધારનું બધું માન તમને જ મળશે, એમ મહારાણાનું કહેવું છે, તે સર્વથા સત્ય છે. ધન્ય છે, ભામાશાહ! તમારા જેવા પોતાના દેશ અને સ્વામીના સાચા સેવકને સહસ્રવાર ધન્ય છે!"

"અને હું પણ ઠાકોર રાયધવલજીના મતને મળતો આવું છું: કારણકે મંત્રીશ્વર! તમે તમારું સઘળું ધન દેશના ઉદ્ધારને માટે અર્પણ કરીને સ્વદેશભક્તિનું જે ઉત્તમ કાર્ય કર્યું છે, તે માટે તમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો જ છે અને તમારી જેટલી પ્રશંસા કરીએ, તેટલી પણ થોડી જ છે. મારે નિર્વિવાદપણે કહેવું જોઇએ છે કે આજે તમે કરેલા સ્વાર્પણથી મેવાડીઓની ચાલી જતી આબરુનું રક્ષણ થયું છે એટલું જ નહિ, પણ તેનું નાશ પામતું ગૌરવ સચવાઇ રહ્યું છે." ગોવિંદસિંહે પોતાના ખરા હ્રદયથી કહ્યું.

મંત્રીશ્વર ભામાશાહે આ ઉભય વીરોએ કરેલી પોતાની પ્રશંસા સાંભળીને કહ્યું. "ઠાકોર રાયધવલજી તથા સલુંબરરાજ! મારા પ્રત્યેની તમારી ઉભયની શુભ લાગણી જોઇને હું તમારો અત્યંત ઉપકાર માનું છું; પરંતુ તમે મારી જે પ્રશંસા કરો છો, તેને માટે હું યોગ્ય નથી; કારણકે મેં જે કાંઇ યત્કિંચિત્ સ્વાર્પણ કર્યું છે, તે મારી ફરજના અંગે જ કરેલું છે."

આ વાતચિત થઇ રહ્યા પછી મહારાણા પ્રતાપસિંહે કહ્યું. "ભામાશાહ! તમે હવે તમારું ધન કે જેને મેવાડના ઉદ્ધારને માટે અર્પણ કરવાને તૈયાર થયા છો; તેને અત્રે લાવવાની વ્યવસ્થા કરવાને આપણા કેટલાક વિશ્વાસુ ભીલોને લઇને જાઓ અને અમે આસપાસના પ્રદેશમાંથી સૈનિકોને એકત્ર કરવાના કાર્યમાં જોડાઇએ છીએ."

"જેવી મહારાણાની આજ્ઞા." એમ કહીને ભામાશાહ ત્યાંથી તેને નમન કરીને પોતાને સોંપવામાં આવેલા કાર્ય ઉપર જવાને રવાના થઇ ગયો અને તે પછી પ્રતાપસિંહ પણ યુદ્ધનાં સાધનોની તૈયારી કરવાને ત્યાંથી જવાની તૈયારી કરતો હતો, તેને ઠાકોર રાયધવલે અટકાવીને નમ્રતાપૂર્વક કહ્યું. "મહારાણા! મંત્રીશ્વર ભામાશાહની વિનંતિનો

સ્વીકાર કરીને જેમ આપે તેમને કૃતાર્થ કર્યાં છે, તેમ મને પણ મારી વિનંતિનો સ્વીકાર કરીને કૃતાર્થ કરશો."

મહારાણાએ આનંદપૂર્વક કહ્યું. "ઠાકોર! તમારે જે કહેવું હોય, તે ખુશીથી કહો. હું તેનો અવશ્ય સ્વીકાર કરીશ."

રાયધવલે કહ્યું. "મહારાણા! મારી વિનંતિ એ છે કે આપ જેવા સ્વદેશભક્ત, વીરશિરોમણી, પુણ્યશ્લોક, દૃઢપ્રતિજ્ઞ અને પુરૂષોત્તમ મહારાણાએ અત્રે આવીને મને જે માન આપ્યું છે, તે માટે આપનો હું જેટલો ઉપકાર માનું તેટલો થોડો જ છે, પરંતુ મને કહેવાને દીલગીરી થાય છે કે આપને જોઇએ તેવી અને તેટલી આગતાસ્વાગતા મારાથી થઇ નથી, એટલુંજ નહિ પણ આપને યોગ્ય એવી એક પણ વસ્તુ મારાથી આપની સન્મુખ નજર કરી શકાઇ નથી અને તેથી મારી પુત્રી અલકાસુંદરી કે જે રૂપ અને ગુણમાં આપને સર્વથા યોગ્ય છે, તેનું પાણિગ્રહણ કરીને મને કૃતાર્થ કરશો."

પ્રતાપસિંહને ઠાકોરની આ માગણીથી આશ્ચર્ય થયું નહિ; કારણકે અલકાસુંદરીની પ્રેરણાથી જ તે આ પ્રમાણે તેનું પાણિગ્રહણ કરવાને માટે કહે છે, એમ તેના અલકાસુંદરી સાથે થયેલા મીલનથી તેને જણાયું; તેમ છતાં તેણે કહ્યું. "રાયધવલજી! મારા દુઃખના અને ખરેખરી ઠોકરીના સમયે તમે મને મારા પરિવાર સહિત આશ્રય આપીને જે આગતાસ્વાગતા કરી છે, તેનો યોગ્ય બદલો મારાથી આવી હાલતમાં શી રીતે વાળી શકાશે, તેનો હું રાત્રિદિવસ વિચાર કરૂં છું. તેમાં વળી તમે મને તમારી પુત્રીનું પાણિગ્રહણ કરવાનું કહીને તમારા મારા ઉપરના ઉપકારમાં વૃદ્ધિ કરો છો, એ કેવી વાત? તમે મને ખરા સમયે આશ્રય આપીને જે સહાય કરી છે, તેને લઇને હું તમારી માગણીનો અસ્વીકાર કરવાનું ઉચિત માનતો નથી; પરંતુ મારી પ્રતિજ્ઞાને અંગે તમારી પુત્રી સાથે હાલ તુરત હું લગ્ન કરી શકીશ નહિ અને હું આશા રાખું છું કે તે માટે મને માફ કરશો."

રાયધવલે કહ્યું. "મહારાણા! આપની પ્રતિજ્ઞાને હું જાણું છું અને તેથી આપ ધામધૂમથી મારી પુત્રી સાથે લગ્ન કરી શકો નહિ, એ સર્વથા સ્વાભાવિક છે; પરંતુ હું આપની પ્રતિજ્ઞાને કોઇ પણ પ્રકારથી હરકત આવે તેમ કરવાને માગતો નથી. મારી વિનંતિ માત્ર એટલી જ છે કે આપે મારી પુત્રીનું પાણિગ્રહણ કરીને તેને આપની અર્ધાંગના બનાવી આપની સેવામાં જ રાખવી. આ ક્રિયા કોઇ પણ પ્રકારની ધામ-

ધૂમ વિના આજે સંધ્યા સમયે કરવાની મેં સર્વ ગોઠવણ પણ કરી રાખી છે; માટે આપ તેનો સ્વીકાર કરીને મને વિશેષ ઉપકૃત બનાવશો, એવી મને સંપૂર્ણ આશા છે.”

“બહુ સારૂ. જ્યારે તમે મારી પ્રતિજ્ઞાથી પરિચિત છો અને કોઇ પણ પ્રકારની ધામધૂમ વિના તમે તમારી પુત્રીને મારી અર્ધાંગના માત્ર વાગ્દાનથી બનાવવાને ઇચ્છો છો, ત્યારે મને તેનો સ્વીકાર કરવાની કશી પણ હરકત નથી અને તેથી આજ સંધ્યા સમયે તમારી ઇચ્છા મુજબ વર્તવાને હું તૈયાર છું. રાયધવલજી! તમે મને ખરા સમયે આશ્રય આપીને મારા ઉપર જે ઉપકાર કર્યો છે અને વિશેષમાં તમારી પુત્રી પણ મને આપવા તૈયાર થયા છો, તેનો યોગ્ય બદલો મારે તમને શી રીતે આપવો, તેનો મને હમેશાં વિચાર થયા કરે છે. હાલની મારી વિચિત્ર અવસ્થામાં હું તમને કાંઇ કિંમતી ભેટ કે અમુક સારી જાગીર આપી શકતો નથી, એ જોકે દીલગીરી ભરેલું છે: તોપણ તમારા ઉપકારનો બદલો વાળવાની ખાતર હું તમને ‘રાણા’ ની પદવીથી વિભૂષિત કરૂં છું.” પ્રતાપસિંહે અલકાસુંદરીનો સ્વીકાર કરવાની કબુલાત આપતાં કહ્યું.

“મહારાણા!” રાયધવલે કહ્યું “આપને આશ્રય આપીને મેં આપની જે આગતાસ્વાગતા કરી છે તે માટે આપને મનમાં કોઇ પણ પ્રકારનો સંદેહ રાખવાની જરૂરીઆત નથી; કારણકે જાતિભાઇએ જાતિભાઇને સહાય કરવી, એને હું મારી ફરજ સમજું છું અને તેથી મારાથી બનતી આપની જે સેવા મેં કરેલી છે, તેનો બદલો આપવાની કશી પણ અગત્ય નથી; તેમ છતાં જ્યારે આપ મને ‘રાણા’ ની માનવંત ઉપાધિથી વિભુષિત કરો છો; ત્યારે હું તેનો ખુશીથી સ્વીકાર કરૂં છું. ઠીક છે, હું હવે મારી પુત્રીના વાગ્દાનની ક્રિયાની જરૂરજોગ તૈયારી કરવાને જવાની રજા માગું છું. યોગ્ય સમયે મારો કુમાર આપને તેડવાને માટે આવશે; માટે આપ તે વખતે બે-ત્રણ સરદારો સાથે મારા મહેલે પધારજો.”

પ્રતાપસિંહે ઇશારતથી હા કહી એટલે રાયધવલ ચાલ્યો ગયો અને તે પછી તે તથા સરદાર ગોવિંદસિંહ પણ ભવિષ્યમાં થનારા યુદ્ધની તૈયારી કરવાને અને આસપાસના પ્રદેશમાંથી સૈનિકો મેળવવાનો પ્રયાસ કરવાને પોતાના નિવાસસ્થાને ગયા. પ્રતાપસિંહે પોતાની પર્ણકુટીમાં જઇને દેવી પદ્માવતીને રાયધવલની માગણી કહી દર્શાવી એટલે

મહેર—અમીર આયાસબેગની પુત્રી અને શેર અફગાનની બીબી—ને તો તેં જોઇ છે ને ? તેના અજબ રૂપનો મને એવા તો નીસા ચડ્યો છે કે હજુ પણ તેની મનમોહન મૂરત મારા જીગરમાંથી દૂર થઇ નથી. હાલ તો જો કે બાબાએ તેને મારી નજરથી દૂર કરવાને માટે નાલાયક શેર અફગાન સાથે પરણાવી દીધી છે: તો પણ હું તેને ભૂલી ગયો નથી અને તેથી કોઇને કોઇ વખતે હું એ રૂપસુંદરી મહેરને મેળવીશ અને તેને મારી રાજરાણી બનાવીને સુખી થઇશ. "

"શાહજાદા સાહેબ ! શું એ મનમોહન સુંદરી મહેરને આપ હજુ ભૂલી ગયા નથી ? ઘણીજ આશ્ચર્યની વાત ! પરંતુ આપ તેને મેળવશો શી રીતે ? " મહમદે સ્વાલ કર્યો.

"મહમદ ! દોસ્ત ! તું હજુ ઉલ્લુજ રહ્યો છે. શી રીતે મેળવશો, એ કાંઇ સ્વાલ છે ! જમીન આસમાન એક થાય: તો પણ હું તેને છોડનાર નથી. જ્યારે દિલ્હીના તખ્તેતાઉસ ઉપર તારો આ મિત્ર વિરાજમાન થશે, ત્યારે બિચારા શેર અફગાનની શી તાકાત છે કે તે મહેરને સાચવી શકે ? ગમે તે ભોગે અને ગમે તે ઉપાયે હું મહેરને મારી દિલબર બનાવીશ, એ ચોકસ છે અને જ્યારે એમ કરીશ, ત્યારેજ મારા દિલની આગ બુઝાશે. " શાહજાદાએ આંખો ફાડીને જવાબ આપ્યો.

મહમદે હસીને કહ્યું. " પાક પરવરદેગારની મહેરબાનીથી આપની ઇચ્છા જલદી પાર પડો, એમ હું ઇચ્છું છું; પરંતુ શાહજાદા સાહેબ ! જ્યારે આપ એ લલિત લલનાને મેળવશો, ત્યારે પેલી ગુલબદન રજીયાનું શું થશે ! શું આપ તેને વિસરી જશો ? "

"રજીયા ! " શાહજાદાએ આશ્ચર્ય પામીને કહ્યું. " નહિ, રજીયાને વિસારી મેલવી મને પાલવે તેમ નથી: કારણ કે મને તેની કેટલાક રાજકીય કામોમાં ખાસ કરીને અગત્ય છે: પરંતુ મહેરની આગળ રજીયા તુચ્છ છે: કાંઇ વિસાતમાં નથી. "

મહમદે શરાબની પ્યાલી લઇને કહ્યું. " સાહેબ ! આપ મહેરને વધુ મહત્ત્વ આપો છો: પરંતુ મારા મતાનુસાર મદમાતી સ્થૂલકાય સુંદરી રજીયા મહેરથી જરા પણ ઉતરતી નથી. પછી તો આપ જે ધારતા હો, તે ખરૂં. "

"દોસ્ત ! તારૂં કથન ઠીક છે: પરંતુ મહેર તે મહેરજ છે: તેની તુલનામાં રજીયા ટકી શકે તેમ નથી. યા ખુદા ! યા પરવરદેગાર ! મહેર, હા, મહેરને જ હું મારી રાજરાણી બનાવીશ. " શાહજાદો શરાબના બેહદ નીસામાં બોલી ઉઠ્યો.

બરાબર આ સમયે પચીશેક વર્ષની એક તરૂણીએ શાહજાદા સલીમની સન્મુખ આવીને કહ્યું. "શાહજાદા સાહેબ! કોને આપની રાજરાણી બનાવવાને માગો છો?"

શાહજાદાએ નીસામાંજ જવાબ આપ્યો. "તને, પ્યારી રજીયા! તનેજ; બીજી કોને?"

તે આવનાર તરૂણી ઉમરાવ ફૈજીની બીબી રજીયાજ હતી. તેણે કહ્યું. "ખોટી વાત! આપ તો પેલી નાદાન છોકરી મહેરને આપની રાજરાણી બનાવવાને માગો છો: કેમ ખરૂં ને?"

"મહેર! હા, મહેરને. પછી છે કાંઇ!" શાહજાદાએ પુનઃ નીસામાં જ જવાબ આપ્યો.

"ઠીક, તો પછી મને વિસારી મૂકશો ને?" અને જો મને આ પ્રમાણે વિસારી મૂકવાને માગતા હતા, તો પછી મારી સાથે પ્રેમ–સંબંધ શા માટે બાંધ્યો?" રજીયાએ કર્કશતાથી પ્રશ્ન કર્યો.

રજીયાના કર્કશ સ્વરથી શાહજાદાને જરા ભાન આવ્યું. તેને લાગ્યું કે નીસામાં તેણે કાચું કાપ્યું હતું અને તેથી પોતાની થએલ ભૂલને સુધારી લેવાને માટે તે એકદમ ઉભો થઇ ગયો અને રજીયાના કોમળ કરને પ્રેમથી પકડીને તેને પોતાની તરફ ખેંચીને બોલ્યો. "કોણ, પ્યારી રજીયા! જન્નતની હુરી! તું અહીં ક્યાંથી? તું અહીં કેટલા સમયથી આવીને ઉભી છો?"

રજીયા કાંઇ કાચીપોચી નહોતી કે તે શાહજાદાના આ ઉપર ઉપરનાં મીઠાં વચનોને ન સમજી શકે. તેણે ઝટ લઇને તેના હાથને તરછોડી નાંખીને કહ્યું. "નહિ, શાહજાદા સાહેબ! હું હવે તમારાં મીઠાં મીઠાં વચનોથી ભોળવાઇ જવાની નથી. તમે મહેરને ચાહતા હો અને તેને આપની રાજરાણી બનાવવાને માગતા હો, તો ભલેઃ હું મારે આ ચાલી. આપના જેવા ચંચળ ચિત્તના પુરૂષ સાથે પ્યાર બાંધવાથી જો આવું ફળ મળતું હશે, એવી મને પ્રથમથી ખબર હોત, તો હું મારા ખાવિંદનો વિશ્વાસઘાત કરીને કદિ પણ આપની સાથે પ્રેમ જોડવાને આવત નહિ."

આ પ્રમાણે કહીને રજીયા ત્યાંથી રીસાઇને ચાલી જવા લાગી. એટલે શાહજાદાએ તેનો હાથ પકડીને તેને ઉભી રાખી અને મંદ સ્મિત કરતાં કહ્યું. "પ્યારી દિલબર! શામાટે રીસાય છે? શામાટે તારા નાજુક દિલને દુઃખી કરે છે? શરાબના બેહદ નીસામાં મારાથી કાંઇ તને અપમાનકારક શબ્દો કહી જવાયા હોય, તો તે માટે તું મને માફ કર;

કારણ કે શરાબના નીશામાં મારાથી અણીવાર ન બોલવાના શબ્દો બોલી જવાય છે, તે તું શું નથી જાણતી કે નાહક મારા ઉપર ક્રોધ કરે છે ?"

રૂકયાએ કાંઈક શાંતિને ધારણ કરીને કહ્યું. "શાહજાદા સાહેબ ! હું આપના ઉપર ક્રોધ કરતી નથી; પરંતુ જો આપ મહેરને—પેલી એક રૂપવતી કંગાલ છોકરીને ચાહતા હો અને તેનેજ તમારી રાજરાણી બનાવવાને માગતા હો, તો પછી આપને મારી શી જરૂર છે ? અને આપ જ્યારે તેને વધારે આનંદ આપવાને માગો છો, ત્યારે મારે અહીં આવવાનું પ્રયોજન પણ શું છે ?"

"રૂકયા ! કમર !" શાહજાદાએ રૂકયાને મનાવતાં કહ્યું. "તું નાહક વહેમાય છે. નીશાના આવેશમાં મહેર વિષે હું કાંઈ આડું અવળું બોલી ગયો હોઉં, તો તે તરફ તારે જરા પણ ધ્યાન આપવું જોઈએ નહિ. મહેર ભલે તેવી ખૂબસુરત હોય, તો તેની મને શી પરવા છે ? હું તો બસ તનેજ ખરા હૃદયથી ચાહું છું અને તેથી જ્યારે હું હિન્દુ-સ્થાનનો શાહેનશાહ થઈશ, ત્યારે તનેજ મારી શાહેનશાહબાનુ બનાવીશ. એવું મેં જે વચન તને આપ્યું છે, તેને હું વિસરી ગયો નથી. વળી આજે તને પુનઃ પણ કહું છું કે હું મારા એ વચનને ગમે તે ભોગે પાળ-વાને તૈયાર જ છું. હવે તને મારા પ્રેમનો વિશ્વાસ આવે છે, પ્યારી ?"

રૂકયા શાહજાદાના બોલવા ઉપરથી જાણતી હતી અને તેથી તેણે હસીને જવાબ આપ્યો. "પ્યારા ! આપના પ્રેમનો મને વિશ્વાસ જ છે અને તેથી આપે આપેલ વચનને ગમે તે ભોગે આપ પાળશો, એવી મને સંપૂર્ણ ખાતરી છે; પરંતુ આપ હવે શરાબના વ્યસનની કાંઈ હદ રાખો તો ઠીક; નહિ તો પછી આપની તબિયતને મોટો ધક્કો લાગશે."

શાહજાદાએ રૂકયાને પોતાના આસન ઉપર પોતાની પાસેજ બેસાડીને અને તેના ગુલાબી ગાલ ઉપર ચુંબન કરીને કહ્યું. "પ્યારી ! હું પણ એ જાણું છું કે શરાબનું વ્યસન ખરાબ છે; પરંતુ મને તેનો એટલો બધો રસ લાગી ગયો છે કે મારાથી તેને છોડાતું નથી; તેમ છતાં તારી આજની સલાહને માન આપીને હું તેને ઓછું કરવાનો પ્રયાસ અવશ્ય કરીશ. જેસા અને જવાન પણ મને તે વિષે બહુજ શિખામણ આપે છે; પરંતુ ખરાબ દોસ્તોના સહવાસથી શરાબને હું છોડી શકતો નથી. ઠીક, પણ અહમદ ક્યાં ગયો ?"

"તે તો હું જ્યારે અહીં આવી, ત્યારનો ચાલ્યો ગયો છે." રૂકયાએ કહ્યું.

થઇ પડે તેમ હોવાથી હું તેનીજ રાહ જોઇ રહ્યો છું. કેટલાક મુસલમાન સરદારોને તો મેં આપણા પક્ષમાં સામેલ કરી દીધા છે; પરંતુ રાજપૂત અને અન્ય હિન્દુ સરદારો અને અમીરો આપણા પક્ષમાં આવતાં નથી. તેઓ તો બાદશાહને માટે પોતાનાં પ્રાણ આપવાને પણ તૈયાર છે અને તેથી બળવો જગાડવાનું કાર્ય હાલ તુરત સહેલું નથી. અબ્દુલકાદરે મને ગઇ કાલેજ ખબર આપી છે કે બાદશાહ દક્ષિણમાં ખાનદેશ તરફ યુદ્ધ કાર્યને માટે જવાના છે અને જો આ ખબર ખરી હોય અને તેઓ રાજધાનીનો ત્યાગ કરીને દક્ષિણમાં જવાના હોય તો પછી રાજધાની અને ખજાનાનો કબજો મળવવાનું કાર્ય આપણને બહુજ સરલ થઇ પડે તેમ છે તથા એક વખત તેનો કબજો આપણા હાથમાં આવી ગયો કે પછી બાદશાહથી ડરવાનું આપણને કશું પ્રયોજન નથી." સલીમે બળવો જગાડવાની પોતાની ગોઠવણ કહી બતાવી.

"આપીની ગોઠવણ તો ઘણીજ સારી છે અને ખુદાતાલાની રહેમથી તે પાર પણ પડશે; પરંતું તે પછી–એટલે કે આપ શહેનશાહ થયા પછી આપની આ નાચીજ દાસીને ભૂલી તો જશો નહિ ને? રજીયાએ અર્થ સૂચક દૃષ્ટિથી પૂછ્યું.

"નહિ પ્યારી રજીયા!" સલીમે રજીયાને આલિંગન આપીને કહ્યું "તને તો હું કદિ પણ ભૂલી જવાનો નથી; કિન્તુ જ્યારે હું સમસ્ત હિન્દુસ્થાનનો શહેનશાહ થઇશ ત્યારે તને મારી સામ્રાજ્ઞી બનાવીશ."

રજીયા શાહજાદા સલીમની અપૂર્વ પ્રીતિ જોઇને ખુશી થઇ ગઇ. આનંદના અતિરેકથી તેનું સુંદર મુખ ખીલી ઉઠ્યું. તેણે સોનાની પ્યાલી શરાબથી ભરીને શાહજાદાને પ્યારથી આપતાં કહ્યું. "નામવર શાહજાદા! પ્યારા જીગર! મારા તરફની આપની અપૂર્વ પ્રીતિ જોઇને હું આપની ઘણીજ અહેશાનમંદ છું."

શાહજાદાએ રજીયાના હાથમાંથી શરાબની પ્યાલી લઇને તેને ગટગટાવીને કહ્યું. "વાહવાહ, રજીયા! શરાબકી ક્યા મૌજ? ક્યા આનંદ!"

રજીયાએ પુનઃ બીજી પ્યાલી ભરીને આપી અને તેને પણ તે પૂર્વવત્ ગટગટાવી ગયો. તે પછી શાહજાદાએ નીસાના જોરમાં રજીયાને અનેક પ્રકારની રાજખટપટની વાતો કહી દીધી અને તે પણ વધારે ને વધારે ગુપ્ત વાતો તેની પાસેથી પ્રેમનાં મીઠાં વચનોથી લોભાવીને કઢાવતી હતી. જ્યારે આ પ્રમાણે શાહજાદો સલીમ અને અમીર કૈજીની બીબી રજીયા શરાબમાં મસ્ત બનીને એશઆરામ ભોગવતાં

હતાં ત્યારે શહેનશાહ અકબર અને તેનો મિત્ર ફૈજી તેમની આ બિભત્સ ચેષ્ટાને ચુપચુપ નિહાળીને મનમાંને મનમાં આશ્ચર્ય પામતા હતા. શાહજાદાને વધારે બેભાન અવસ્થામાં જોઇને શહેનશાહ અકબર તથા ફૈજી ઓરડામાં દાખલ થયા. રજીયાએ શરાબ પીધેલો નહિ હોવાથી તેને નીસો ચડેલો નહોતો અને તેથી તે અકબર તથા ફૈજીને આવેલા જોઇને આશ્ચર્ય પામી ગઇ અને બેઠી હતી ત્યાંથી એકદમ ઉભી થઈ ગઈ. શાહજાદો તો હજુ બેભાન અવસ્થામાં આડો પડયો હતો અને મુખેથી "શરાબકી ક્યા મૌજ ! શરાબકી ક્યા બાત ? પ્યારી રજીયા ? ક્યા આનંદ ?" એમ વારંવાર અસ્પષ્ટ સ્વરે બરાડતો હતો. બાદશાહે તેની પાસે જઇને તેના ખભા ઉપર જોરથી પોતાનો હાથ મૂકીને ગંભીરતા પૂર્વક કહ્યું "સલીમ !"

સલીમે નીસામાંજ જવાબ આપ્યો. "દિલોજાન રજીયા ! શરાબકી ક્યા મૌજ ? શરાબકી ક્યા બાત ?"

અકબરે રોષપૂર્વક પુનઃ ગંભીરતાથી કહ્યું "સલીમ !"

આ વખતે શાહજાદાએ કાંઇ જવાબ આપ્યો નહિ; પરંતુ નીસાંના આવેશમાં ખડખડાટ હસી પડ્યો.

અકબરે તેને સંપૂર્ણ બેભાન બનેલો જોઇને તેને જાગૃત કરવાની ખાતર તેનો હાથ જોરથી ખેંચીને કહ્યું. "સલીમ ! સાવધ થા અને જરા નિહાળીને જો કે હું કોણ છું ? હું રજીયા નહિ, પણ તારો બાબા અને સમગ્ર હિન્દુસ્થાનનો શહેનશાહ અકબર છું. શું તું શરાબના નીસામાં એટલો બધો ચક્ષુર થઇ ગયો છે કે મને ઓળખતો પણ નથી. ?"

સલીમની કર્ણેન્દ્રિયમાં શહેનશાહ અકબર એ બે શબ્દોનો પ્રવેશ થયો અને તેમ થતાંજ તેની જ્ઞાનેન્દ્રિય સતેજ થઇ ગઇ. તે આંખો ફાડીને અકબરની સામે પ્રથમ તો જોઇ રહ્યો; પરંતુ ત્યારબાદ તેને સંપૂર્ણ ઓળખવાથી સંભ્રમુગ્ધ થઇ ગયો અને શરમથી અવનત મુખે ઉભો થઇ રહ્યો.

અકબરે તેને શુદ્ધિમાં આવેલો જાણીને પૂછયું, "કેમ, સલીમ ! હજુ તેં શરાબનો ત્યાગ કર્યો નથી? તારા બાબાના હુકમનો તું આવીજ રીતે અમલ કરે છે ને ? ઠીક, પણ આ સ્ત્રી કોણ છે અને તે શામાટે અત્રે આવેલી છે ?"

શાહજાદો તેના બાબાનાં ઉપરાઉપરી પ્રશ્નો સાંભળીને જરા ગભરાઈ ગયો અને તેથી તેણે કાંઇ જવાબ નહિ આપતાં ચુપજ રહેવું પસંદ કર્યું.

અકબરે પુનઃ કરડા સ્વરે પૂછ્યું, "કેમ જવાબ આપતો નથી, સલીમ? કહે, આ સ્ત્રી કોણ છે અને તે શું કારણથી અત્રે આવેલી છે?"

સલીમે આ વખતે પણ કાંઇ જવાબ આપ્યો નહિ, એટલે ફૈઝીએ જરા આગળ આવીને કહ્યું, "નામવર શહેનશાહ! શાહજાદા સાહેબને હવે શરમાવો નહિ, તેઓ મને અહીં હાજર જોઇને જવાબ આપતાં અચકાય છે અને તેથી હુંજ આપના પ્રશ્નનો ઉત્તર આપું છું કે એ સ્ત્રી મારી બેવફા બીબી રજીયા છે: પણ તે અહીંઆ શું કારણથી આવી છે, તે હું આપને કહી શકતો નથી."

"આ બાનુ તમારી બીબી છે, એ હું સારી રીતે જાણું છું: પરંતુ તે વાત મારે શાહજાદાના મુખમાંથી કઢાવવી હતી." શહેનશાહે ફૈઝીને એ પ્રમાણે કહીને સલીમ તરફ જોઇને પૂછ્યું. "સલીમ! રજીઆબાનું અહીં કેમ આવેલાં છે અને તેમની સાથે તું ખાનગી મસલત શી ચલાવતો હતો ?"

સલીમે પોતાના બાપના મુખ સામે એકવાર આડી નજરે જોઇ લીધું: પરંતુ તેને યોગ્ય જવાબ આપવા જેટલી હિંમત તેનામાં નહોતી અને તેથી તે મૌનજ રહ્યો.

શહેનશાહે તેને કેવળ નિરુત્તર રહેલો જોઇને કહ્યું. "સલીમ! તું મારો યુવરાજ પુત્ર હોવાથી મારી પાછળ તુંજ આ સમગ્ર શહેનશાહતનો સમ્રાટ થવાનો છે. વળી મારી ઉમર પણ જઇફ થવા આવી છે અને તેથી હું હવે જેટલું જીવ્યો છું, તેટલું જીવવાનો નથી, એ ચોક્કસ છે: તેમ છતાં તું મારી વિરુદ્ધ બળવો જગાડવાની ખટપટ શા માટે કરી રહ્યો છે, તે હું સમજી શકતો નથી. તૌહિદ–ઇ–ઇલાહીના મતની સ્થાપનાથી કેટલાક મુસલમાનો મારી વિરુદ્ધ થઇ ગયા છે અને તેમણેજ તને આવું અવળું ભંભેરીને મારી સામે ઉશ્કેરવાની પેરવી કરી છે: પરંતુ યાદ રાખજે સલીમ! કે તું તારી બુરી મતલબમાં કદાપણ સફળતા મેળવવાનો નથી. પાક પરવરદેગાર હમેશાં સત્યનો–ધર્મનો–નીતિનોજ વિજય કરે છે અને અસત્ય–અધર્મ–અનીતિનો પરાજય કરે છે અને તેથી તેં તથા તારા દુષ્ટ સલાહકારોએ મારી વિરુદ્ધ ગમે તે પ્રકારની ખટપટ રચી હશે; તો પણ તમે અનીતિના માર્ગે ચાલતા હોવાથી તેમાં ફલિભૂત થશો નહિ. સલીમ! તારા સ્થળે જો કોઇ બીજો સખ્સ હોત, તો હું તેને શાહનશાહત વિરુદ્ધ ખટપટ કરવાના ગુન્હા માટે ક્યારનોએ ફાંસીના લાકડે લટકાવી દીધો હોત: પરંતુ તું મારો બેટો છે–અતિ વ્હાલો બેટો છે અને તેથી તને સખ્ત શિક્ષા કરવાને મારૂં હૃદય ચાલતું નથી. શાહનશાહતના રક્ષણને

મારે ન્યાયની રીતિએ મારે તને સખ્તમાં સખ્ત એટલે કે દેહાંત દંડની શિક્ષા કરવી જોઇએ અને તારા અનિષ્ટ આચરણો જોતાં તું એવી શિક્ષાને લાયક છે; પરંતુ પ્યારા બેટા! તારા માટે મારા હૃદયમાં એટલો બધો અગાધ પ્રેમ ભર્યો છે કે હું તેમ કરી શકતો નથી. સલીમ! કાંઇક સમજ અને વિચાર કર કે તું કોણ છે? તું કોનો બેટો છે? તારો બાબા કોણ છે? તારો અધિકાર શો છે? અને તારૂં મહત્ત્વ શું છે? તું પોતે ભવિષ્યનો શહેનશાહજા છો અને તેથી હિનરાત શરાબના નિસામાં અને દુષ્ટ સ્ત્રીઓના સહવાસમાં પડ્યા રહેવાનું તને યોગ્ય છે? વ્હાલા બેટા! ખરેખર વિચાર કરીને મને જવાબ આપ કે તને તારૂં હાલનું વર્તન ઉચિત છે?"

શહેનશાહનાં પ્રેમાળ અને શિક્ષાનાં વચનો સાંભળીને શાહજાદા સલીમનું હૃદય ભેદાઇ ગયું અને તેથી તેની આંખોમાંથી અશ્રુઓની ધારા વહેવા લાગી. તેણે તેના બાબાના કદમો ઉપર પડીને ગદ્‌ગદિત અવાજે કહ્યું. "પ્યારા બાબા! આપના આ બેવફા બેટાને ફાંસીના લાકડે લટકાવી દો : કારણ કે તેને એજ શિક્ષા યોગ્ય છે."

બાદશાહ અકબરે સલીમનો હાથ પકડીને ઉભો કર્યો અને તે પછી પુનઃ પ્રેમાળ સ્વરથી કહ્યું. "સલીમ! બેટા! તું મોતની શિક્ષાને યોગ્ય નથી; કિન્તુ આગ્રાના જગદ્‌વિખ્યાત તખ્ત ઉપર બેસીને લાખો મનુષ્યોને યોગ્ય ન્યાય આપવાને લાયક છો. મારો તને ખાસ કરીને આગ્રહ છે કે તું તારા હાલના દુષ્ટ ચારિત્રને સુધાર અને ખરાબ દોસ્તોનો ત્યાગ કર અને પછી જો કે તારી આબરૂ કેટલી બધી વધી જાય છે. માણસ માત્ર ભૂલને પાત્ર છે અને તેથી આજ સુધી તેં કરેલી ભૂલોના તને જો હવે ખરેખર પશ્ચાતાપ થતો હોય, તો તેજ શિક્ષા તને પુરતી છે. બોલ તને પશ્ચાતાપ થાય છે?"

"પશ્ચાતાપ!" સલીમે આશ્ચર્યસૂચક અવાજે કહ્યું. "પશ્ચાતાપ તો શું; પરંતુ આ પૃથિવી માર્ગ આપે તો તેની અંદર સમાઈ જાઉં, એટલી શરમ પણ થાય છે અને તેથી આપને અરજ ગુજારીને કહું છું કે મને યોગ્ય દંડ આપો—મને ઉચિત શિક્ષા કરો. પ્યારા બાબા! તે વિના—યોગ્ય ઠોકર વાગ્યા વિના હું સુધરી શકવાનો નથી."

"નહિ, બેટા!" શહેનશાહે કહ્યું. "તને પુરતો પશ્ચાતાપ થતો હોવાથી શિક્ષા આપવાની જરૂર નથી. પશ્ચાતાપ અને શરમ એ એજ એવી શિક્ષાઓ છે કે જેથી ગમે તેવા દુષ્ટ માણસ પણ સુધરી જાય છે અને તેથી તને કાંઇપણ શિક્ષા નહિ કરતાં માફી આપું છું."

"પરંતુ પ્યારા બાબા ! શું હું આપની રહેમને યોગ્ય છું કે આપ મને મારી આપો છો ?" સલીમે આતુરતા સૂચક સ્વરે પૂછ્યું.

"હા, તું મારી રહેમને સર્વદા યોગ્યજ છે; કેમકે પુત્ર કપુત્ર થાય છે; પરંતુ માવતર કદિ પણ કમાવતર થતાં નથી અને તેથી તું માફીને પાત્ર છે. સલીમ તું હવે જા અને મારા ખાસ ઓરડામાં મારી રાહ જો: હું હમણાંજ તારી પાસે આવી પહોંચું છું." એમ કહી બાદશાહ અકબરે તેને ત્યાંથી ચાલ્યા જવાની ઇશારત કરી એટલે તે તેને નમીને તુરતજ ચાલ્યો ગયો.

તે ગયા પછી શહેનશાહે પોતાના દોસ્ત ફૈજીને કહ્યું. "પ્યારા મિત્ર ! તમારી બીબીને માટે હવે તમે શું કરવા માગો છો ? તમને જો કાંઇ હરકત ન હોય અને તમારી કબુલાત હોય, તો હું તેને કેદ કરવાને માગું છું: કારણ કે સર્વ ખટપટનું તેજ મૂળ છે."

"નામવર શહેનશાહ !" ફૈજીએ કહ્યું. "મારી બેવફા બીબીને માટે આપ ગમે તે કરવાને મુખત્યાર છો; મને તેમાં કોઇ પણ પ્રકારની હરકત નથી."

"બહુત ખુબ." બાદશાહ અકબરે એમ કહીને પોતાના અંગરક્ષકોને જોરથી બુમ મારી. તુરતજ બે હથિયાર બંધ કર્મચારીઓ બાદશાહની સન્મુખ આવીને કુર્નિસ બજાવીને ઉભા રહ્યા. બાદશાહ અકબરે તેમને કરડા અવાજે હુકમ કર્યો. "આ બાનુને ભયંકર કારાગૃહમાં લઇ જાઓ અને તેમાં તેને કેદ કરીને મને સત્વર ખબર આપો."

કર્મચારીઓ રજીયાને લઇને ત્યાંથી ચાલ્યા ગયા. રજીયાએ જતી વખતે શહેનશાહને તથા તેના શૌહર ફૈજીને પોતાને પણ શાહજાદાની જેમ માફી આપવાને ઘણી ઘણી અરજ ગુજારી હતી; પરંતુ સંગ દિલના શહેનશાહે કે ફૈજીએ તે પ્રતિ જરા પણ લક્ષ્ય આપ્યું નહોતું. શાહજાદો સલીમ તેના બાબાની રહેમથી છૂટી ગયો અને રજીયાને કેદમાં સપડાવું પડ્યું, એ વિધાતાની વિચિત્ર લીલા નહિ, તો બીજું શું ?

તે પછી શહેનશાહ અને ફૈજી ત્યાંથી અન્યત્ર ચાલ્યા ગયા.

---o-o-o---

# પ્રકરણ ૨૭ મું.

## ધર્મનું સ્વરૂપ.

શહેનશાહ અકબર અને આચાર્યશ્રી હીરવિજયસૂરિ રાજમહાલયના એક ખાનગી ઓરડામાં ધર્મ સંબંધી વિવિધ વાર્તાલાપ કરતા બેઠા હતા. ફૈઝી, અબુલફઝલ, ટોડરમલ, કરમચંદ અને થાનસિંહ વગેરે દરબારીઓ પણ ત્યાં હાજર હતા અને તેઓ સૂરીશ્વર અને સમ્રાટ વચ્ચે ચાલતી ધાર્મિક ચર્ચાને રસપૂર્વક સાંભળતા હતા. ધર્મના જૂદા જૂદા વિષયો ઉપર અનેક પ્રકારનો વાર્તાલાપ ચાલ્યા પછી શહેનશાહ અકબરે જીજ્ઞાસાથી આચાર્ય મહારાજને પૂછ્યું. " સૂરિજી ! ધાર્મિક વિષયમાં આપની અપૂર્વ વિદ્વત્તા જોઇને હું ઘણોજ ખુશી થયો છું અને આપે અત્રે આવીને મને તેનું જે જ્ઞાન આપ્યું છે, તે માટે આપનો અત્યંત આભારી છું: હવે કૃપા કરીને ધર્મનું સત્ય સ્વરૂપ મને સમજાવશો, તો હું આપનો અહેશાનમંદ થઇશ: કારણ કે હું ધર્મના સત્ય સ્વરૂપને જાણવાને બહુજ ઇન્તેજાર છું. ધર્મના સત્ય સ્વરૂપને જાણવાને માટે હું ઘણા વિદ્વાનોના પરિચયમાં આવ્યો છું: પરંતુ આજસુધી મારા મનનું સમાધાન થયું નથી અને તેથી આપની પાસેથી મને તે વિષયની યથાર્થ માહિતી મળશે, એવી આશા રાખીનેજ મેં આપને તે વિષે પ્રાર્થના કરી છે."

" રાજન્ ! " સૂરિજીએ સ્મિતહાસ્ય કરીને કહ્યું. " ધર્મના સત્ય સ્વરૂપને જાણવાની આપની જીજ્ઞાસા જોઇને મને ઘણોજ આનંદ થાય છે. ધર્મના સ્વરૂપને જાણવાની જીજ્ઞાસા થવી, એ આત્માની નિર્મળતાને દર્શાવે છે. ધર્મનું સત્ય સ્વરૂપ સમજવું એ જો કે ઘણું મુશ્કેલ કાર્ય છે: તો પણ માનવબુદ્ધિ તેને સમજી ન શકે એવું તે કઠિન કાર્ય નથી. ધર્મના સત્ય સ્વરૂપને સમજાવવાને માટે પૂર્વે થઇ ગયેલા અનેક સમર્થ મહાપુરૂષોએ યોગ્ય પ્રયાસો કરેલા છે: પરંતુ તે સર્વને બરોબર સમજવાને આપણને ઘણો સમય લાગે તેમ છે અને તેથી અત્યારે તો હું આપને શુદ્ધ ધર્મને એટલે કે તેના ખરા સ્વરૂપને ટુંકામાં પણ સમજી શકાય તેવી શૈલીમાં સમજાવીશ. અમારા જૈન શાસ્ત્રકારોએ ધર્મના મુખ્યત: બે ભેદો પાડેલા છે. આ બે ભેદો તે સાધુધર્મ અને શ્રાવકધર્મના છે. સાધુધર્મ એ ઉત્કૃષ્ટ અને માત્ર આ સંસારનો ત્યાગ કરીને મુનિઓ

ધારણ કરનારને જ ઉપયોગી હોવાથી હું તે વિષે અત્રે વર્ણન કરવા ઇચ્છતો નથી; કિન્તુ અત્યારે તો શ્રાવકધર્મ એટલે કે સંસારમાં રહેતાં મનુષ્યોને પાળવાના ધર્મના સ્વરૂપનું યોગ્ય વર્ણન કરીને આપને તેની જોઇતી સમજણ પાડીશ. આ માનવધર્મના બાર પ્રકારો છે અને તેને અમારા શાસ્ત્રકારોએ બારવ્રતો તરીકે ઓળખાવેલા છે. જે માણસો પોતાના જીવનને સંસારમાં રહ્યાં છતાં ધર્મમાર્ગે પસાર કરવાને ઇચ્છતા હોય, તેમણે ધર્મના એ બારવ્રતોને અનુસરવાની અગત્ય સ્વીકારવી જોઇએ છે. જીવહિંસા ત્યાગ, અસત્ય ત્યાગ, અદત્તગ્રહણ ત્યાગ, પરસ્ત્રી ત્યાગ અને સ્વદારા સંતોષ, અપરિમિત પરિગ્રહનો ત્યાગ અને ઇચ્છાનું પરિમાણ, દિગ્ગમનનો ત્યાગ, ભોગોપભોગનું પરિમાણ, અનર્થ દંડનો ત્યાગ, સામાયિક વ્રત, દેશાવકાશિક વ્રત, પોષધોપવાસ વ્રત તથા અતિથિસંવિભાગ આ બાર પ્રકારનો માનવધર્મ છે. આ બારવ્રતોની યોજના એવી રીતે કરવામાં આવી છે કે જો કોઇ પણ મનુષ્ય તદનુસાર પોતાનું જીવન વ્યતિત કરવાને ચાહે, તો તે અંતિમ લક્ષ્યને એટલે કે મોક્ષને સહજમાં પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થાય છે. સદરહુ બાર વ્રતો પૈકી પહેલું જીવહિંસા ત્યાગનું જે વ્રત છે, તે સર્વોત્તમ છે અને તેથી જો કોઇ પણ મનુષ્ય તે એક વ્રતને પણ યથાર્થ રીત્યા પાળે અને તે પ્રમાણે વર્ત્તે, તો તેનું જીવન ઘણુંજ સુધરી જાય છે. એટલુંજ નહિ, પણ તેના આત્માની પણ ઘણીજ ઉંચી સ્થિતિ થઇ જાય છે. નામવર શહેનશાહ! અમે જૈનીઓ જીવહિંસા ત્યાગના વ્રતને ચુસ્તપણે માનનારા અને પાળનારા છીએ અને સમસ્ત દેશ કે જગત્ ઉપર તેનો પ્રચાર કરીને માનવસમાજને તેનું ખરૂં રહસ્ય સમજાવવાને માટે અમે પ્રયાસ કરીએ છીએ. જીવહિંસા ત્યાગ એટલે કે અહિંસાને અમે મહાન ધર્મ ગણીએ છીએ; કારણ કે એ વ્રત એવું તો ઉત્તમ છે કે તેના સેવન અને પ્રચારથી સંસારમાં સ્વર્ગને લાવી શકાય છે અને તેથી પરમ શાંતિનો અનુભવ કરી શકાય છે. સંસારમાં જેટલા જીવો હયાતી ધરાવે છે, તે સર્વે શરીરથી જોકે જૂદાં જૂદાં અને ઉચ્ચ કે નીચ છે; તો પણ તે સર્વની અંદર આત્મા તો સરખો જ છે અને તેથી જેવી સુખ–દુઃખની લાગણીઓ આપણને પોતાને થાય છે, તેવીજ તે સર્વ જીવોને થાય છે. પ્રત્યેક જીવ હમેશાં સુખની ઇચ્છાજ કરે છે અને તે કારણને લઇ આપણે આપણું વર્ત્તન એવું રાખવું જોઇએ કે જેથી અન્ય જીવોને સુખજ મળે. જીવાત્મા તરીકે આપણે જો સુખને ઇચ્છતા હોઇએ, તો આપણી એ ફરજ છે કે આપણે પ્રત્યેક જીવને સુખ થાય તેવાં કાર્યો કરવાં જોઇએ અને જો તેમ આપણે કરતાં નથી, તો પછી આપણને સુખ મેળવવાનો શો અધિકાર છે? બાદશાહ સલામત! આપ

ધર્મના સત્ય સ્વરૂપને જાણવાને ઇચ્છા ધરાવતા હોવાથી મારે આપને કહેવું જોઈએ કે ધર્મનું સ્વરૂપ અહિંસાવ્રતમાં આવી જાય છે. અહિંસાધર્મ એ એવું વ્રત છે કે જેનાં પરિપાલનથી માણસ સંસારમાં શાંતિનું સ્થાપન કરી શકવાની સાથે પોતાના આત્માની પણ ઉન્નતિ કરી શકે છે અને તેથી અમે તેને મહાન્ ધર્મ ગણીએ છીએ. અહિંસા એટલે પ્રત્યેક જીવ તરફ દયાભાવ એ પૃથિવીતલમાં મોટામાં મોટો ધર્મ છે; ધર્મનું ખરું સ્વરૂપ પણ તેમાંજ આવી જાય છે. જીવદયા, પ્રેમ, કરુણા, મૈત્રી, સમાનભાવ વિગેરે અહિંસાના સ્વરૂપો છે અને તેથી જે માનવો એ ઉત્તમ સદ્‌ગુણોને ધારણ કરીને તે પ્રમાણે પોતાનાં જીવનને વ્યતિત કરે છે, તેઓજ પોતાનાં જન્મનું સાર્થક્ય કરી શકે છે. પ્રત્યેક મનુષ્યનાં હૃદયમાં સ્વાભાવિક રીત્યા દયા તો રહેલીજ છે; તેમ છતાં ઘણી વાર મનુષ્યની પ્રવૃત્તિ તેથી ઉલટીજ જોવામાં આવે છે. કેટલાંક મનુષ્યો ધર્મનાં નામે, યજ્ઞના નિમિત્તે અને જીહ્વેન્દ્રિયની લાલચે જીવહિંસા કરતાં જોવાય છે. આનું ખરું કારણ જોવા જઈએ તો તેમની અજ્ઞાનતા સિવાય બીજું કાંઈ નથી. અહિંસા, સત્ય, અસ્તેય, ત્યાગ અને બ્રહ્મચર્ય આ પાંચને પ્રત્યેક શાસ્ત્રકારે પવિત્ર માનેલા છે; તેમ છતાં અજ્ઞાનતાને વશ થઇ કેટલાક સ્વાર્થી મનુષ્યોએ તેમાં—ખાસ કરીને અહિંસામાં ઘણીજ વિકૃતિ કરી નાંખેલી છે. હિંસા એ મોટામાં મોટું પાપકર્મ અને આત્માની અધોગતિ કરનારું કાર્ય છે અને તેથી તેનો ત્યાગ કરવાને બદલે કેટલાંક મનુષ્યો તેને ધર્મ અને શાસ્ત્રાજ્ઞા તરીકે ઓળખાવે છે. એ મોટી દીલગીરીની વાત છે. વાસ્તવિક રીતે જોતાં મહામૂર્ખ, સંશયવાન અને અવ્યક્તસિદ્ધાન્તાનુયાયી નાસ્તિકોએજ હિંસાને ધર્મ તરીકે માન આપેલું છે અને તેઓ કેવળ પોતાની ઇચ્છાની તૃપ્તિને ખાતરજ હિંસા કરતા હોવાથી તેવા મનુષ્યોનાં વચનોને કદાપિ માન આપવાનું નથી. ધર્મપરાયણ મનુષ્યોએ તો અહિંસા, મૈત્રી, દયા, કરુણા અને પ્રેમનેજ સર્વોત્તમ ધર્મ ગણીને તેની પ્રશંસા કરેલી છે અને તેથી તે પ્રમાણે વર્તવું એ દરેક માણસની ફરજ છે. સમ્રાટશિરોમણી ! હું ખાસ ભાર દઇને કહું છું કે સર્વ ધર્મોમાં અહિંસાજ શ્રેષ્ટ ધર્મ છે અને તેથી જેઓ ધર્મ, યજ્ઞ કે લાલચને વશ થઇ જીવહિંસા કરે છે, તેઓનું રાજ્ય, વંશ, સંપત્તિ, જ્ઞાતિ અને સ્ત્રી આદિ બધી સંપદાઓ થોડાજ કાલમાં નાશ પામે છે અને તેઓની ભવિષ્યનાં જીવનમાં અધોગતિ થાય છે. આપના પવિત્ર કુરાનેશરીફમાં પણ હિંસાની મના કરવામાં આવેલી છે, એ આપથી ક્યાં અજાણ્યું છે ! આ આપણી આલમના જીવો ખુદાતાલાના સંતાનો છે

અને તેથી તેમણે પ્રથમ એજ ફરમાન કરેલું છે કે સમસ્ત જીવો ઉપર રહેમ રાખો. વિશેષમાં કુરાને શરીફની અંદર શરૂઆતમાં ખુદાને બિસ્મિલ્લાહ રહિમાન્નુર રહીમ, એ વિશેષણ આપવામાં આવેલું હોવાથી દરેક જીવો ઉપર રહેમ રાખવી જોઇએ, એ સહજમાં સમજી શકાય તેમ છે આ ઉપરાંત જૈન, હિન્દુ અને ઇસલામ ધર્મોમાં અહિંસાનું પ્રતિપાદન ઘણી રીતે કરવામાં આવ્યું છે અને જો હું આપને સર્વ હકીકત વિસ્તારપૂર્વક સમજાવવાને બેસું, તો ઘણો સમય લાગી જાય તેમ છે અને તેથી આપને અત્રે ટુંકામાં હું એટલું જ કહું છું કે પ્રત્યેક ધર્મમાં અહિંસાને મુખ્ય વ્રત માનવામાં આવ્યું છે એટલું જ નહિ, પણ તેની ઘણી જ પ્રશંસા કરવામાં આવી છે. આટલા વિવેચન ઉપરથી આપ સારી રીતે સમજી શક્યા હશો કે જીવહિંસા એ મોટામાં મોટું પાપ છે અને અહિંસા એ મોટામાં મોટું પુણ્ય છે. ધર્મનું સત્ય સ્વરૂપ પણ તેમાં જ આવી જતું હોવાથી માનવધર્મના બીજાં અગિયાર વ્રતો જે બાકી રહે છે, તે વિષે હું આગળ કોઈ અનુકુળ વખતે આપને સમજણ પાડીશ. "

સૂરિજીનું ઉપર્યુક્ત વિવેચન સાંભળીને શહેનશાહ અકબર ઘણો જ ખુશી થઇ ગયો અને તેથી તેણે આનંદપૂર્વક કહ્યું. " સૂરિજી ! આપની પાસેથી ધર્મનું સત્ય સ્વરૂપ જાણીને હું બહુ જ ખુશી થયો છું. આજ સુધી મેં અનેક વિદ્વાનોની ઉપદેશવાણીને સાંભળી હતી; પરંતુ તેમાં આપની આજની ઉપદેશવાણી જેવો મને કોઇ વખત પણ રસ લાગ્યો નહોતો. અહિંસા અને હિંસા એ ઉભય કર્મનું વિવેચન સાંભળીને મારા હૃદયમાં ઘણી જ અસર થઈ છે અને તેથી હું આપના ઉપદેશ પ્રમાણે વર્ત્તવાનો મારાથી બનતો પ્રયાસ કરીશ. પાક પરવરદેગારે ખરી રીતે આપ કહો છો, તે પ્રમાણે સર્વ જીવો ઉપર રહેમ રાખવાનું જ ફરમાન કરેલું છે; પરંતુ અમે અજ્ઞાનતાથી તેમના એ સત્ય ફરમાનને ભૂલી જઇને હિંસાના કાર્યમાં પ્રવૃત્ત થઇએ છીએ, એ દીલગીરીની વાર્તા છે. મુનીશ્વર ! આપે મારા આમંત્રણને માન આપીને અત્રે પધારી મને જે સદુપદેશ આપ્યો છે, તે માટે આપનો હું ઘણો જ અહેશાનમંદ છું અને તેથી મારી ઇચ્છા એવી છે કે આપ કોઇ પણ મૂલ્યવાન ચીજનો મારી પાસેથી સ્વીકાર કરીને મને ઉપકૃત કરશો. "

બાદશાહ અકબરની શુભ લાગણી જોઇને સૂરિજીએ કહ્યું. " શહેનશાહ ! મારા સામાન્ય ઉપદેશથી આપના હૃદયમાં જો સારી અસર થઇ

હોય, તો તે બદલ મારો અહેસાન માનવાની કાંઈ પણ અગત્ય નથી: કારણ કે તેમ થવામાં આપના હૃદયની નિર્મળતાનું જ ભાન થાય છે. વળી મારા જીવનના ઉદ્દેશ અને મુનિધર્મથી આપ પરિચિત થઈ ગયા છો એટલે આપ જ વિચારો કે મારાથી આપની પાસેથી એક પણ વસ્તુ લઈ શકાય તેમ છે ખરી ?"

સૂરીશ્વરના છેવટના પ્રશ્નથી બાદશાહ અકબર વિચારમાં પડી ગયો. તેને ચૂપ રહેલો જોઈને સૂરીશ્વરે પુનઃ કહ્યું. "નામવર શહેનશાહ ! મને કાંઇક બદલો આપવો જ છે, એવી જો આપની ઇચ્છા હોય, તો હું તેને માન આપવાને તૈયાર છું; કારણ કે આપને હું નારાજ કરવાને માગતો નથી અને તેથી કહું છું કે આપના રાજ્યમાં દિન પ્રત્યે જે અસંખ્ય જીવહિંસા થાય છે, તેને અમારા પવિત્ર ધર્મના દિવસો કે જે પર્યુષણના નામથી ઓળખાય છે, તે દરમ્યાન બંધ રાખવાનું ફરમાન કરો અને તે સિવાય આપના રાજ્યના કારાગૃહમાં જે કેદીઓ હોય, તેને તથા રાજ્યમહાલયમાં જે નિર્દોષ પક્ષીઓને વિના કારણે પિંજરામાં પૂરેલા હોય, તેને છોડી મૂકો. આટલું જો આપ કરશો, તો હું એમ જ માનીશ કે આપે મારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે."

સૂરિજીની આ નિઃસ્વાર્થયુક્ત વાણી સાંભળીને શહેનશાહે કહ્યું. "સૂરિજી ! આપનું કથન ઠીક છે; પરંતુ તે તો અન્યના સુખની વાત છે. મારી ઇચ્છા એવી છે કે આપ આપના પોતાના સુખને માટે કાંઇક માગણી કરો."

સૂરિજીએ હસીને કહ્યું. "રાજન્ ! સંસારમાં જેટલા જીવો વસે છે, તે સર્વને હું મારા પોતાના ગણું છું અને તેથી તેમનાં સુખને માટે મેં આપની પાસે જે માગણી કરી છે, તે મારા માટેજ છે, એમ આપે સમજી લેવાનું છે. મેં જ્યારથી આ મુનિવેષનો સ્વીકાર કર્યો છે, ત્યારથી મેં મારા —તારાના ભેદભાવનો સર્વથા ત્યાગ કર્યો છે એટલુંજ નહિ, પણ સમસ્ત સંસારના જીવોને મારા બંધુઓ તરીકે સ્વીકાર્યા છે અને તેથી તેમનું સુખ એ મારૂંજ સુખ છે, એમ હું માનું છું. આ કારણને લઇને મારે મારા પોતાના માટે કાંઇ પણ માગણી આપની પાસે કરવાની નથી અને જે કરવાની છે, તે આપને જણાવી દીધી છે; માટે તે પ્રમાણે અમલ કરશો, તો મારા ઉપર ઉપકાર કરવાની સાથે આપ માનવસમાજનાં હૃદયોને જીતી શકશો. નરેન્દ્ર ! પ્રજાનો પ્રેમ એજ રાજ્યની આબાદી છે. જે રાજા પોતાની પ્રજાનો પ્રેમ મેળવી શકતો નથી અને તેનાં દિલને

જી શકતો નથી, તે રાજા ખરી રીતે રાજાના પદને લાયક નથી. રાજાએ પોતાના આશ્રય તળે મૂકાયલી પ્રજાના સુખની હમેશાં કાળજી રાખવી જોઇએ અને તેથી જે રાજા પોતાના કર્ત્તવ્યનું યથાર્થપણે પાલન કરે છે, તેના રાજ્યનો પાયો મજબુત થતાંની સાથે તેનું નામ પણ અમર થાય છે. મેં આપની પાસે જે માગણી કરી છે, તેથી આપ પૃથિવી ઉપર શાંતિનું સામ્રાજ્ય સ્થાપી શકવાની સાથે શહેનશાહતને પણ મજબુત બનાવી શકશો."

બાદશાહે આનંદ પૂર્વક કહ્યું. "સૂરીશ્વર! હું આપની માગણીનો ઘણાજ આનંદ સાથે સ્વીકાર કરૂં છું અને તે માટેના લેખિત ફરમાનો હમણાંજ સમસ્ત હિન્દુસ્થાનમાં મોકલાવી દેવાની વ્યવસ્થા કરૂં છું. સમસ્ત જીવોનું કલ્યાણ કરવાની આપની શુભ લાગણી જોઇને હું એટલો બધો પ્રસન્ન થયો છું કે જેનું યથાર્થ વર્ણન વાણીદ્વારાએ થઇ શકે તેમ નથી. આપ જેવા મહાન્ પુરૂષનાં દર્શન અને ઉપદેશથી મારા હૃદયમાં ઘણીજ અસર થઇ છે અને તેથી મારાથી બનતા પ્રયાસે માંસાહારનો ત્યાગ કરીને જીવદયા પાળવાનો પ્રયાસ હું પોતે પણ કરીશ. સૂરિજી! આજથી હું આપને મારા ગુરૂ તરીકે માનું છું અને તેથી આપને જગદ્-ગુરૂની ઉપાધિથી નવાજું છું. આપે તો ફક્ત પર્યુષણના દિવસોમાંજ જીવહિંસા બંધ રખાવવાની માગણી કરી છે; પરંતુ હું તેમાં મારા તરફથી અમુક દિવસોની વૃદ્ધિ કરીને તેટલા દિવસો પર્યંત મારી શહેનશાહતમાં કોઇ પણ સ્થળે જીવહિંસા નહિ થાય, તેવો હુકમ કરૂં છું. આ ઉપરાંત મારા રાજ્યઅમલમાં પ્રજાને હરકત કર્ત્તા જે જે કાયદાઓ હશે, તેની તપાસ કરીને તેમાં યોગ્ય સુધારો પણ કરવાનું આપને વચન આપું છું. કેમ, ગુરૂજી! હવે તો આપ પ્રસન્ન થશો ને?"

આચાર્ય મહારાજે પ્રસન્નતાથી જવાબ આપ્યો. "નામવર શહેનશાહ! આપની ઉદારતાથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. આ વખતે મારા હૃદયમાં એટલો બધો આનંદ થાય છે કે તેની આપને શી વાત કહું? હું માત્ર અત્યારે એટલુંજ કહું છું કે આપે મારી માગણીનો સ્વીકાર કરવા ઉપરાંત જે વચન મને આપ્યું છે, તે માટે આપનો હું ઘણોજ આભારી છું. આપે આપની પ્રજાની કાળજી જે રીતે દર્શાવી આપી છે, તે પ્રમાણે તેનો અમલ પણ જો તુરત કરીને પ્રજાને સુખી કરશો, તો આપનું રાજ્ય રામરાજ્ય તરીકે ગણાશે અને આપને રાજેન્દ્ર કુમારપાળની જેમ ગણીને આપની સર્વ લોકો પૂજા કરશે."

"ગુરૂજી ! આપને મેં જે વચન આપ્યું છે, તેને હું સત્વર અમલમાં મૂકીશ; માટે તે ખાતર આપ બેફિકર રહેશો. ઠીક, પણ મારે આપને એક સ્વાલ કરવો છે અને તે એ છે કે આવી રીતે જીવહિંસાનો સદંતર ત્યાગ કરવાથી પ્રજાના હૃદયમાંથી લડાયક જુસ્સો શું નરમ પડી જવાનો સંભવ નથી ?"

બાદશાહનો એ પ્રશ્ન સાંભળીને સૂરિજીએ સ્મિતહાસ્યપૂર્વક જવાબ આપ્યો. "રાજન્ ! આપે જે સ્વાલ કર્યો છે, તે ઠીક કર્યો છે; કારણ કે એથી ઘણું સમજવાનું મળશે. અહિંસાધર્મના પ્રચારથી માણસોનાં હૃદયમાંથી લડાયક જુસ્સો નરમ પડી જશે, એવી જે આપ શંકા કરો છો, તે યોગ્ય નથી. જીવહિંસા કરવાથી માણસોનો એ જુસ્સો ટકી રહેશે, એ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે; કારણ કે જીવહિંસા કરનારાં માણસો કાંઇ લડાયક સ્વભાવનાં અને વિરોચિત્ત ભાવનાનાં હોય છે, એમ માની લેવાનું નથી: કિન્તુ ઘણા પ્રસંગે જીવહિંસા કરનારાઓ જ નિર્માલ્ય અને વીર્યહિન હોય છે, તેઓ જીવહિંસા કરે છે, તેટલા જ ઉપરથી તેમનાં શૌર્યની કિંમત આંકવાની નથી: કારણ કે નિર્દોષ અને ગરીબ પ્રાણીઓ કે જેઓ સ્વેચ્છાએ પોતાનું જીવન ગુજારતાં હોય છે, તેઓને વિના કારણ મારવામાં જરા પણ શૌર્ય રહેલું નથી. જેઓ ખરેખરા વીર્યવાન અને અથાગ બળવાન પુરૂષો હોય છે, તેઓ પોતાના બળનો ઉપયોગ ગરીબ અને નિરાધાર મુંગા પ્રાણીઓને મારવામાં કરતાં નથી. તેવા વીરશિરોમણી પુરૂષોનાં હૃદયમાં તો દયાનો ઝરો સતત વહેતો હોય છે અને તેથી તેઓ નિર્બળ જીવો તરફ હમેશાં ક્ષમાની દૃષ્ટીથી જ જોનારા હોય છે. બાદશાહ સલામત ! નિર્બળ અને અશક્ત જીવોને મારવા, તેમને હેરાન કરવા અને તેમને વગર ગુન્હાએ પકડીને પિંજરામાં પૂરવા, એ લેશ માત્ર પણ બહાદુરીનાં કાર્યો નથી: કિન્તુ તે તો કેવળ અધમ કાર્યોજ છે અને તેથી ખરેખરા વીર્યવાન માણસોએ તેવાં કાર્યોનો સર્વથા ત્યાગ કરવો જોઇએ. નિર્બળનું રક્ષણ કરવું, એ સબળનો ધર્મ છે અને આ ધર્મ એજ જીવદયા કિંવા અહિંસા છે. આ ઉપરથી આપ સારી રીત્યા સમજી શક્યા હશો કે જીવહિંસાના ત્યાગથી માણસનાં હૃદયમાંથી લડાયક ભાવનાનો નાશ થઇ જશે, એ માન્યતા કેવળ મૂર્ખતા ભરેલી છે."

બાદશાહે આનંદ પામીને કહ્યું. "ગુરુવર્ય ! નિર્બળનું રક્ષણ કરવું એ સબળનો ધર્મ છે અને આ ધર્મ એજ જીવદયા કિંવા અહિંસા છે, એ આપના કથનથી મારી શંકાનું નિવારણ થઈ ગયું છે. હું હવે સારી રીત્યા સમજી શક્યો છું કે જીવહિંસાના ત્યાગથી માણસનાં હૃદયમાંથી

લડાયક ભાવનાનો નાશ થઈ જતો નથી; કિન્તુ તેના ત્યાગથી માણસનું હૃદય ક્ષમાશીળ બને છે. આપના ઉપદેશની ઉત્તમ શૈલીથી મારા પ્રશ્નનો યોગ્ય ખુલાસો મને મળી ગયો છે અને તેથી મારી શહેનશાહતમાં જીવહિંસાની મના જેટલે દરજ્જે શક્ય હશે, તેટલે દરજ્જે તુરતજ કરવાની ગોઠવણ કરીશ. હવે સમય ઘણો થઇ ગયો હોવાથી આપને જવાની જરૂર હશે, તેમ મને પણ છે અને તેથી છેવટમાં મારી એક અરજ તરફ આપ ધ્યાન આપશો. મારી અરજ એ છે કે આપ કાયમ ફત્તેહપુરમાં જ રહીને મને આપના સતસમાગનો લાભ આપતાં રહેશો, એવી મારી અંતઃકરણની ઇચ્છા છે."

સૂરિજીએ કહ્યું. "નામવર શહેનશાહ! જીવહિંસાની મના કરવાની આપની તીવ્ર લાગણી જોઇને હું બહુજ ખુશી થયો છું. અને આપને વિનંતિ કરૂં છું કે આપની એ લાગણીને તુરતમાં જ અમલમાં મૂકશો. આપ મને ફત્તેહપુરમાં જ કાયમ રહેવાનો આગ્રહ કરો છો, એ ઠીક છે અને આપની ઇચ્છાને મારે માન આપવું જોઇએ; પરંતુ અમારા મુનિધર્મના અંગે મારાથી કાયમ એકજ સ્થળે રહી શકાય તેમ નથી અને તેથી દીલગીરી સાથે આપના આગ્રહનો મારે અસ્વીકાર કરવો પડે છે. અમારા મુનિધર્મના અંગે જો કે મારાથી કાયમ અહીં રહી શકાય તેમ નથી; તો પણ અસંગોપાત્ હું અહીં આવતો રહીશ, એ માટે આપ નિશ્ચિંત રહેશો; કારણ કે મને પોતાને પણ આપના જેવા લાયક નૃપતિના સહવાસથી ઘણોજ આનંદ ઉપજે છે. હાલ તો મારે થોડા સમયમાં વિહાર કરવાનો હોવાથી આપની પાસે શાંતિચંદ્ર ઉપાધ્યાયને રહેવાની સૂચના આપતો જઈશ. તે પોતે પણ ઘણાજ વિદ્વાન અને શાસ્ત્રના જાણકાર છે અને તેથી આપને તેમના સહવાસથી પણ ઘણોજ આનંદ થશે."

સૂરિજી એ પ્રમાણે કહીને પોતાના શિષ્યો સાથે ઉઠીને ઉભા થયા. શહેનશાહ અને અન્ય દરબારીઓ પણ ઉભા થઇ ગયા. તે પછી સૂરિજી પોતાના નિવાસસ્થાને આવ્યા અને શહેનશાહ તથા તેના દરબારીઓ રાજકીય કાર્યમાં ગુંથાયા. જીવહિંસાને પાપકર્મ નહિ માનનારા એક મુસલમાન શહેનશાહને પ્રતિબોધીને તેની પાસેથી તેના સમસ્ત રાજ્યમાં જીવહિંસા કરવાની મનાઇના ફરમાનો મેળવનાર અને તે પ્રમાણે અમલ કરાવનાર આચાર્ય શ્રી હીરવિજયસૂરિની સમયસૂચકતા અને તેમનાં આત્મબળની આપણે જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. સમસ્ત જગતનું કલ્યાણ કરનારા આવા મહાપુરૂષોનાં જીવનને ધન્ય છે!

---

# પ્રકરણ ૨૮ મું.

## સ્થિત્યંતર

સુખ અને દુઃખ, ચડતી અને પડતી તથા ઉદય અને અસ્ત એ પ્રકૃતિના સામાન્ય નિયમો છે અને તે એવી રીતે સંકળાયલા છે કે વ્યક્તિ અને સમષ્ટિ ઉપર તેઓ અનુક્રમે પોતાનું સામ્રાજ્ય જમાવતા જોવામાં આવે છે. આ નિયમો એ બીજું કાંઇ જ નહિ; પરંતુ પૂર્વ જન્મમાં કરેલાં કર્મોનાં ફળવિશેષ જ હોવાથી તેને સહન કર્યા સિવાય અન્ય એક પણ ઉપાય મનુષ્યને માટે રહેતો નથી. કર્મનાં એ ફળોને અનુકૂળ બનીને સહન કરવાં, એમાં ખરો પુરૂષાર્થ રહેલો છે અને તેથી જે માનવો તે પ્રમાણે સુખ અને દુઃખ ઉભય સ્થિતિઓને શાંતિથી અનુભવીને પોતાનાં જીવનને ઉજ્જવળ બનાવે છે. તેઓ જ ખરેખરા મહાપુરૂષો છે. મેવાડના મહારાણા પ્રતાપસિંહ અને મંત્રીશ્વર ભામાશાહ આદિ વીર પુરૂષોએ પોતાની જન્મભૂમિનો ઉદ્ધાર કરવાને, પોતાનું સ્વમાન સાચવી રાખવાને, પોતાના ધર્મનું રક્ષણ કરવાને, પોતાની કીર્તિને ટકાવી રાખવાને અને પોતાની સ્વતંત્રતાને પુનઃ મેળવવાને જે જે પ્રયાસો કર્યા હતા, તે સર્વ પ્રયાસોનું યોગ્ય ફળ તેમને તત્કાળ મળ્યું નહોતું; કિન્તુ દરેક વખતે તેમને દુઃખ અને પરાજયને જ અનુભવવાં પડ્યાં હતાં, એ અત્યાર સુધી બનેલી ઘટનાઓથી વાચક મહાશયો સારી રીતે પરિચિત છે; પરંતુ સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, એ જેમ અનુક્રમે આવ્યા કરે છે, તે પ્રમાણે હવે પ્રતાપસિંહની વર્તમાન સ્થિતિમાં ફેરફાર થવાનો વખત સ્વાભાવિક રીતે આવી પહોંચ્યો હતો. દેશભક્ત ભામાશાહે પોતાની સઘળી સંપત્તિ મેવાડના ઉદ્ધારને માટે મહારાણા પ્રતાપસિંહને અર્પણ કરવાથી તે તેની મદદ વડે સૈનિકોને મેળવી શક્યો હતો. આ ઉપરાંત રાયધવલ અને બીજા ઠાકોરોએ પણ પોતાના સૈન્યો પ્રતાપસિંહની મદદમાં આપ્યા હતા અને તેથી તે પોતાની પાસે સારૂં લશ્કર જમા કરવાને શક્તિવાન થયો હતો. લશ્કરને એકત્ર કર્યા પછી પ્રતાપસિંહે ભામાશાહને મુખ્ય સેનાપતિની પદવી આપીને કેટલુંક સૈન્ય તેને સુપ્રત કર્યું અને બાકીનું બીજું સૈન્ય અમરસિંહ, રણધીરસિંહ, કર્મસિંહ ગોવિંદસિંહ, કૃષ્ણલાલ વગેરેના કબજામાં સોંપીને અબ્દુલરહીમખાંની સરદારી નીચે આવતા મોગલ સૈન્યની સામે થવાને સર્વ પ્રકારની વ્યવસ્થા કરી લીધી. સિપાહસાલાર અબ્દુલરહીમખાં

બહુજ દિલાવર દિલનો હોવાથી તેણે પ્રતાપસિંહને હેરાન કરવાને અને તેનાં સૈન્ય સાથે યુદ્ધ કરવાને હજુ સુધી કાંઇ પણ પ્રયાસ કર્યો નહોતો: કિન્તુ તે તો પોતાનાં વિશાળ સૈન્યને આસપાસ ગોઠવી દઇને એક સ્થળે નિરાંતે બેસી રહ્યો હતો. આ તકનો લાભ લઇ પ્રતાપસિંહના કુમાર અમરસિંહે મોગલોના શેરપુરના થાણા ઉપર હુમલો કર્યો. આ થાણામાં મોગલસૈન્ય બહુજ થોડું હોવાથી ક્ષણવારમાં તેણે તેને કબજે કરી લીધું અને તેની અંદરના મનુષ્યોને કેદ કરીને પ્રતાપસિંહ આગળ લઇ ગયો. પ્રતાપસિંહ તથા ભામાશાહ આ સમયે મોગલ સૈન્યનાં બીજાં થાણાંઓને શી રીતે જીતી લેવા, તે વિષે યોગ્ય સ્થળે વિચાર કરી રહ્યા હતા. અમરસિંહ કેદ કરેલા મનુષ્યોને લઇને ત્યાં હાજર થયો અને પોતે શેરપુરના થાણાને કેવી રીતે જીતી લીધું, તે વિષેની સઘળી વાત તેને કહી દર્શાવી. પ્રતાપસિંહે તેની સઘળી વાત સાંભળી લઇને કહ્યું. "પ્રિય પુત્ર અમરસિંહ! શરૂઆતમાં જ તેં મોગલ સૈન્યના થાણાને જીતી લીધું, તે માટે તને હું મુબારકબાદી આપું છું અને ઇચ્છું છું કે બીજાં થાણાંઓને કબજે કરવામાં પણ તું વિજયી થઇશ; પરંતુ આ મનુષ્યો કોણ છે? તેમને તું અહીં શા માટે લાવ્યો છે?"

અમરસિંહે આનંદપૂર્વક જવાબ આપ્યો. "પિતાજી! તેઓ કોણ છે, તે હું જાણતો નથી; પરંતુ શેરપુરના થાણામાંથી તેમને કેદ કરેલા છે. મને લાગે છે કે તેઓ કોઇ મોગલ સરદારનાં કુટુંબનાં મનુષ્યો હોવા જોઇએ."

પ્રતાપસિંહે જરા કરડા અવાજે કહ્યું. "અમરસિંહ! આ નિરાધાર સ્ત્રીઓ અને બાળકોને કેદ કરવામાં તેં ડહાપણનું કાર્ય કર્યું નથી: કેમકે સ્ત્રીઓ કે બાળકોને કેદ કરવાનો આપણા ક્ષત્રિયોનો ધર્મ નથી. ક્ષત્રિયોએ તો નિરાધાર મનુષ્યોને હમેશાં મદદ કરવી જોઇએ, તેના બદલે તું આમને પકડીને અહીં લઇ આવ્યો છું, તે યોગ્ય નથી; માટે તેમને તત્કાળ મુક્ત કરીને તેઓ કહે તે સ્થળે તેમને પહોંચતાં કરવાની ગોઠવણ તુરતજ કરીને પાછો અહીં ચાલ્યો આવજે."

અમરસિંહે કહ્યું. "પિતાજી! આપનું કથન સત્ય છે; કારણ કે તેમને પકડવામાં મારી ભૂલ થયેલી છે, એ હું કબુલ કરૂં છું અને તે માટે આપની ક્ષમા માગું છું. આપની આજ્ઞા મુજબ તેમને યોગ્ય સ્થળે પહોંચાડીને હમણાં જ હું આવું છું."

એ પ્રમાણે કહીને અમરસિંહ પકડી લાવેલ સ્ત્રીઓ તથા બાળકોને લઇને ત્યાંથી જવાનું કરતો હતો, એટલામાં પ્રતાપસિંહે તેને જતાં

અટકાવ્યો અને તે માંહેના એક દશેક વર્ષના બાળક તરફ જોઈને પૂછ્યું.
"તારૂં નામ શું છે?"

"મારૂં નામ?" બાળકે જરા અજાયબી દર્શાવતાં જવાબ આપ્યો. "મારૂં નામ સીકંદરખાં છે."

"સીકંદરખાં!" પ્રતાપસિંહે કહ્યું. "તારી પાસે ઉભેલો આ પરિવાર કોનો છે તથા તું કોનો બેટો છે?"

"મોગલસૈન્યના શેરમર્દ સિપાહસાલાર ખાનખાના અબ્દુલરહીમખાંના સુપ્રસિદ્ધ નામને તો તમે સાંભળ્યું છે ને? આ પરિવાર તેમનો જ છે અને હું પણ તેમનો જ બેટો છું."

"બહુ સારૂં. હું તેમને સર્વને તમારા પિતાના નિવાસસ્થાને સુખરૂપ પહોંચાડવાની ગોઠવણ કરૂં છું. તમે સર્વ મારા કુમાર અમરસિંહ સાથે જાઓ; તે તમને તમે કહેશો, ત્યાં પહોંચતાં કરશે." પ્રતાપસિંહે એ પ્રમાણે કહીને અમરસિંહને તેમની સાથે જવાની સૂચના કરી.

અમરસિંહ પોતાના પિતાની આજ્ઞા મુજબ તેમને સર્વને લઈને ત્યાંથી ચાલ્યો ગયો, તે પછી પ્રતાપસિંહે ભામાશાહ તરફ જોઈને કહ્યું. "મંત્રીશ્વર! આ સમયે શરૂઆતમાં જ મોગલોનું થાણું આપણે કબજે થવાથી મને લાગે છે કે હવે આપણો વિજય જ થશે. કેમ, તમારી શી માન્યતા છે?"

ભામાશાહે પોતાનો અભિપ્રાય આપતાં કહ્યું. "મહારાણા! આપની ધારણા સત્ય છે; કારણ કે શરૂઆતમાં જીત થવી. એ ભવિષ્યમાં મળનારા મોટા વિજયનું શુભ શુકન છે અને તેથી હવે આપણો વિજય જ થશે, એ નિઃસંદેહ વાત છે. જેવી આપની માન્યતા છે, તેવીજ મારી પણ માન્યતા છે; પરંતુ તે સાથે મારો અભિપ્રાય એવો છે કે આપણે હવે જેમ બને તેમ જલદીથી મોગલોનાં બીજાં થાણાંઓ ઉપર ચડાઈ લઈ જવાની અગત્ય છે."

"મારો અભિપ્રાય પણ એવોજ છે અને તેથી હું તથા તમે ઉભય આપણી પાસેનાં સૈન્ય સાથે એકદમ દેલવાડાના કિલ્લા ઉપર ચડાઈ લઈને જઈએ; કારણ કે એ કિલ્લામાં શાહબાજખાં પોતાનાં થોડા જ સૈન્ય સાથે પડેલો છે અને તેથી એ કિલ્લો આપણા કબજામાં સહજમાં આવી શકશે. સિપાહસાલાર ખાનખાના ક્યાં છે, તેનો પત્તો આપણને હજુ મળ્યો નથી અને જો કદાચ મળશે, તો પણ તેનાં વિશાળ સૈન્ય સામે થવાની આપણામાં હજુ શક્તિ નથી અને તેથી પ્રથમ શાહબાજ-

ઓને હઠાવી દેવા, એજ આપણા માટે યોગ્ય છે." પ્રતાપસિંહે ભામાશાહના અભિપ્રાયને અનુમોદન આપતાં પોતાના વિચારો કહી બતાવ્યા.

આપે કહી બતાવેલા વિચારો સ્તુત્ય છે. એ પ્રમાણે વર્તવાથી દેલવાડાના કિલ્લાને હસ્તગત કરવાની સાથે કોમલમેરના કિલ્લાને પણ આપણે તુરતમાંજ હસ્તગત કરી શકશું અને આ બન્ને કિલ્લાઓ એટલા બધા મજબૂત છે કે તેનો કબજો મેળવ્યા પછી આપણે મોગલોની સાથે ઘણીજ સરલતાથી યુદ્ધને ચાલુ રાખી શકવાને શક્તિમાન થઇ શકશું." ભામાશાહે પ્રતાપસિંહના વિચારો સાથે સંમત થતાં કહ્યું.

"અને આપણા સૈન્યની બીજી ટુકડીઓને મોગલોના બીજાં થાણાંઓ ઉપર હુમલો લઇ જવાની અને પરસ્પર સહાય આપવાની સૂચના આપી દઇએ." પ્રતાપસિંહે એમ કહીને પોતાની પાસે પણ જરા દૂર ઉભેલા બે સૈનિકોને બોલાવી ગોવિંદસિંહ, અમરસિંહ તથા કર્મસિંહ વગેરેને યુદ્ધની ગોઠવણ સંબંધી ઘટતી સૂચનાઓ આપવાને માટે યોગ્ય સ્થળે રવાના કરી દીધા.

આ પ્રમાણે બધો વ્યૂહ રચીને પ્રતાપસિંહ તથા ભામાશાહ પોતાના સૈન્ય સાથે દેલવાડાના કિલ્લા ઉપર ચઢાઇ લઇ ગયા અને ત્યાં પહોંચીને સહસા કિલ્લાને તેમણે ઘેરો પણ નાંખી દીધો. શાહબાજખાંને શત્રુસૈન્યના આગમનની ખબર પડતાં તે પ્રથમતો અત્યન્ત થઇ ગયો; પરંતુ તે પછી હિંમતને ધરીને પોતાની પાસે જે થોડું ઘણું સૈન્ય હતું, તેને તૈયાર કરી કિલ્લાનો બચાવ કરવા પ્રયાસમાં પડ્યો. દેલવાડાના કિલ્લાની ચોતરફ પોતાના સૈનિકોને યોગ્ય રીત્યા ગોઠવી દીધા પછી મહારાણાએ પોતાના એક દૂતને શાહબાજખાંની પાસે કિલ્લો પોતાને વગર હરકતે સોંપી દેવાને માટે વાતચિત કરવા મોકલ્યો; પરંતુ શાહબાજખાંએ તેનું અપમાન કરીને તેને કેદ કરી લીધો. મહારાણા પ્રતાપસિંહને આ વાતની ખબર પડતાં તે બહુજ ગુસ્સે થયા અને તેથી તેમણે તુરતજ કિલ્લા ઉપર હુમલો કરવાનો અને તેને તોડી પાડવાનો હુકમ આપી દીધો. રજપૂત સૈનિકો આજ્ઞા મળતાંજ કિલ્લા ઉપર તુટી પડ્યા અને ક્ષણવારમાં તેને એક બાજુએથી તોડી નાંખીને અંદર દાખલ થઇ ગયા. શાહબાજખાં પણ પોતાના સૈનિકો સાથે યુદ્ધ કરવાને સામે દોડી આવ્યો. મંત્રીશ્વર ભામાશાહે તેને તુરતજ પકડી પાડ્યો અને તેને પોતાનાં શસ્ત્રો સંભાળવાની સૂચના આપી દીધી. આ ઉભય યોદ્ધાઓ વચ્ચે બહુજ સખ્ત રીતે યુદ્ધ ચાલ્યું. કેટલીક વાર સુધી તો કોણ કોને હરાવશે, એ કહી શકાય તેમ નહોતું; પરંતુ તે પછી તુરતજ ભામાશાહે ક્રોધે ભરા-

ઈને શાહબાજખાંના શસ્ત્ર પકડેલા હાથ ઉપર પોતાની તલવારનો સખ્ત ફટકો લાગ જોઈને લગાવી દીધો અને તેજ ક્ષણે શાહબાજખાંના હાથમાંથી તેની તલવાર ખણખણાટ કરતી દૂર જઈને ઉડી પડી. ભામાશાહે આ તકનો લાભ લઈને શાહબાજખાંનાં મસ્તક ઉપર પોતાની તલવાર ઉગામી અને જો તેણે ઘા કર્યો હોત, તો તે ખુદાના દરબારમાં પણ પહોંચી ગયો હોત; પરંતુ નિઃશસ્ત્ર પ્રતિસ્પર્ધિને નહિ મારવાનો વિચાર કરીને તેણે પોતાની તલવારને મ્યાનમાં નાંખી દીધી. તલવારને મ્યાન કર્યા પછી તેણે અનુકંપા દર્શાવતાં કહ્યું. "ખાંસાહેબ! તમે મારા પ્રતિસ્પર્ધિ છો અને તે ખાતર તમને ખુદાતાલાની હજુરમાં મોકલવાની આ તકને ચૂકી જવી જોઈએ નહિ; પરંતુ અત્યારે તમે નિઃશસ્ત્ર છો અને તેથી તમારા ઉપર ઘાવ કરવાનું મને વ્યાજબી લાગતું નથી. મારી ઈચ્છા છે કે તમે કાંતો શસ્ત્રને પુનઃ ધારણ કરો અને કાંતો અહિંથી સુખરૂપ પલાયન કરી જાઓ."

શાહબાજખાંએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. તે દિલગીરી ભરેલા મુખેથી આસપાસ જોઈ રહ્યો. તેને ચુપ રહેલો જોઈને કહ્યું: "શો વિચાર કરો છો, ખાંસાહેબ!"

આ વખત પણ તેણે કાંઈ ઉત્તર આપ્યો નહિ; કિન્તુ તે તો પૂર્વવત્ આસપાસ જોઈ રહી. આ ઉપરથી તેની નાશી જવાની ઈચ્છા જાણીને ઉદાર દિલનો ભામાશાહ તેને તેવી તક આપવાની ખાતર કાંઈ પણ બોલ્યા વિના ત્યાંથી અન્યત્ર ચાલ્યો ગયો. શાહબાજખાંને પણ એટલુંજ જોઈતું હતું. ભામાશાહને ત્યાંથી ચાલ્યો ગયેલો જોઈને તે તુરતજ સાવધ થયો અને પોતાના થોડા ઘણા સૈનિકો જે આ યુદ્ધમાંથી બચવા પામ્યા હતા, તેમને લઈને ત્યાંથી નાશી ગયો. આ પ્રમાણે દેલવાડાના કિલ્લાનો કબજો પ્રતાપસિંહનાં હસ્તગત થતાં તેણે પોતાની આણ ત્યાં વર્તાવી દીધી અને ત્યારપછી ભામાશાહને કોમલમેરના કિલ્લા ઉપર ચડાઈ લઈ જવાની આજ્ઞા આપી દીધી. પોતાના મહારાણાની આજ્ઞા મુજબ મંત્રીશ્વર ભામાશાહ કેટલાક સૈનિકો સાથે કોમલમેરના કિલ્લા ઉપર હુમલો કરવાને તુરત ચાલ્યો ગયો. ભામાશાહે કોમલમેર નજીક આવીને કિલ્લાની ચોતરફ પોતાનું સૈન્ય ગોઠવી દીધું એટલામાં પ્રતાપસિંહ પણ દેલવાડાના કિલ્લાનો ભાર સલુંબરરાજ ગોવિંદસિંહને સોંપી તુરત રણધીરસિંહ અને કમસિંહની સાથે તેની મદદે આવી

પહોંચ્યો. કોમલમેરનો કિલ્લેદાર અબ્દુલખાં રાજપૂત સૈન્ય સાથે ઘણીજ બહાદુરીથી લડ્યો; પરંતુ રાજપૂતોના પ્રબળ ધસારા સામે તે ટકી શક્યો નહિ એટલુંજ નહિ, પણ તેના ઘણા ખરા સૈનિકો સાથે તેનો નાશ થયો. કોમેલમેરનો કબજો આ રીતે હસ્તગત થતાં મહારાણાનો ઉત્સાહ દ્વિગુણિત વધી ગયો અને તેથી તેમણે અનુક્રમે બીજા અનેક કિલ્લાઓ, દુર્ગો, ગ્રામો, શહેરો અને નગરો કબજે કરવા માંડ્યાં. દેલવાડાનાં યુદ્ધમાં શાહબાજખાંનો પરાજય થવાથી બાદશાહ અકબર તેના ઉપર ઘણોજ નારાજ થયો અને તેથી તેણે તેને પાયરીમાં નીચે ઉતારી નાંખ્યો હતો. આ સમય દરમ્યાન શહેનશાહ અકબરને જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિના ઉપદેશની ઘણી સારી અસર થઇ હતી તેમજ તેનું ઘણું ખરૂં ધ્યાન ઉત્તર તથા પશ્ચિમમાં ચાલતી રાજકીય ખટપટોમાં અને ખુદ આગ્રામાં પણ પોતાના વિરૂદ્ધ કેટલાક ઉમરાવોની સલાહથી પોતાના બેટા સલીમની મારફત કાવાદાવા ચાલતા હોવાથી તેમાં રોકાયેલું રહેતું હતું અને તેથી તેણે મહારાણા પ્રતાપસિંહની બહુ દરકાર રાખી નહોતી. તેણે અબ્દુલરહીમખાંને તુરતજ પાછો બોલાવી લીધો અને બીજી કામગીરી ઉપર તેને રોક્યો. આ તકનો લાભ લઇને પ્રતાપસિંહે મેવાડનો ઘણો ખરો ભાગ પોતાને કબજે કરી લીધો. શહેનશાહે મહારાણાને પુનઃ પકડવાને જગન્નાથ કચ્છવાહને વિશાળ સૈન્ય સાથે મોકલ્યો. તેણે મેવાડમાં આવીને મહારાણાને પકડવાને માટે ઘણી તજવીજ કરી; પરંતુ તેમનો કાંઇ પત્તો નહિ લાગવાથી છેવટે તે પણ કંટાળીને પાછો ચાલ્યો ગયો. તેના ગમન પછી બાદશાહ અકબરે ફરીથી કોઈ પણ સિપાહસાલારને મેવાડમાં યુદ્ધ કરવાને માટે મોકલ્યો નહિ અને તેથી મહારાણા પ્રતાપસિંહે ચિત્તોડ, અજમેર અને માંડલગઢ સિવાય મેવાડના તમામ પ્રદેશને જીતી લીધો હતો. ત્યારબાદ મહારાણાએ રાજા માનસિંહ તથા જગન્નાથ કચ્છવાહને પોતાના બાહુબળનો સ્વાદ ચખાડવાની ખાતર તેમની રાજધાનીના નગરો ઉપર ચડાઇ કરી અને તેમની સંપત્તિ લુંટી લઇને પોતાની કીર્તિને ચોતરફ પ્રસારી દીધી.

આ રીતે મેવાડનું સ્થિત્યંતર થયું. જે મેવાડને પુનઃ મેળવવાની એક પણ આશા પ્રતાપસિંહને રહી નહોતી, તે મેવાડના ઘણા ભાગને ઘણીજ સરલતાપૂર્વક કબજે કરવાથી તેને ઘણોજ હર્ષ થયો. સંસારની ઘટમાળ આ પ્રમાણેજ ચાલી રહી છે. ઉદય અને અસ્તના ત્રિકાલાબાધ નિયમનું સત્ય આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ. મેવાડનો

પરાજય અને ત્યારબાદ તેનો પુનરૂદ્ધાર એજ આ નિયમનું રહસ્ય છે. મંત્રીશ્વર ભામાશાહના સ્વાર્પણથી મેવાડનો પુનરૂદ્ધાર થયો, એ પ્રત્યેક ઇતિહાસકારે સ્વીકારે છે અને તેથી તેની કીર્તિ મેવાડના ઉદ્ધારકર્તા તરીકે યાવત્‌ચંદ્રદીવાકરો બનવા પામી છે. એક જૈનના હાથથી-તેના સ્વાર્પણથી મેવાડનો પુનરૂદ્ધાર થયો, તેની સ્વતંત્રતા સચવાણી, તેની પ્રજાનું રક્ષણ થયું, તેના ભાગ્યનું પરિવર્તન થયું અને રાજપૂતોની આબરૂ ઉજ્જવળ રહેવા પામી, એ સમસ્ત જૈનીઓને માટે કાંઈ જેવા તેવા ગૌરવનો વિષય નથી. જે મેવાડ ધન-જનશુન્ય બની ગયું હતું, તે પોતાના સ્વામીના આગમનથી પુનઃ મંગળમય બની ગયું અને જે મેવાડીઓ પ્રતાપસિંહના પરાજયથી દુઃખમાં દિવસો પસાર કરતા હતા, તેઓ તેના વિજયથી આનંદસાગરમાં ડોલવા તથા સુખપૂર્વક રહેવા લાગ્યા. પ્રબળ પ્રતાપી મોગલ સમ્રાટ શહેનશાહ અકબરના ચરણોમાં જ્યારે અન્ય રાજપૂતો પોતાના મસ્તકને નમાવી રહ્યા હતા, ત્યારે મેવાડનો મહારાણો પ્રતાપસિંહજ માત્ર પોતાનું મસ્તક ઉન્નત રાખી શક્યો હતો.



## પ્રકરણ ૨૯ મું.

### પ્રેમી યુગલ.

**"અગાધ ભવ સિંધુ તરને, ઔર ન કોઈ ઉપાય;**
**પ્રેમ નાવકે આશરે, પ્રેમી-જન તર જાય."**

વસંતરૂતુ ચાલતી હતી. રૂતુરાજ વસંતના આગમનથી જાઈ, જુઈ, ગુલાબ, મોગરો અને ચંપાદિ ફૂલો ખીલી રહ્યાં હતાં, સરોવરમાં કમળનાં પુષ્પો નૃત્ય કરી રહ્યાં હતાં, મધુર અને મંદ પવન વહેતો હતો, દિવસો આનંદી જણાતા હતાં અને મનુષ્યો હર્ષમાં મોજથી વૈભવ માણતાં હતાં. વસંતરૂતુ એ પ્રેમક્રીડાનું મુખ્ય સાધન હોવાથી તે રૂતુમાં પ્રેમીયુગલોના અધીર હૃદયો હર્ષથી પૂર્ણ થઇ જાય છે અને તેમનાં બધાં વ્યવહારમાં પ્રેમનું સામ્રાજ્ય ઝલકતું જોવાય છે. પ્રેમી યુગલોના હૃદયની વાત-તેમાં ચાલી રહેલી તાલાવેલીને માત્ર પ્રેમી મનુષ્યો જ સમજી શકે તેવી હોવાથી અમારૂં તત્સંબંધી કથન અસ્થાને છે; તેમ છતાં માનવ હૃદ-

યના સ્વાભાવિક સદ્દગુણને પ્રસક્ષ દર્શાવવાની લાલચને અમે રોકી શકતાં નથી. તત્ત્વનિષ્ટ મનુષ્યોએ સંસારને અસાર અને દુઃખમય જણાવેલો છે, એ અમે જાણીએ છીએ અને તેમનાં અનુભવગમ્ય વચનોને અમે સ્વીકારીએ પણ છીએ; પરંતુ આ કહેવાતા અસાર અને દુઃખમય સંસારમાં સુખનું એક સાધન છે અને તે શુદ્ધ–નિર્મળ પ્રેમ છે. અગાધ એવા ભવસિંધુને સરલતાપૂર્વક તરી જવામાં પ્રેમ એ નાવ સમાન છે. પ્રેમનું રહસ્ય અદ્દભુત છે, અલૌકિક છે અને વર્ણનાતિત છે. જે માનવોનાં હૃદયોમાં પ્રેમનો જન્મ થયો હોય છે, તે માનવો ખરેખરા પૂજ્નીય અને વંદનીય બને છે એટલુંજ નહિ, પણ તેઓ જગતમાં સચોટ દાખલો બેસારી જવાની સાથે મનુષ્યોનું કલ્યાણ પણ કરી જાય છે. આજકાલના યુગમાં પ્રેમની જે વાતો થાય છે અને પ્રેમનાં જે ચિત્રો જોવામાં આવે છે, તેને અમે મહત્તા આપતા નથી; કારણ કે પ્રેમનાં શુદ્ધ અને પવિત્ર નામને વર્ત્તમાનમાં ઘણે ભાગે અશુદ્ધ અને અપવિત્ર બનાવી દીધું છે અને તેથી હાલના સમયમાં પ્રેમના નામે જે નાટક ચાલી રહેલું છે, તેને અમે મોહનું પ્રાબલ્ય જ ગણીએ છીએ. પ્રેમ અને મોહ એ બન્ને જૂદી જૂદી વસ્તુઓ છે; પ્રેમ સદ્દગુણ છે, જ્યારે મોહ દુર્ગુણ છે; પરંતુ વર્ત્તમાન સમયમાં મોહને જ પ્રેમનું નામ આપીને તેનાં ગુણાનુવાદ ગાવામાં કશી પણ મણા મૂકવામાં આવતી નથી. ભ્રાતૃભાવની, સમાજસેવાની, દયાની, સંપની અને પ્રેમની વાતો ઘણી થાય છે અને તે માટે પ્રયાસો પણ ઘણા થાય છે; પરંતુ જેઓ સદ્દગુણ વિષયની વાતો કરી રહ્યા છે, તેમનાં હૃદયો તપાસ્યાં હોય, તોજ ખરી ખબર પડે કે તેઓનાં હૃદયોમાં પ્રેમને સ્થાન મળેલું છે કે નહિ. અમે ખાતરીપૂર્વક કહીએ છીએ કે હાલમાં જે પ્રેમની વાતો થાય છે, તેનો અર્થ કાંઇજ નથી એટલુંજ નહિ, પણ પ્રેમના નામે મોહનું સામ્રાજ્ય પ્રસરતું જોવામાં આવે છે. સાંભળીએ છીએ કે સમાજની, ધર્મની અને દેશની અવનતિ થયેલી છે અને તેથી તેમાં સુધારો કરવાની તાત્કાલિક જરૂર છે; અમે પણ આ વાતને સ્વીકારીએ છીએ; પરંતુ જે સમયે મનુષ્યોનાં હૃદયોમાંથી પ્રેમ, કરૂણા, મૈત્રી, સંપ અને નિઃસ્વાર્થ ભાવનાદિ સદ્દગુણોનો નાશ થતો જોવામાં આવતો હોય, તે સમયે માનવસમાજની સાથે સાથે ધર્મ અને દેશની અવનતિ થયેલી જોવામાં આવે, તો તે શું સ્વાભાવિક નથી ? અલબત્ત તે સ્વાભાવિક જ છે; પરંતુ તે વિષયને એક

ઐતિહાસિક નવલકથાકાર તરીકે અમે ચર્ચવાનું પસંદ કરતા નથી અને તેથી તેને અમે આટલેથી જ બંધ કરીએ છીએ.

વર્તમાન સમયમાં વિધાતાની વિચિત્ર લીલાથી શુદ્ધ અને નિર્મળ પ્રેમને હૃદયમાં ધારણ કરનારાં મનુષ્યો થોડાં જોવામાં આવતા હશે: તો પણ તેવાં પ્રેમીયુગલો આ પુનિત ગણાતાં હિન્દુસ્થાનમાં પૂર્વે ઘણાં થઇ ગયાં છે, એ નિર્વિવાદ સત્ય છે. હિન્દુસ્થાન દેશ તો આજે પણ એનો એજ છે: પરંતુ સમય અને સ્થિતિમાં ફેરફાર થઇ ગયેલો હોવાથી માનવ–પ્રાણીઓનાં હૃદયોમાં પણ તફાવત પડી ગયો છે અને તેથીજ પ્રેમનું સ્થાન મોહે લઇ લીધું છે. આ ઉપરથી પૂર્વે મોહનું સ્થાન અસ્તિત્વજ નહોતું, એમ કહેવાનો અમારો આશય નથી, તેમ એ પ્રમાણે માની લેવાનું પણ નથી: પરંતુ અમારો કહેવાનો ભાવાર્થ માત્ર એટલો જ છે કે હાલમાં મોહનું જે પ્રબળ સામ્રાજ્ય જામી ગયું છે, તેવું પૂર્વે સર્વથા નહોતું. તે સમયે એવાં ઘણાં પ્રેમીયુગલો હયાતી ધરાવતાં હતાં કે જેમણે પોતાના ધર્મની ખાતર, પોતાના દેશની ખાતર, પોતાના સમાજની ખાતર, પોતાની કીર્તિની ખાતર અને પોતાના ગૌરવની ખાતર પોતાના પ્રિય પ્રાણની દરકાર રાખી નહોતી. આ વાતને માત્ર અમેજ કહીએ છીએ, એમ નથી; કિન્તુ ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે અને તેથી ઇતિહાસનાં રસિક જનો અમારી વાતને સારી રીતે સમજી શકે તેમ છે. વિજય અને ચંપાનું યુગલ પણ આવાં પ્રેમીયુગલોમાંહેનું એક હતું. શહેનશાહ અકબરની અત્યંત રૂપશાલિની શાહજાદીના પ્રેમમાં નહિ ફસાતાં વિજયે જેમ પોતાનાં હૃદયને સ્વસ્થ રાખ્યું હતું, તેમ ચંપાએ પણ, તેના પિતાના તેને કોઇ લાયક અને શ્રીમંત યુવક સાથે પરણાવવાના આગ્રહની સામે પોતાની દૃઢતાને ટકાવી રાખી હતી. આ ઉભય પ્રેમીઓનાં હૃદયોમાં શુદ્ધ અને નિર્મળ પ્રેમનો જન્મ થયેલો હોવાથી તેઓ પોતાની દૃઢતાને છેવટ સુધી સાચવી શક્યાં હતાં અને તેથીજ તેઓ પોતાની ધારણામાં ફલિભૂત થયાં હતાં. ચંપાએ કરેલાં વ્રતના ઉત્સવ પછી ધાનસિંહ શેઠે તેનું વિજય સાથે લગ્ન તુરતમાં જ કરી નાંખ્યું હતું. આ સમયે ખુદ શહેનશાહ અકબરે જાતે હાજર રહીને તેમને અખુટ સંપત્તિથી નવાજ્યાં હતાં. લગ્ન થયા પછી વિજય અને ચંપાનું પ્રેમીયુગલ પ્રેમનો અનુભવ કરતું સુખમાં દિવસો વ્યતિત કરતું હતું. આજ સુધી નવલકથાની અન્ય ઘટનાઓમાં આપણે ગુંચાયલા રહેવાથી તેમને વિસરી ગયા હતા: પરંતુ હવે તેની સમાપ્તિ થવાની હોઇ તેમનાં સુખી સંસારનું એકાદ ચિત્ર આલેખવાની

અમારી તીવ્ર ઈચ્છાને અમે રોકી શકતાં નથી. આ બધો સમય દરમ્યાન વિજય પોતાની પ્રિયતમા ચંપાના સુખભર્યા સહવાસમાં રહેવાથી શાહજાદી આરામબેગમને સર્વથા વિસરી ગયો હતો: પરંતુ શાહજાદી તેને તેની પેઠે વિસરી ગઇ નહોતી. શહેનશાહ અકબરે શાહજાદીની પ્રત્યેક ચર્યા ઉપર સખ્ત દેખરેખ રાખેલી હોવાથી તે પુનઃ વિજયને કદાપિ મળી શકી નહોતી: પરંતુ તેથી કરીને તેનાં હૃદયમાંથી વિજયની સ્મૃતિ ભૂંસાઇ ગઇ નહોતી. તે પોતાના આવાસમાં અને તાતારિણી સ્ત્રીઓ અને હબસી ગુલામોના સખત ચોકીપહેરામાં રહ્યાં છતાં પણ વિજયને પ્રતિદિન સંભારતી હતી અને તેનું ધ્યાન સદૈવ ધરતી હતી. શાહજાદી આરામબેગમનાં હૃદયમાં વિજય પ્રતિ જે લાગણી અસ્તિત્વ ધરાવતી હતી, તેને પ્રેમ–શુદ્ધ અને નિર્મળ પ્રેમની ગણનામાં મૂકવી કે કેમ, તે અમે જાણતાં નથી અને તેનો નિર્ણય કરવાનું કાર્ય અમે અમારા વાંચક મહાશયોને જ સોંપીએ છીએ.

અમે ઉપર કહી ગયા તેમ વસંતઋતુ તો ચાલતી જ હતી અને વળી વિશેષમાં જે સમયની ઘટનાનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ અત્રે અમે હાથમાં લીધો છે, તે સમયે પ્રાતઃકાળ હતો: મધુર અને સ્નિગ્ધ પવનની લહરીઓ ઓરડાનાં વાતાયનની પાસેજ સુશોભિત આસન ઉપર બેઠેલા વિજયને આનંદનો મીઠો અનુભવ કરાવતી હતી. પ્રાતઃકાળના આવશ્યકીય કાર્યોથી પરવારી જે વખતે વિજય નિર્મળ ચિત્તે એકાદ ધાર્મિક પુસ્તકનું અધ્યયન કરી રહ્યો હતો, તે વખતે તેના નોકરે આવી તસ્લીમ કરીને કહ્યું. “ સાહેબ ! આપને એક સ્ત્રી મળવાને માટે આવી છે તે આપની આજ્ઞાની રાહ જોતી બહાર દરવાજે ઉભી છે. ”

વિજયે પુસ્તકમાંથી પોતાની દૃષ્ટિને બહાર કહાડીને તેને પૂછ્યું. “ તે સ્ત્રી કોણ છે અને મને શું કારણથી મળવાને માગે છે ? ”

“ તે વિષે હું કાંઇ પણ જાણતો નથી અને તેથી આપની આજ્ઞા હોય તે પ્રમાણે અમલ કરૂં. ” નોકરે નમ્રતાથી જવાબ આપ્યો.

“ ઠીક; એને અહીં લઇ આવ. ” વિજયે આજ્ઞા આપી.

નોકર તુરત જ ચાલ્યો ગયો અને થોડી વારમાં એક સ્ત્રીની સાથે પુનઃ વિજય સન્મુખ આવીને ઉભો રહ્યો. તે સ્ત્રીને આવેલી જોઇને વિજયે પોતાના નોકરને બહાર ચાલ્યા જવાની ઇશારત કરી અને તે ગયા પછી તેણે આવનાર સ્ત્રી તરફ જોઇને પૂછ્યું. “ તમે કોણ છો અને અત્રે શું કામ માટે આવેલા છો ? ”

આવનાર સ્ત્રીએ વિજયના મુખ સામે તિક્ષ્ણ દ્રષ્ટિ સમેત જોઇને જવાબ આપ્યો. "હું અત્રે શું કામ માટે આવેલી છું, એની પછી વાત; પરંતુ આપ મને ઓળખતા નથી, એ ઘણુંજ અજાયબી ભરેલું છે."

"હું સત્યજ કહું છું કે હું તમને ઓળખતો નથી અને કદાચ ઓળખતો હોઉં; તો પણ હાલ મને તમારો પરિચય યાદ આવતો નથી." વિજયે નિખાલસ દિલથી કહ્યું.

"આપ મને ઓળખો તો છો; પરંતુ હાલ મને ભૂલી ગયા હશો, એ આપની વાત સત્ય છે; કારણ કે ઘણે ભાગે દરેક માણસ ઉચ્ચ પદને પ્રાપ્ત કરે છે, ત્યારે તે આગલા પરિચયવાળાં માણસોને ભૂલી જાય છે. આપના સંબંધમાં પણ આમજ થયું છે. આપ જ્યારે મારા પરિચયને ભૂલી ગયા છો, ત્યારે મારે આપને યાદી આપવી જોઇએ કે હું શાહજાદી આરામબેગમની બાંદી છું અને મારૂં નામ જુલિયા છે." બાંદી જુલિયાએ પોતાનો પરિચય કરાવતાં કહ્યું.

"જુલિયા ?" વિજયે અજાયબ થઇને કહ્યું, "તમને તો હું સારી રીતે ઓળખું છું: કારણ કે આજથી કેટલોક સમય પૂર્વે યમુના નદીના કિનારેથી તમેજ મને શાહજાદી સાહેબાની હજુરમાં લઇ ગયા હતા પરંતુ તેને આજ ઘણો સમય થઇ ગયો હોવાથી હું તમને ઓળખી શક્યો નહોતો. ઠીક, પણ તમારૂં આગમન અત્રે શું કારણથી થયું છે ? શાહજાદી સાહેબાની તબીયત કેવી છે ?"

"વિજયકુમાર !" જુલીયાએ જવાબ આપ્યો. "હું અત્રે શું કારણથી આવી છું તથા શાહજાદી સાહેબાની તબીયત કેવી છે, તે સંબંધી વિગતવાર વાત કહેવાનો મને અવકાશ નથી: કારણ કે હું અત્રે આવી છું, તે ઘણીજ છુપી રીતે આવેલી છું અને તેથી શાહજાદી સાહે-બાએ આપને આપવાનો એક કાગળ આપ્યો છે, તે આપીને જ અત્રેથી પાછી ચાલી જાઉં છું."

જુલિયાએ એ પ્રમાણે કહીને વસ્ત્રમાં છુપાવી રાખેલો એક કાગલ કહાડીને વિજયને આપ્યો. વિજયે તે કાગલને પોતાના હાથમાં લીધો, તે પછી જુલિયાએ કહ્યું. "આપની જુદાઇથી શાહજાદી સાહેબાના કેવા હાલ થયા છે, તે આપ સદરહુ કાગળના વાંચનથી જાણી શકશો. હવે હું જાઉં છું અને કહું છું કે આપને શાહજાદીસાહેબના આ કાગળના પ્રત્યુ-

ન્તરમાં કાગળ લખવો હોય, તો લખીને આપના વિશ્વાસુ માણસ સાથે યમુના નદિના કિનારે ચોકસ સ્થળે રાત્રિના આઠ વાગે મોકલવાની વ્યવસ્થા કરજો. હું તેની રાહ જોતી ત્યાં ઉભેલી હોઇશ."

આટલું કહીને બાંદી જુલિયા ઝપાટાબંધ ઓરડાની બહાર નીકળી ગઇ અને ક્ષણવારમાં આગ્રાના વિશાળ રાજ માર્ગમાં થઇને અદૃશ્ય થઇ ગઇ. જુલિયાના ગમન પછી વિજયે કાગળને બરાબર તપાસીને જોયો તો તે એક બંધ કરેલું પરબીડીયું હતું. તેણે તુરતજ ઉપરનાં પરબીડીઆને ફાડી નાંખીને અંદરથી લાલ રંગનો કાગળ કહાડ્યો અને તેને નીચે મુજબ વાંચવા માંડ્યો:—

"વિજયકુમાર !"

ઘણા દિવસે આ પત્ર લખું છું તેથી તમને અજાયબી તો થશે: પરંતુ મારા હૃદયમાં તમારા માટે જે લાગણી રહેલી છે, તેને આપણાં પુનઃ મીલનની અશક્યતાને લઇ પત્ર દ્વારાએ તમને છેલ્લીવાર દર્શાવવાની આવશ્યકતા મેં સ્વીકારી છે અને તેના પરિણામે મેં ઇચ્છાએ કે અનિચ્છાએ આ કાગળ તમારા તરફ લખી મોકલ્યો છે. મારા મહાલયમાં તે રાત્રિએ જ્યારે આપણું મીલન થયું હતું, ત્યારે મેં તમને સ્પષ્ટતાથી કહ્યું હતું કે હું તમને ઘણા સમય પૂર્વેથી એટલે કે મારી સખી ચંપાના આવાસમાં તમને મેં પ્રથમવાર જોયા, ત્યારથી ચાહતી આવી છું અને હજુ પણ કહું છું કે મારા હૃદયમાં તમારા તરફ જે ચાહના છે, તેમાં જરા પણ ન્યુનતા થયેલી નથી અને તેથી હું તમને પ્રથમ જે રીતે ચાહતી હતી, તેજ રીતે હાલ પણ ચાહું છું. સમસ્ત હિંદુસ્થાન જેનાં ચરણોમાં મસ્તક નમાવી રહ્યું છે, તેવા પ્રબળ પ્રતાપી સમ્રાટ અકબરશાહની હું અતિ વ્હાલી શાહજાદી છું, એ જાણવા છતાં પણ તમે મારા ખરા જીગરના પ્રેમને તિરસ્કારો છો, ત્યારે કાંઇ નહિ તો માત્ર સ્વમાનની ખાતર પણ મારે તમારી ઉપેક્ષા કરવી જોઇએ: પરંતુ કોણ જાણે શાથીએ મારાથી તેમ થઇ શકતું નથી. મારા હૃદયમાં તમારી મનમોહન મૂરત એટલી બધી સચોટ રીતે અંકિત થયેલી છે કે તેને દૂર કરવાનો પ્રબળ પ્રયાસ કરવા છતાં પણ તેમ થઇ શક્યું નથી. હું જાણું છું કે તમે હિંદુ છો, હું મુસલમાન છું અને તેથી તમારા પ્રત્યેની મારી ગમે તેવી અને ગમે તેટલી ચાહના છતાં પણ મારૂં અને તમારૂં ઐક્ય થવું, એ સર્વથા અશક્ય છે. આ સ્પષ્ટ વાત જાણવા છતાં પણ મારો તમારા તરફ જે પ્રેમ છે, તેને તથા ખુદ તમને હું કોઇ પણ

રીતે વિસરી જાઇ શકું તેમ નથી અને તેથી પાક પરવરદેગારને હાજર જાણી પ્રતિજ્ઞા લઉં છું કે તમારા વિના બીજા કોઇ પણ પુરૂષને મારા હૃદયમાં સ્થાન આપીશ નહિ. હિન્દુ અને જૈન શાસ્ત્રોનો મેં જરૂરજોગ અભ્યાસ કરેલો હોવાથી હું એ પણ જાણું છું કે તમારા શાસ્ત્રકારોએ પુનર્જન્મના સિદ્ધાંતને માન્ય રાખેલો છે. અમારો ઇસ્લામ ધર્મ જોકે આ સિદ્ધાંતને માન્ય રાખતો નથી અને તેથી એક ઇસ્લામી તરીકે મારે તેમાં યકિન રાખવું જોઇએ; તોપણ મારો તમારા તરફ જે પ્રેમ છે, તેને લઇને તમારી સન્મુખ જાહેર કરું છું કે જો પુનર્જન્મનો સિદ્ધાંત ખરો હોય અને મૃત્યુ પછી કર્માનુસાર બીજો જન્મ ધારણ કરવો પડતો હોય, તો ભવિષ્યમાં હું અને તમે એકજ જાતિ અને એકજ ધર્મમાં જન્મીને કોઇ સમયે પણ પ્રેમગ્રંથીથી જોડાઇને સુખી થઇ શકશું. ખુદાતાલા મારી આ ઇચ્છાને પાર પાડો, એ છેવટની તેમના પ્રતિ અને કોઇ વાર પત્ર લખી મને યાદ કરશો, એવી તમારા પ્રતિ પ્રાર્થના છે. અસ્તુ.

**લી૦ શાહજાદી આરામબેગમ.**

વિજયે ઉપર્યુક્ત કાગળને બે-ત્રણ વાર વાંચ્યો અને તેમાં લખેલી હકીકતથી તથા શાહજાદીનો પોતાના પ્રત્યેનો નિસ્સીમ પ્રેમ જોઇને તે આશ્ચર્યમુગ્ધ થઇ ગયો. કાગળમાં છેવટે પોતાને કરેલી પ્રાર્થના મુજબ શાહજાદીને પત્ર લખવો કે નહિ, તેના ગંભીર વિચારમાં તે પડી ગયો અને તે એટલે સુધી કે તેની પ્રિયતમા ચંપા તેની સન્મુખ આવીને ઉભી રહી; તોપણ તેને તેની ખબર પડી નહિ. ચંપાએ પોતાના પ્રિયતમને વિચારસાગરમાં ગોથાં ખાતાં નિહાળીને તેનું ધ્યાન પોતાની તરફ ખેંચવાને માટે વિજયને ઉદ્દેશીને પૂછ્યું. "શું વિચારી રહ્યા છો, નાથ!"

વિજયે ચંપાનો મધુર સ્વર સાંભળીને ઘોર નિદ્રામાંથી જાગૃત થઇ સ્મિત હાસ્યપૂર્વક કહ્યું. "પ્યારી! તું અહીં કેટલા સમયથી આવીને ઉભી છે?"

ચંપાએ હસીને જવાબ આપ્યો. "પ્રિયતમ! મને અહીં આવ્યાને બહુ સમય થયો નથી; પરંતુ મારા આગમન પૂર્વે આપ શો વિચાર કરી રહ્યા હતા, તે હરકત ન હોય તો કૃપા કરીને કહો."

ચંપા! વિજયે કહ્યું. "મારા મનની વાત અથવા તો મારા મનનો વિચાર ગમે તેવો ગુપ્ત હોય; તોપણ તને કહેવાને કશી પણ

દરકાર છેજ નહિ. પ્રિય દેવી ! તું જાણે છે કે હું કોઇ અજબ સંયોગોને લઇ શહેનશાહ અકબરની પ્રીતિ સંપાદન કરી શક્યો છું; પરંતુ તે શા કારણથી સંપાદન કરી શક્યો છું, એ વિષેની હકીકત મેં તને કે થાનસિંહ શેઠને કહી નથી. જ્યારે તેં મને એ હકીકત જાણવાને માટે પૂછયું હતું, ત્યારે મેં તને યોગ્ય વખતે તે વિષે કહેવાનું વચન આપ્યું હતું. આજ એ વચનને પાર પાડવાનો વખત આવી લાગ્યો હોવાથી હું તને સઘળી વાતથી વાકેફ કરૂં છું."

એ પ્રમાણે કહીને વિજયે ચંપાના મહાલયનો ત્યાગ કર્યો પછી શાહજાદીનું મીલન, તેનો પ્રેમ, પોતાને કેદમાં પડવું, કેદમાંથી છુટકારો, બાદશાહની સાથે વાતચિત અને છેવટે તેની પ્રીતિને સંપાદન કરવી, એ આદિ બનેલી ઘટનાઓનું સવીસ્તર વર્ણન કરી બતાવ્યું. ચંપા આ સર્વ અજાયબી ભરેલી હકીકત સાંભળીને ક્ષણભર તો મંત્રમુગ્ધ બની ગઇ; પરંતુ ત્યારપછી સાવધ થઇને તેણે આશ્ચર્ય દર્શાવતાં કહ્યું. "શું મારી સખી શાહજાદી આરામબેગમ તમને ચાહે છે ? શું આ હકીકત સંભવિત છે ?"

"પ્રિયતમા !" વિજયે જવાબ આપ્યો. "હા, મેં તને જે હકીકત કહી, તે સંભવિત છે એટલુંજ નહિ, પણ સત્ય છે અને જો તને મારા કથનમાં વિશ્વાસ ન આવતો હોય, તો શાહજાદીનો હમણાંજ આવેલો આ કાગળ બરાબર વાંચી જો એટલે તારી શંકાનું આપોઆપ સમાધાન થશે."

ચંપાએ વિજયના હાથમાંથી કાગળ લેતાં લેતાં કહ્યું. "પ્રાણનાથ ! મને આપના કથનમાં સહેજ પણ અવિશ્વાસ નથી: પરંતુ શાહજાદી આરામબેગમ આપને ચાહે છે, એ વાત જાણીને મને આશ્ચર્ય થયું છે અને તેથીજ મેં આપને એ સ્વાલ કર્યો છે."

"ચંપા ! વિજયે કહ્યું. એમાં આશ્ચર્ય પામવાનું કાંઇપણ પ્રયોજન નથી. તું એક વખત શાહજાદીનો કાગળ વાંચી જો એટલે તારૂં આશ્ચર્ય પલાયન કરી જશે."

ચંપાએ તે પછી શાહજાદીનો કાગળ અથેતિ બે-ત્રણ વાર વાંચી જોયો અને તે પછી તેની શંકાનું સમાધાન થઇ ગયું. તેણે અંતરમાં આનંદને ધારણ કરીને કહ્યું. "પ્રિય પતિ ! શાહજાદીના કાગળના વાંચનથી મારી શંકાનું સમાધાન થઇ ગયું છે અને તેથી તત્સંબંધી હવે કાંઇ પણ

સવાલ આપને પૂછવાનો રહેતો નથી; પરંતુ મને તેના કાગળના વાંચનથી દિલગીરી તથા આનંદની લાગણી એકી સાથેજ થાય છે. દિલગીરી એટલા માટે કે તે બિચારી પોતાની ઇચ્છામાં ફલિભૂત થઇ નહિ અને વિશેષમાં તેના પીતાની અકૃપાનો ભોગ થઇ પડતાં તેને નજરકેદ રહેવું પડે છે અને આનંદ એટલા માટે કે આપે આરામબેગમ જેવી મહાન ઐશ્વર્ય-શાલિની તથા રૂપશાલિની શાહજાદીના ખરા હૃદયના પ્રેમમાં નહિ ફસાતાં મારા પ્રત્યેના પ્રેમને દ્રઢતાથી વળગી રહેવામાં ધર્મને માન્યો છે. પ્રિયતમ! ખરેખર આપ મનુષ્ય નહિ, પણ દેવ છો: કારણ કે શાહજાદી જેવી પરમ નવયૌવના તરૂણીના પ્રેમમાં નહિ ફસાતાં આપ આપના ધર્મને વળગી રહ્યા, એ કાંઇ સહજ વાત નથી. સુંદરીની સૌંદર્ય જ્વાળામાં ઘણા મહાન ગણાતાં પુરૂષો પણ અંધ બનીને કુદી પડયા છે, એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે: પરંતુ આપે સૌંદર્યને, મોહને, ઐશ્વર્યને, લોભને અને કામને ઠોકરે મારીને હૃદયની નિર્મળતા દર્શાવી આપી છે અને તેથી આપ દેવના ઉપનામને સર્વથા લાયક છો. પ્રાણનાથ! હું આપને તે માટે ધન્યવાદ આપું છું."

વિજયે પોતાની પ્રિયતમાનું લંબાણ ભાષણ સાંભળીને આનંદ પામતાં કહ્યું. "પ્યારી! તું મારા ગુણાનુવાદ ગાઇને મને દેવની ઉપમા આપી ધન્યવાદ આપે છે, એ ઠીક છે; પરંતુ તેં પણ મારા પ્રત્યેના તારા પ્રેમને તારા પિતાની વિરૂદ્ધતા છતાં દ્રઢતાથી વળગી રહેવામાં જે ધૈર્ય દર્શાવ્યું છે, તે કાંઇ જેવું તેવું સામાન્ય કાર્ય નથી અને તેથી તને પણ હું સ્વર્ગલોકની દેવીની ઉપમા આપી તને શતકોટિ ધન્યવાદ આપું, તો તેમાં જરાપણ અતિશયોક્તિ કરી કહેવાશે નહિ. પ્રિય ચંપા! હાલ મારી સ્થિતિ બદલાઇ ગઇ છે: પરંતુ જે સમયે મેં તારા આવાસનો ત્યાગ કર્યો, તે સમયે મારી સ્થિતિ તદ્દન દુર્બળ હતી અને મને ચાહવામાં તારા જેવી શ્રીમંત પિતાની પુત્રીને લેશ માત્ર પણ સુખ મળવાનો સંભવ નહોતો; તેમ છતાં મારા ચાલી ગયા પછી પણ તું મને વિસરી ગઇ નહિ એટલુંજ નહિ, પણ તારા પિતાની વિરૂદ્ધ થઇને પણ તેં મારા તરફ તે પ્રેમને તારા હૃદયમાં સાચવી રાખ્યો, એ એક સામાન્ય સ્ત્રીથી બની શકે તેવું સરલ કાર્ય નથી; કિન્તુ તે તો એક પરમ સુશીલા અને સતી સાધ્વી દેવીથીજ બની શકે તેવું છે અને તેથી ખરેખરા ધન્યવાદને પાત્ર તો તુંજ છે."

ચંપા પોતાના ગુણાનુવાદ ગવાતાં સાંભળીને શરમાઇ. શરમથી તેના ગુલાબી ગાલો લાલ લાલ થઇ ગયા. તેણે શરમથી મૃદુ સ્વરે કહ્યું. "પ્રાણપતિ ! મારી મિથ્યા પ્રશંસા શા માટે કરો છો ? એક આર્ય રમણી જે પુરૂષને પોતાનું દિલ એક વખત અર્પણ કરે છે, તેના પ્રેમને ગમે તે ભોગે વળગી રહેવું, તેને તે પોતાનું કર્તવ્ય ગણે છે. હું પણ મારા પિતાની વિરૂદ્ધતા છતાં આપના પ્રેમને વળગી રહી, એ મેં મારા કર્ત્તવ્યથી કાંઇ વિશેષ કર્યું નથી અને તેથી મારી પ્રશંસા કરવાની કાંઇ પણ અગત્ય નથી."

વિજય પોતાની પ્રિયતમાની નિરભિમાન વૃત્તિ જોઇને આનંદમગ્ન થઇ ગયો. તેણે આનંદના અતિરેકથી આસન ઉપરથી ઉઠી નવયૌવના ચંપાને પોતાની બાથમાં લઇ તેને દૃઢાલિંગન આપતાં કહ્યું. "વ્હાલી ચંપા ! મારી કે તારી ઉભયની પ્રશંસાની વાતને જવા દઇએ: કારણકે આપણે આપણાં કર્ત્તવ્યથી કાંઇ વિશેષતા કરી નથી અને તેથી આપણે અરસપરસ પ્રશંસા કરવાને બદલે પરમ કૃપાળુ પરમાત્મા મહાવીર ભગવાન કે જેમની દયાથી આપણું ઐક્ય થયું છે, તેમનીજ પ્રશંસા અને તેમનાજ ગુણાનુવાદ ગાવાની અગત્ય છે. કેમ મારૂં કથન તને સત્ય જણાય છે ?"

રૂપસુંદરી ચંપા કે જે અત્યારસુધી પોતાના પ્રિયતમના સુખકર આલિંગનની મજા માણુતી હતી; તેણે સ્મિત હાસ્ય કરીને જવાબ આપ્યો. "પ્રાણેશ ! આપનું કથન સર્વથા સત્ય છે."

આ રીતે આ પ્રેમી યુગલ અરસપરસ આલિંગન દઇને અપૂર્વ સુખનો અનુભવ કરતું હતું. અહો ! ધન્ય છે આવાં પ્રેમીઓને અને ધન્ય છે તેમનાં જીવનને ! પરમાત્મા ! અમારા સમાજમાં આવાં પ્રેમી યુગલો સ્થળે સ્થળે દર્શાવવાની આપ ક્યારે કૃપા કરશો ? આલિંગનમાંથી મુક્ત થયા પછી વિજયે શાહજાદી આરામબેગમને કાગળ લખ્યો હતો કે નહિ; તે અમે જાણતા નથી. તેમજ ભવિષ્યના જીવનમાં વિજય તથા શાહજાદીનું ઐક્ય થયું હશે કે નહિ, તે પણ કેવળજ્ઞાનના અભાવે અમે કહી શકતા નથી: તેમ છતાં એટલું તો અમે અમારા વાંચક મહાશયોને વચન આપીએ છીએ કે ભવિષ્યના કોઇ પણ જન્મમાં અમને કેવળજ્ઞાન થશે, તો અમે વિજય તથા શાહજાદીના ઐક્યના હેવાલને આપને ઘણી ખુશીથી કહી શકશું. અસ્તુ.



# પ્રકરણ ૩૦ મું.

## આનંદોત્સવ.

મહારાણા પ્રતાપસિંહે મેવાડના ઘણાખરા પ્રદેશને જીતી લીધો હતો; પરંતુ અમે અગાઉ કહી ગયા તેમ ચિત્તોડ, અજમેર તથા માંડલગઢ એ ત્રણ કિલ્લાઓ અને તેની આસપાસનો મુલક તે જીતી શક્યા નહોતા અને તેથી તેમણે પોતાની રાજધાની ઉદયપુરમાં રાખીને મેવાડના મહારાણાના પદને પુનઃ પ્રાપ્ત કરી રાજ્યાસનને સુવ્યવસ્થાપૂર્વક ચલાવવાની ગોઠવણ કરી લીધી હતી. શહેનશાહ અકબરે પણ હવે પ્રતાપસિંહને હેરાન કરવાનો વિચાર માંડી વાળેલો હતો અને તેથી તેણે પોતાનું સૈન્ય મેવાડમાં પુનઃ કદિ પણ મોકલ્યું નહોતું. મોગલોનો ત્રાસ આ પ્રમાણે દૂર થવાથી મહારાણા પોતાના પરિવાર સાથે જોડે આનંદમાં દિવસો વ્યતિત કરતા હતા; તોપણ તેમને ચિત્તોડ કબજે ન થઇ શકવાથી સંપુર્ણ શાંતિ મળી નહોતી અને તેથી તે, તે માટે ચિંતાતુર પણ રહેતા હતા; પરંતુ એકંદર રીતે તેમનું જીવન સુખ અને શાંતિમાં વ્યતિત થતું હતું. આ શાંત અને સુખની યોગ્ય તકનો લાભ લઇ તેમણે લાંબા સમયના યુદ્ધ દરમ્યાન જે માણસોએ પોતાના દુઃખમાં ભાગ લીધો હતો, તે માણસોની યોગ્ય કદર કરવાને અને તે નિમિત્તે આનંદોત્સવ કરવાને માટે તેમણે થોડા જ સમયમાં એક દરબાર ભરવાનું નક્કી કર્યું હતું. આ દરબારનો દિવસ પણ મુકરર કરવામાં આવેલો હોવાથી તે માટેની જરૂરી તૈયારીઓ પણ ચાલી રહી હતી. યોગ્ય સમયે દરબારને માટે મુકરર કરેલો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે પ્રાતઃકાળથી જ રાજમહાલયમાં માણસોની દોડધામ થઇ રહી હતી. જે વિશાળ ઓરડામાં દરબાર ભરવાનું નક્કી થયેલું હતું, તેને અચ્છી રીતે શણગારવામાં આવ્યો હતો. એક બાજુ મધ્યમાં મહારાણા અને યુવરાજનાં સિંહાસનો અને તેની બન્ને બાજુએ રાજ્યના ભાયાતો, સરદારો, અધિકારીઓ, વિદ્વાનો, પંડિતો, અને પ્રજાજનોનાં જૂદાં જૂદાં આસનો ગોઠવેલાં હતાં. પ્રાતઃકાળના બીજા પહોરની નોબતો વાગી ગયા પછી માણસોની આવજા વધી પડી; કારણકે દરબારનો સમય નજીક આવતો જતો હતો અને તેથી દરબારમાં બેસનારાં માણસો ઉતાવળાં ઉતાવળાં

ક્રમાનુસાર આવીને પોતપોતાનાં આસનો ઉપર બેસતા હતા. રાજ્યના ભાયાતો મૂછોને વળ દેતા હતા, સરદારો છાતી કહાડીને ટટ્ટાર બેઠા હતા, અધિકારીઓ ચુપચાપ વિચાર કરતા હતા. વિદ્વાનો અને પંડિતો પરસ્પર વાર્તાલાપ કરતા હતા અને પ્રજાના આગેવાનો આનંદમગ્ન જણાતા હતા. સમસ્ત દરબાર ચિક્કાર ભરાઇ ગયો હતો. વચ્ચે રાજ્યના આશ્રિત કવિઓ પલાંઠી વાળીને આતુરતાથી બેઠેલા હતા. આ ઓરડાની લગોલગ એક બીજો પણ ઓરડો હતો અને તેની વચ્ચેની દિવાલમાં દ્વાર રાખેલું હોવાથી ત્યાં ચક નખાવીને સ્ત્રીવર્ગને માટે બેસવાની ગોઠવણ કરવામાં આવેલી હતી. સ્ત્રીવર્ગમાં મહારાણી પદ્માવતી, અલકાસુંદરી, રાજકુમારી કમળા, સલુંબરરાજની કન્યા યમુના, રાજા રઘુવીરસિંહની કન્યા રૂકિમણી, ભામાશાહની પુત્રી કુસુમ, કૃષ્ણલાલની પત્ની મનોરમા અને તે ઉપરાંત અન્ય સરદારો અને પ્રજાના આગેવાનોની સ્ત્રીઓ, બ્હેનો અને પુત્રીઓ હાજર હતી અને તેઓ સર્વ ચકની આડમાંથી દરબારના કાર્યક્રમને જોતી હતી અને પરસ્પર ઝીણી ઝીણી વાતો કરતી હતી. રાજ્યના મુખ્ય સરદારો, મંત્રીશ્વર ભામાશાહ તથા પ્રતાપસિંહના બીજા કુમારો પણ આવી ગયા હતા અને પોતાને યોગ્ય એવા આસનો ઉપર બેઠેલા હતા. દરબારનો સમય થઇ ગયો હોવાથી બધાં મહારાણાની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા, તે દરમ્યાન નોબતનો અવાજ સંભળાયો અને તે સાથેજ મહારાણા પ્રતાપસિંહ અને યુવરાજ અમરસિંહ પોતાના ખાસ અંગરક્ષકો સાથે દરબારમાં આવી પહોંચ્યા. બધાએ ઉભા થઇને તેમને ઘટિત માન આપ્યું અને દરબારની ચોતરફ ગોઠવેલા સૈનિકોએ પોતાની ઉઘાડી રાખેલી તલવારો નમાવીને તેમનો આદરસત્કાર કર્યો. મહારાણા પ્રતાપસિંહ અને યુવરાજ અમરસિંહ પોતપોતાનાં આસનો ઉપર બેસી ગયા કે તુરતજ બધા સભાજનો પણ બેસી ગયા. ત્યારબાદ મંત્રીશ્વર ભામાશાહની સૂચન થી રાજ્યના મુખ્ય કવિએ નીચે પ્રમાણે કવિત જુસ્સાભેર ગાયું:—

"વીર મહીપતિ નરપતિ જય જય,
રવિકુલ–રવિ તુમ ભારત–રક્ષક,
કાંપત શત્રુ સદા તુમ્હરે ભય,
પ્રગટૈ ગગન પ્રતાપ પ્રબલ તવ,
હોહી સદા પ્રભુ રિપુદલબલ છય." *

---

* મેવાડ પતન નાટકમાંથી.

કવિતા શ્રવણથી સમસ્ત દરબારમાં વીરોચિત ભાવનાની અસર પ્રસરી ગઇ. સર્વ દરબારીઓ મુછોના આંકડા વાળવા લાગી ગયા અને સૈનિકો પોતાની તલવારોને ઉંચી નીચી કરવા મંડી ગયા. ક્ષણવાર પછી મહારાણા પ્રતાપસિંહે નેત્રસંકેત કર્યો અને તે સાથે જ દરબારમાં શાંતિનું સામ્રાજ્ય જામી ગયું. ત્યારબાદ મહારાણા પ્રતાપસિંહ સિંહાસન ઉપરથી ઉભા થયા કે તુરતજ સમસ્ત સભાજનોએ તેમને આનંદના ઉદ્‌ગારોથી વધાવી લીધા. આ આનંદનો ધ્વનિ શાંત થયા પછી મહારાણાએ બોલવાની શરૂઆત કરતાં કહ્યું:—

" મ્હારા પ્રિય સરદારો, અધિકારીઓ અને પ્રજાજનો ! મોગલ સમ્રાટ શહેનશાહ અકબરની સાથે ઘણા લાંબા સમયથી જે યુદ્ધ ચાલી રહ્યું હતું, તેમાં ઉંતટે આપણને ભગવાન્ એકલિંગજીની કૃપાથી વિજય મળ્યો છે, તે વાતને તમે સર્વ જાણો છો. હવે આ યુદ્ધમાં પોતાનાં આપ્તજનો અને પોતાના પ્રાણની પણ દરકાર કર્યા સિવાય જે જે માણસોએ મારી સાથે રહીને તથા વને વને ભટકીને મને જે અમૂલ્ય સહાય કરી છે, તે તે માણસોની યોગ્ય કદર કરવાને અને તે નિમિત્તે આનંદોત્સવ ઉજવવાને માટે આ દરબાર ભરવામાં આવ્યો છે. મારે ઘણા જ આનંદ પૂર્વક કહેવું જોઇએ છે કે મારી સાથે દુઃખ સહન કરવામાં જે સરદારો હતા, તે સર્વેએ મને ઘણી અમૂલ્ય સહાય કરેલી છે; પરંતુ તે સર્વમાં મંત્રીશ્વર ભામાશાહે મને કહો કે સમસ્ત મેવાડને જે સહાય કરી છે, તેની ક્યા શબ્દોમાં પ્રશંસા કરવી, તે મને સુજતું નથી. મંત્રીશ્વર ભામાશાહે મારા દુઃખના દિવસોમાં મારી સાથેના સાથે રહી મારી નિરાશાના વખતે યોગ્ય સલાહ અને ઉત્સાહ આપવાની સાથે ચપ્પનના પ્રદેશમાં થયેલા યુદ્ધમાં મોગલ સરદાર ચંદસિંહની તલવારનો ભોગ થતાં મને બચાવી લીધો હતો. આ ઉપરાંત મેવાડના પુનરૂદ્ધાર માટે પોતાની સકલ સંપત્તિનો ભોગ આપીને તેમણે દેશના રક્ષણને માટે જે સ્વાર્પણ કર્યું છે, ખરેખર મારા એકલાના જ નહિ; કિન્તુ સમસ્ત મેવાડના ધન્યવાદને પાત્ર છે. મારે ખાસ કરીને કહેવું જોઇએ છે કે મંત્રીશ્વર ભામાશાહે પોતાનાં અખુટ ધનને મેવાડના પુનરૂદ્ધારને માટે જો મને અર્પણ કર્યું ન હોત, તો આજે પણ મેવાડ પરતંત્ર દશામાંજ હોત અને તમારો આ મહારાણો કોણ જાણે કેટલાએ દૂરના દેશમાં નિરાશ બનીને ચાલ્યો ગયો હોત. આ કારણથી એટલે કે તેમનાં અલૌકિક સ્વાર્પણથી જ મેવાડનો વિજય થયો છે અને તેથી તેનો સઘળો યશ તેમને જ મળ્યો છે. મંત્રીશ્વરે પોતાનો જન્મ-

અમર થઇ ગયાં છે એટલુંજ નહિ; પણ તેઓ અક્ષય કીર્તિને સંપાદન કરીને સ્વર્ગલોકમાં ગયા છે. હવે મંત્રીશ્વર ભામાશાહ સિવાય સલુંબર-રાજ ગોવિંદસિંહજી, ચંદાવત કૃષ્ણ, રઘુવીરસિંહ, કર્મસિંહ, ભીલનાયક અને ભીલસરદારો, ઠાકોર રાયસલ તથા બીજા ઠાકોરો અને બીજા જે જે સરદારો તથા સૈનિકોએ દેશના રક્ષણના કાર્યમાં જે કિંમતી સહાય મને કરી છે, તે સર્વ વીર પુરુષોની તથા જેમણે પોતાના પ્રાણનો યુદ્ધમાં ભોગ આપ્યો છે, તેમના વંશજોની યોગ્ય કદર કરવાનું હું વિસરી જતો નથી અને તેથી તેઓ સર્વને પોત પોતાને યોગ્ય એવાં ઇનામો અને જાગીરો અર્પણ કરવાનું જાહેર કરું છું. આ ઇનામો તથા જાગીરોની સવિસ્તર હકીકત હું થોડા સમયમાં તમને જણાવવાનું વચન આપું છું. આ ઉપરાંત યુદ્ધના કાર્યમાં મેં મારું સઘળું જીવન વ્યતિત કરેલું હોવાથી મારી ભગવાનની ભક્તિ કરવાની ઇચ્છા હોવાથી મને શાંતિવાસની જરૂર છે અને તેથી મેવાડનો ચિરસ્મરણીય મુકુટ થોડાજ વખતમાં હું યુવરાજ અમરસિંહને સુપ્રત કરવા માગું છું અને તેથી તે માટેની તથા મારા અત્યંત પ્રીતિપાત્ર સરદાર રાજા રઘુવીરસિંહની કન્યા રૂકિમણી સાથે યુવરાજ અમરસિંહનું લગ્ન કરવાની સર્વ પ્રકારની તૈયારી કરવાની સૂચના મંત્રીશ્વરને આપું છું. વળી મારા જાણવામાં આવ્યું છે કે મંત્રી-શ્વર ભામાશાહ પણ પોતાની પુત્રી કુસુમનું લગ્ન કર્મસિંહ સાથે કરવાને ઇચ્છા ધરાવે છે અને તેથી તેમનાં લગ્નની સર્વ વ્યવસ્થા પણ મારા રાજ્ય તરફથી કરવાની આજ્ઞા કરું છું. છેવટમાં જેની કૃપાથી આપણે પુનઃ આનંદના દિવસો જોવા ભાગ્યશાળી થઇ શક્યા છીએ, તે ભગવાન એક-લિંગજીનો જય બોલી હું મારું વક્તવ્ય સંપૂર્ણ કરું છું."

મહારાણા પ્રતાપસિંહ પોતાના સિંહાસન ઉપર એ પ્રમાણે બોલીને બેસી ગયા કે તુરતજ દરબાર 'ભગવાન એકલિંગજીનો જય, મેવાડના મહારાણાનો જય સ્વતંત્રતાદેવીનો જય' એ વાક્યોથી ગાજી ઉઠ્યો. આ હર્ષની ગર્જના શાંત પડ્યા પછી મંત્રીશ્વર ભામાશાહ પોતાના આસનપરથી ઉઠ્યો અને તેને પણ સભાજનોએ વધાવી લીધો. ત્યારબાદ તેણે બોલવાની શરૂઆત કરતાં કહ્યું."ક્ષત્રિકુલતિલક મહારાણા! વીરશિરો-મણી સરદારો! અને સદ્‌ગૃહસ્થો! મેવાડનો પુનરૂદ્ધાર કરવાની આપણી ઘણા દિવસોની જે તીવ્ર ઇચ્છા હતી, તે ભગવાન એકલિંગજી તથા પરમાત્મા મહાવીરના કૃપાપ્રસાદથી ફલિભૂત થઈ છે અને તેથી તે ખાતર આપણે જેટલો આનંદ દર્શાવીએ તેટલો થોડોજ છે.

આપણા પ્રિય દેશ મેવાડના થયેલ પુનરુદ્ધારનો બધો યશ મહારાણા મને આપે છે અને તે માટે મારી પ્રશંસા કરે છે, તે તેઓશ્રીનાં હૃદયની નિર્મળતાનું દર્શન કરાવે છે; પરંતુ ખરી રીતે જોતાં મેં જે કાંઇ સ્વાર્પણ કર્યું છે, તે મારી ફરજથી જરા પણ વિશેષ નથી. સ્વદેશની સ્વતંત્રતા માટે ભોગ આપવો, દેશના રક્ષણને માટે સ્વાર્પણ કરવું અને સ્વતંત્રતાની પ્રાપ્તિને માટે દુઃખોને સહન કરવાં, એ પ્રત્યેક સ્વદેશભક્ત માણસની ફરજો છે અને મેં આ ફરજોથી શું વિશેષ કાર્ય કર્યું છે કે મારી આટલી બધી પ્રશંસા કરવામાં આવે છે? મેવાડના ઉદ્ધારને માટે આપણે બધાએ સાથે મળીને ઉદ્યમ કરેલો છે અને તેથી તેનો યશ મને એકલાનેજ નહિ; કિન્તુ આપ સર્વને મળવો જોઇએ છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવા છતાં પણ મહારાણા શ્રી મારા યત્કિંચિત સ્વાર્પણને માટે મારી જે કદર કરે છે, તેનો સેવકભાવે સ્વીકાર કરૂં છું અને પરમાત્મા પાસે પ્રાર્થના કરૂં છું કે દેશની, સમાજની અને ધર્મની સેવા કરવાનો શુભ પ્રસંગ મને પુનઃ પુનઃ મળો. છેવટે ભગવાન એકલિંગજી તથા પરમાત્મા મહાવીર સર્વનું કલ્યાણ કરો, એવી અંતરની ઇચ્છા સમેત બેસી જવાની રજા લઉં છું."

ભામાશાહ એ પ્રમાણે કહીને બેસી ગયા કે તુરતજ ફરીથી દરબાર જયઘોષથી ગાજી રહ્યો. તે પછી સલુંબરાજ ગોવિંદસિંહે ઉભા થઇને કહ્યું. "મેવાડના મુકુટમણિ મહારાણા! વ્હાલા સરદારો અને અધિકારીઓ! તથા પ્રજાજનો! આપણા મહારાણાશ્રીએ મેવાડના ઉદ્ધારને માટે આનંદ દર્શાવી મંત્રીશ્વર ભામાશાહ તથા અન્ય સરદારો, સૈનિકો અને ભીલોની જે કદર કરી છે, તે સર્વથા યોગ્યજ છે; કારણ કે તેમણે બધાએ દેશના ઉદ્ધારના કાર્યમાં ઘણોજ ભોગ આપેલો છે અને તેથી લાયક માણસોની કદર થાય, એ સર્વથા સ્વાભાવિક અને ઉચિત જ છે. મારા પોતાના અનુભવ ઉપરથી હું ખાતરીપૂર્વક કહું છું કે મેવાડના ઉદ્ધારને માટે મંત્રીશ્વર ભામાશાહે જે સ્વાર્પણ કર્યું છે, તે અલૌકિક જ છે અને તેથી મેવાડના ઉદ્ધારનો બધો યશ તેમને આપવાને મહારાણાશ્રીએ જે ઉદ્દગારો કહાડ્યા છે, તે સત્યજ છે. મેવાડનો ઉદ્ધાર કરનાર મંત્રીશ્વર ભામાશાહજ છે; તેમનીજ સહાયથી આપણને વિજય મળ્યો છે અને તેમનીજ સલાહથી આપણે આ શુભ દિવસ જોવા ભાગ્યશાળી થઇ શક્યા છીએ. ગુણવાન પુરૂષો પોતાના ગુણની થતી પ્રશંસાને સાંભળવાનું પસંદ કરતાં નથી, એ ન્યાયે જો મંત્રીશ્વર

ભામાશાહ પોતાની પ્રશંસાને સાંભળવાને ઇચ્છતા ન હોય, તો તે સ્વાભાવિકજ છે; પરંતુ તેમણે પોતાના અખુટ ધનનો દેશના ઉદ્ધારને માટે જે ભોગ આપ્યો છે, તે પ્રશંસાનેજ પાત્ર છે."

આ પ્રમાણે બોલીને ગોવિંદસિંહ બેસી જતાં પુનઃ મહારાણા પ્રતાપસિંહનો જય, મેવાડના ઉદ્ધાર કર્ત્તાનો જય અને જન્મભૂમિ મેવાડનો જય, એ ત્રણ જયકારોથી દરબાર ગાજી રહ્યો. ક્ષણવાર રહી દરબાર બરખાસ્ત કરવાની આજ્ઞા મહારાણાએ આપતાં દરબારીઓ મહારાણાને નમન કરીને આનંદમગ્ન થતાં થતાં ચાલ્યા ગયા. મહારાણા અને યુવરાજ પોતાનાં મહાલયોમાં ગયા અને મંત્રીશ્વર ભામાશાહ, કૃષ્ણલાલ અને કર્મસિંહ ત્રણે સાથે ભામાશાહના આવાસે ગયા. દરબાર જોવાને એકત્ર થયેલું સ્ત્રીમંડલ પણ વિવિધ વાર્તાલાપ કરતું સ્વસ્થાનકે ચાલ્યું ગયું.

આ દરબારની ઘટના બન્યા પછી યુવરાજને રાજ્યાભિષેક કરવાની તૈયારીઓ ચાલી રહી. યુવરાજ અમરસિંહનો રાજ્યાભિષેક અને રૂક્મિણીની સાથે તેનું લગ્ન એ બન્ને ક્રિયાઓ સાથેજ થવાની હોવાથી ઉદયપુરમાં ચોતરફ આનંદ પથરાઇ ગયો હતો. રાજ્યાભિષેક તથા લગ્નની તૈયારી થઇ રહેતાં યોગ્ય મુહુર્તે બન્ને શુભ કાર્યોને કરવામાં આવ્યાં. યુવરાજનાં લગ્ન થયાં પછી કર્મસિંહ તથા કુસુમનાં લગ્ન પણ થઇ ગયાં. આ પ્રમાણે આ ઉભય પ્રેમીયુગલો લગ્નની પવિત્ર ગાંઠથી એકત્ર થઇને સ્વર્ગીય સુખનો અનુભવ કરવા લાગ્યાં. અમરસિંહને મેવાડના રાજ્યનો ભાર સોંપ્યા પછી તથા કૃષ્ણલાલને મંત્રીશ્વરની પદ્વી આપ્યા પછી મહારાણા પ્રતાપસિંહ, દેવી પદ્માવતી તથા અલકાસુંદરી સાથે ઉદયપુરના ઉપવનમાં સરોવરના તટે પર્ણકુટીઓ બાંધીને રહેવા લાગ્યાં અને મંત્રીશ્વર ભામાશાહ પણ તેમની સાથે રહેવાને ગયા.

વાંચક બન્ધુઓ અને બ્હેનો! અત્રે આ ઐતિહાસિક નવલકથા સંપૂર્ણ થાય છે. મેવાડના ભાગ્યવિધાયક મંત્રીશ્વર ભામાશાહની વીરતા, દક્ષતા અને સ્વદેશભક્તિથી મેવાડનો પુનરુદ્ધાર થયો હતો, એ વાતને માત્ર અમેજ કહીએ છીએ તેમ નથી; કિન્તુ બધા ઇતિહાસકારો એમજ કહે છે અને તેથી મંત્રીશ્વર ભામાશાહને મેવાડના ઉદ્ધારકર્ત્તાનું બિરૂદ મળેલું હતું. આજે તે વીરશિરોમણી પ્રતાપસિંહ નથી, તેમ મેવાડનો ઉદ્ધારકર્ત્તા સ્વદેશભક્ત ભામાશાહ નથી; પરંતુ એ ઉભય પુરૂષોત્તમ વીરોની કીર્ત્તિ સમસ્ત હિન્દુસ્થાનમાં ચોતરફ ગવાઇ રહી છે અને એજ

એમનાં અમરત્વનું સુચિહ્ન છે. એક જૈન-આદર્શને જાણનારા વ્યક્તિના હાથે તેની અપૂર્વ ઉદારતાથી મેવાડનો પુનરુદ્ધાર થયો, એ જૈન ઇતિહાસની સર્વોત્તમ ઉજ્જ્વલ ઘટના હોવાથી સમસ્ત જૈનીઓને માટે અત્યંત ગૌરવનો વિષય છે. પરમાત્મા જૈનીઓના હાથે દેશ, સમાજ અને ધર્મની સેવાનાં આવાં અનેક કાર્યો કરવાનો સુઅવસર પુનઃ પુનઃ આપે, એજ અંતઃકરણની તિવ્ર શુભેચ્છા છે. અસ્તુ.

ધન્ય છે, પ્રતાપસિંહ તમારી દ્દઢતાને! અને ધન્ય છે, ભામાશાહ તમારી ઉદારતાને!



# વડોદરામાં નવી મીલ.

## THE NEW BARODA MILLS COMPANY LTD.

## ધી ન્યૂ બરોડા મીલ્સ કંપની લીમીટેડ.

થાપણ ફંડમાં. ૨૦૦૦૦૦) [illegible] શાખ રૂ. ૧૦૦) ના એવા [illegible] છે, જે પૈકી ૨૦૦૦) શેર ઓરડીનરી [illegible] ૨૦૦૦ ડીફર્ડ ગણાશે.

૧૨૫ ઓરડીનરી શેર ખરીદનાર ૧ ડીફર્ડ ખરીદી શકશે.

દર શેર દીઠ ડીપોઝીટ રૂ. ૧૦) તથા એલોટમેન્ટ વખતે રૂ. ૧૫) લેવામાં આવશે બાકીના કોલ ડાયરેક્ટરો ઠરાવશે.

ડીફર્ડ શેર ખરીદનારને ડીવીડંડ ઉપરાંત એજંટને મળતા કમીશનમાંથી ૧ ભાગનો ફાયદો મળશે.

ડાયરેક્ટરો સંભાવીત ગૃહસ્થો તથા મીલ એજંટો છે.

### બેન્કર્સ.

શેઠ જવેરચંદ લખમીચંદ. વડોદરા.

શેઠ ગીરધરલાલ હરિલાલ. રીચીરોડ. અમદાવાદ.

સે. ટ્રે. અને એજન્ટસ.

### મેસર્સ—જવેરચંદ લખમીચંદ એન્ડ બ્રધર્સ.

અરજીના ફોર્મ બેંકર્સને ત્યાંથી અગર ધી વડોદરા સ્પી॰ એન્ડ વી॰ કં. લીમીટેડમાં માગણી કરવાથી મળશે.